ગાંડીવ સાહિત્ય વાટિકા
પુષ્પ: :વીસમું

# દેવી ચૌધરાણી

લેખક:

શ્રી બંકિમચન્દ્ર ચટ્ટોપાધ્યાય




પ્રગટકર્તા—

ગાંડીવ સાહિત્ય મન્દિર

૧૮૦–કેળાંપીઠ

રૂપિયા ] સુરત [ દેઢ

૫૪૮૯૪

# ગાંડીવ સાહિત્ય વાટિકા




ગાંડીવ છાપખાનું કેળાંપીઠ સુરતમાં
છાપી ગાંડીવ સાહિત્ય મંદિરમાંથી
નટવરલાલ વીમાવાળાએ પ્રગટ કરી.

# ત્યાગપ્રેરિકા

બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયનું સ્થાન બંગાળામાં કેવું છે એ વિષે કશું લખવા બેસવું એ ક્યાં તો બંકિમનું કે ક્યાં તો ગુજરાતના જ્ઞાનવૈભવનું અપમાન કરવા બરાબર છે.

બંકિમથી ગુજરાત અપરિચિત નથી; છતાં અત્યારે બંકિમના પુસ્તકો ગુજરાતમાં મળી શકતાં નથી. કોઈ કોઈ મળે છે, તો તે છૂટાછવાયાં જુદાં જુદાં પ્રકાશકોએ પ્રગટ કરેલાં, અને છૂટક ત્રુટક. એટલે ગાંડીવ તરફથી બંકિમનાં તમામ પુસ્તકો એકસરખા સ્વરૂપમાં ગુજરાતને મળે એવી યોજના કરી છે.

હિન્દના ઘડતરમાં—હિન્દની પ્રગતિમાં બંગાળાનો ફાળો સૌથી જબરો ગણાય. જગતવિજયી વિભૂતિઓ જેટલી એણે પેદા કરી છે એટલી ભારતના કોઈ ઈતર પ્રાંતે નથી કરી. સ્વતંત્રતાની તાલાવેલી પણ સૌથી પહેલી એને લાગી; અને બોમ્બ ધાડ આદિની ત્રાસનીતિને માર્ગે સ્વતંત્રતાનો પ્રયાસ કરનારા બારીન્દ્ર, ભૂપેન્દ્ર, રાસબિહારી, પુલિનદત્ત, શચીન્દ્ર સાન્યાલ વગેરે પતંગિયાં પણ ત્યાંજ પ્રગટ્યાં. આ બધી પ્રગતિમાં બંગાળાના સાહિત્યનો ફાળો નજીવો ન જ હોય. અને ખુદ બંકિમની કૃતિઓએ બંગાળાના જુવાનનું માનસ ઘડવામાં મોટો ફાળો આપ્યો છે. બોમ્બયુગને ઘડનારા એ જુવાનીઆઓ પોતાની આત્મકથાઓમાં સ્પષ્ટ રીતે કબુલે છે કે બંકિમની કૃતિ દેવી ચૌધરાણી અને આનંદમઠમાંથી એમણે ખૂબ પ્રેરણા પીધેલી. "બોમ્બયુગનું બંગાળા" માં **બંગજાગૃતિ** નામનો જે નિબંધ મેં લખ્યો છે તેમાંથી ટાંકું તો:

"બંકિમચન્દ્રની નવલકથા આનંદમઠે બંગાળી સાહિત્યમાં એક નવુંજ પાનું ઉઘાડી રાષ્ટ્રીય નવચેતન સ્ફુરાવ્યું

હતું. એણે સાહિત્યનો ધોધમાર બંગાળામાં વરસાવેલો તેમાં જે ધાર્મિક વિચારો અને સ્વદેશસેવાના તત્વોનું નિરૂપણ હતું તે એવી [illegible] ઘડાવેલું હતું કે તેને લીધે બુદ્ધિ અને હૃદય બંને પર અસર થતી."

પરમ જ્ઞાનયોગી સ્વામી વિવેકાનંદના ભાઈ ડૉ. ભૂપેન્દ્રનાથ દત્ત પીએચ. ડી. જેઓ અત્યારે બર્લિનમાં વસે છે અને બેમ્બયુગના પ્રણેતાઓમાંના એક હતા, તેમણે 'બંગાળાનો અપ્રસિદ્ધ રાજનૈતિક ઇતિહાસ' નામના પોતાના બંગાળી પુસ્તકમાં લખ્યું છે: "બંગાળા 'આનંદમઠ'નો દેશ: બંગાળા 'દેવી ચૌધરાણી'નો દેશ; એજ નવલોનો:જમાનો જાણે બંગાળામાં ફરી પ્રગટ્યો..........." ડૉ. દત્તે પોતાના પુસ્તકમાં બંગાળને પ્રેરણા આપવા માટે આનંદમઠ અને દેવી ચૌધરાણી એ બે પુસ્તકોનું ઋણ ઠેર ઠેર સ્વીકારેલું છે.

એટલે હિન્દનો ક્રાન્તિનો ઇતિહાસ સમજવા માટે આ બે પુસ્તકોનું વાચન અનિવાર્ય છે. બંગાળાના જુવાનોએ જે સાહિત્યમાંથી પ્રેરણા પીધી તે વાંચવાથી તેમની પ્રવૃત્તિની સમજ વિશેષ સ્પષ્ટતાથી પડે. એટલા કારણસર આનંદમઠ બહાર પાડયા પછી તરતજ ત્યાગ પ્રેરિકા દેવી ચૌધરાણી પસંદ કરી છે અને તે પ્રગટ થાય છે. હવે પછી બંકિમનાં બીજાં ઐતિહાસિક, સામાજીક પુસ્તકો—નવલો ક્રમવાર પ્રગટ થશે.

દેવી ચૌધરાણી નવલકથા તરીકે પણ ઘણી ઉત્તમ પંક્તિની કૃતિ છે. તેમાં બંગાળાનું સામાજીક જીવન ઘણી સારી રીતે ચિત્રિત થયું છે. અને પાત્રોના ચરિત્રાલેખન તથા રસનિષ્પત્તિ વિષે બંકિમની કૃતિમાં પૂછવાનુંજ શું હોય?

આશા છે કે ગુજરાત આ પુસ્તકનો આદર કરશે.

**નટવર વીમાવાળા**

## પ્રકરણ ૧

એ કીકી—એ કીકી—એ પેટબળી !

એ .........આવી..........

માએ બૂમ પાડી. છોકરી પાસે આવી, ને કહેવા લાગી: કેમ, મા ?

મા બોલી: જા તો બ્હેન, ઘોષ બાબુને ઘેરથી વેગણુ માંગી લાવ.

પ્રફુલ્લમુખીએ જવાબ આપ્યો: મારાથી જવાશે બવાશે નહિ. ભીખ માંગતાં હું તો લજવાઈ મરૂં છું.

મા કહેવા લાગી: ત્યારે ખાઇશું શું ? આજે તો ઘરમાં કાંઇ કરતાં કાંઇ નથી.

પ્રફુલ્લ: તો એકલો ભાત ખાઈશું. રોજ રોજ ભીખ માંગવી કેમ પરવડે ?

મા: જાણે ઘરમાં પરોણો આવી હોય તેમ ભારે ખમ શાની થાય છે? ભિક્ષાવૃત્તિ એ તો ગરીબ ગુરબાંઓનો જન્મસિદ્ધ હક છે. એમાં વળી શરમ કેવી !

પ્રફુલ્લ ગમ ખાઈ ગઈ, કશોય જવાબ દીધો નહિ. આખરે મા બોલી ઉઠી: એમ હોય તો તુંજ કરી દે ભાતની તૈયારી; હું નીકળી પડું છું ક્યાંક શાકભાજીની શોધમાં.

તે સાંભળીને પ્રફુલ્લ છછણી પડી: ખાવું હોય તો મને કરઠી ખા, પણ માંગવા ક્યાંઈ નીકળીશ નહિ. ઘરમાં ચોખા છે, મીઠું છે, ઝાડ પર લીલાં મરચાં લટકે છે, –ઐરાં માણુસને એથી વિશેષ બીજું શું જોઇએ ?

મા તે સાંભળીને આખરે પલળી–લટી ગઇ. ભાતનું આંધણુ ચૂલા પર ચઢાવીને તે ચોખા ધોવામાં ગુંથાઈ. પણ ચોખાની ટોપલી હાથમાં લઈને ગાલ પર હાથ ટેકવી તે કહેવા લાગી: ચોખાજ ક્યાં છે ? પ્રફુલ્લે જોયું તો તેમાં ભાગ્યેજ મુઠ્ઠીભર ચોખા જણાયા. એટલા ચોખા તે કોને નાકે બાંધે !

ટોપલી લઇને માએ તો ચાલવા માંડ્યું. દીકરી બરાડી ઉઠી: ક્યાં જાય છે ?

મા: થોડાક ચોખા ઉછીના માંગી લાવું છું–નહિતો પેટમાં શું બાળશું, લાકડાં ?

દીકરી બોલી: લોકોનું દેવું તે કેટલુંક કર્યાં કરવું ? પાછું આપવાની શક્તિ તો આપણામાં છે નહિ. મારે તો ચોખા હવે ઉછીના નથી લાવવા.

મા: તો પછી અભાગીને પેટ શેં પડી ! મિજાસીનું તો ઝાડ છે ! ખાઇશ શું ! ઘરમાં કુટી બદામ સરખી તો છે નહિ !

પ્ર: અપવાસ કરીશું.

મા: અપવાસ કરીને કેટલા દિવસ જીવાશે!

પ્ર: નહિ તો મરી જઇશું.

મા: મારા મરણ બાદ જે કરવું હોય તે કરજે; તું અત્યારે અપવાસ કરીને મરે એ હું કઈ આંખોએ જોઇ રહું? જેમ તેમ કરીને જ્યાં ત્યાંથી ભીખી ભરડીને પણ તને તો ખવરાવીશ.

પ્ર: શા ભોગ લાગ્યા છે કે તારે ભીખ માંગવા નીકળવું? એક દિવસના અપવાસથી કોઇનું મોત નીપજતું નથી. આવ, બેસને અહિં. આપણે મા દીકરી ભેગાં જનોઈ કાંતીશું. કાલે વેચીને તેના પૈસા ઉપજાવી શકીશું.

મા: પણ સૂતર ક્યાં છે?

પ્ર: કેમ, રેંટીયો તો છે ને!

મા: પૂણી ક્યાં છે?

તે સાંભળીને પ્રફુલ્લમુખી નીચું ઘાલીને રડવા લાગી. ટોપલી લઇને મા આ વખત પાછી ચોખા માંગવા જવા ઉભી થઈ. પ્રફુલ્લે ઝટ કરતી ટોપલી માના હાથમાંથી ઝુંટવી લીધી. મોઢું વકાસીને મા ઉભી થઈ રહી. પ્રફુલ્લ તે જોઇને કહેવા લાગી: મા! શા માટે આપણે ઉછીનું લાવીને ખાધાં કરવું? મારાં તો બધાંએ જીવતાં જાગતાં મૂઆં છે!

આંખમાંનાં આંસુ લુછીને માએ કહ્યું: છે તો ખરાંસ્તો, પણ ઘસીને ગુમડે ચોપડવાને ખપ લાગ્યાં છે કદીયે?

પ્રફુલ્લ: કેમ ખપ ના લાગે મા? મારો એવો તો શો કસૂર થયો છે કે સસરાને ઘેર હાથીઘોડા છે તોયે મને ખાવાનાં સાંસા પડે છે?

મા: તું મજ અભાગણીને પેટ પડી છે ને, એજ કસૂર–તારા પ્રારબ્ધનો ખેલ. નહિ તો તારાવતી બીજું કોણ ખાવા જવાનું હતું?

પ્રફુલ્લ: જો, સાંભળ મા! આજે મેં મન સંગાથે નિશ્ચય કર્યો છે કે સસરાના ઘરનું અન્ન મળે, તોજ ખાવું, નહિતો અપવાસ કરવા. તું તારે તને ફાવે તેમ માંગી લાવીને ખાજે. ખાઇ રહ્યા બાદ મને મારે સાસરે મૂકી આવજે.

મા: એ શું બોલે છે, બેટા! એમ તે કાંઈ થાય?

પ્ર: કેમ ના થાય?

મા: બીજે કશે માંગવા જવાય નહિ તો સાસરે વગર તેડે જવાય ખરૂં!

પ્ર: પારકે ઘેર ભીખી ખાવું તો પછી સાસરીયામાં જઇને રહેવામાં શી હરકત છે?

મા: એ લોકો તારૂં નામ સરખું તો દેતાં નથી!

પ્ર: ભલે, ના દે. તેમાં શું ગયું? મારાં ભરણ પોષણનો ભાર જેમને શિર છે, તેની પાસે અન્નની યાચના કરવામાં મને કોઇ પ્રકારની હીણપત નથી. મારૂં પોતાનું ધન હું પ્રયાસ કરીને મેળવું અને તેનો ઉપભોગ કરૂં એમાં શરમાવા જેવું શું છે?

મા મુંગી મુંગી રૂદન કરવા લાગી. પ્રફુલ્લ કહેવા લાગી: તને એકલી અટૂલી કરી દઈને ચાલ્યાં જવું મને પસંદ નથી. પરંતુ મારા દુઃખની શાન્તિ થયે તારૂં દુઃખ પણ ઘણું કમી થઈ જશે, એમ સમજીનેજ હું જવાને તૈયાર થઇ છું.

ત્યારબાદ મા દીકરીની વચ્ચે એ સવાલની ખૂબ ચર્ચા ચાલી. આખરે દીકરીનું ડહાપણ માને ગળે ઉતર્યું પછી ચાપુ ચપટી ચોખા જે કાંઈ સીલકમાં હતા તે માએ રાંધ્યા. પણ પ્રપુલ્લે તેને હાથ સરખો અડાડયો નહિ. પરિણામે માએ પણ કડાકા કર્યા. પછી પ્રફુલ્લે અકળાઈને કહ્યું: હવે રસળવું શા સારૂ? મુસાફરી લાંબી છે. ધરમના કામમાં ઢીલ શી!

માએ કહ્યું: લાવ. તારો અંબોડો વાળી લઉં.

પ્રપુલ્લ બોલી: ના, રહેવા દે.

મા મનમાંજ ગણગણી: જવાદે ત્યારે; દીકરીને શણગારવાની કંઇયે જરૂર નથી.

દીકરી મોટેથી,—પણ જાણે મનમાંજ—ગણગણી: સત્તર આના ને બે પાઈ. ઠઠારી મઠારીને નહિ જઇએ, તેથી શું કંઈ ઓળખાણ ભુંસાઇ જવાની છે?

પછી બન્ને ચીંથરેહાલ દશામાં બહાર નીકળી પડયાં.



<u>પ્રકરણ ૨</u>

વરેન્દ્રભૂમિમાં ભૂતનાથ કરીને એક ગામ હતું. પ્રફુલ્લમુખીનું સાસરૂં એજ ગામે હતું. પ્રફુલ્લના હાલ ગમે તેવા કંગાલ હશે, પણ એનો સસરો હરવલ્લભબાબુ તો ઘણો ધનવાન હતો. પુષ્કળ જાગીર હતી; બે માળનું દિવાનખાનું, દેવ મન્દિર, નાટ્ય મન્દિર યાને મિજલસ મહાલ, કચેરી તેમજ પાછળ નાનકડો બગીચો, ને તેમાં વળી તળાવ. તળાવને આજુબાજુએ ફરતી વાડ હતી. પ્રફુલ્લમુખીના પીએરથી એ ગામ છ કોશ દૂર હતું. છ કોસની મજલ કરીને મા દીકરી ભૂખ્યે પેટે આશરે ત્રણેક વાગે ત્યાં પહોંચ્યાં. પરંતુ કોની મગદૂર કે અંદર પ્રવેશ કરે ?

માનો તો કેમે કરતાં પગ ઉપડતો ન હતો. પ્રફુલ્લ ગરીબ વિધવાની પુત્રી હતી તેથી હરવલ્લભબાબુ તેનો તિરસ્કાર કરતા હતા એમ ન હતું. લગ્ન થયા ત્યારે એક જબરૂં તોફાન થએલું. હરવલ્લભે જાણી બુઝીને ગરીબને ઘેર પોતાના દીકરાને પરણાવેલો. કન્યાની કાન્તિમાં કશી મણા નહોતી, એટલુંજ નહિ પણ એવું કન્યા રત્ન બીજે કોઈ સ્થળેથી મળી શકે તેમ ન્હોતું. તેથીજ પ્રફુલ્લને હોંસભેર ઝડપી લેવામાં આવી હતી. બીજી બાજુ પ્રફુલ્લની માએ પોતાની

દીકરીને ઉજળું સાસરૂં મળ્યું છે, એમ સમજીને તેનાં લગ્નના ખર્ચમાં પોતાની સર્વ મિલકત તળીયાઝાટક કરી નાંખેલી. સીલકમાં પોતાની પાસે કશુંય રહેવા દીધું નહિ. એ અવસરથીજ તેને ઘેર અન્નને ને દાંતને વેર થવા વારો આવ્યો હતો. નસીબના ખેલ પણ કેવા ન્યારા હોય છે? પોતાની પુત્રીને રંગેરસે પરણાવવા ખાતર એ ગરીબ બાપડી વિધવાએ જરા પાછી પાની કરી નહિ. પણ એ કોડીલાં લગ્નનુંજ પરિણામ વિપરીત આવ્યું. એની પાસે પુંજીજ અલ્પ હતી—માત્ર જૂજ જેટલી રકમ! હતાં તેટલાં નાણાં ખર્ચી છૂટે, તોયે બધી બાજુએ પહોંચી વળાવું મુશ્કેલ હતું. વળી દરેક પક્ષને રીઝવવાનું કામ ઘણું કઠણ છે. વરપક્ષના સઘળા જાનૈયાઓને ખાસું બરફીપુરીનું સુંદર જમણ આપવામાં આવ્યું. પરંતુ કન્યા તરફનાં સગાંવહાલાંને માત્ર દહીં ભાત પીરસાયાં. પછી તો મહીએરીયાંના મિજાસનું પૂછવુંજ શું! કન્યાપક્ષનાં સઘળાંજ ધુંવાકુંવા કરતાં ભરેલાં ભાણાં મૂકીને ઠામ પરથી ઉઠી ગયાં. પ્રફુલ્લની મા સાથે તેમને સખ્ત બોલાચાલી પણ થઈ. પ્રફુલ્લની માએ પણ તેમને ખુબ ગાળો ભાંડી. આ બધાનું વેર લેવાને સગાંવહાલાં તળે ઉપર થઈ રહ્યાં.

વરોઠીને દહાડે વ્હેવાણનાં સઘળાંજ સગાંને હરવલ્લભે જમવા નોતર્યાં. પણ તેઓમાંથી ચકલું સરખું યે જમવા ગયું નહિ. વધારામાં એક મિજાજના તીખાએ તો નીચે મુજબ સંદેશો સુધ્ધાં પહોંચાડી દીધો: એક જાતિભ્રષ્ટ કુલટાની સાથે

સગપણથી સંકળાવું એ હરવલ્લભબાબુ જેવા મોટા માણસને છાજે, અમે તો રહ્યા ગરીબ નાતીલા—એવાના સંગમાં ખુઆર થવું અમને કેમ પરવડે ? જાતિભ્રષ્ઠ વિધવાની કન્યાની વરોઠીમાં અમે ભાગ લઈ શકીશું નહિ.

ન્યાતમાં બધે વાત જાહેર થઈ ગઈ. પ્રફુલ્લની મા પુત્રી સાથે ઘરમાં એકલી રહેતી હતી—ઉમ્મર પણ એની ઝાઝી જણાતી નહિ, એટલે વાત અસંભવિત લાગી નહિ. હરવલ્લભને ખાસ અકળામણ તો એ થઇ કે લગ્નને દહાડેજ કન્યાના સગાં એને ઘેર જમ્યા ન્હોતાં. એ સગાં ખોટી હકીકત શા માટે ફેલાવે ? એમની વાત અફવા હોયજ નહિ, એવો એને વિશ્વાસ બેઠો. એનાં સર્વ સબંધીઓએ પણ એ વાત ખરી માની. વરોઠીને દિવસે જેઓ જમવા આવ્યાં હતાં, તેમણે જમણનો તો અસ્વીકાર કર્યો નહિ—પરંતુ નવવધુ જે જે ખાદ્ય પદાર્થોને અડેલાં તે તે પદાર્થો કોઇએજ ખાધાં નહિ. બીજે દિવસે હરવલ્લભે નવી વહુને પાછી પીયેર મોકલી દીધી. એજ પ્રસંગને લઇને પ્રફુલ્લ અને એની માનો એણે ત્યાગ કર્યો હતો. વહેવાઈઓનો સંબંધ તદ્દન કચવાઇ ગયો, તે એટલી હદ સુધી કે હરવલ્લભે એ પ્રસંગ પછી વહુનું નામ સરખું દેવાનું મૂકી દીધું. પુત્રને પણ તેની પત્ની સંબંધી કશી બાતમી તે મેળવવા ન દે. પુત્રનાં બીજી વાર લગ્ન પણ કરી દીધાં. પ્રફુલ્લની માએ એકાદ બે પ્રસંગે કાંઇક ચીજો મોકલાવી હશે, તે પણ હરવલ્લભે પાછી વાળી દીધી હતી. તેથીજ આજે વહેવાઇના મકાનમાં પ્રવેશ કરતાં

પ્રફુલ્લની માનો કેમે કરતાં પગ ઉપડતો ન હતો.

આવા સંજોગોમાંયે એકવાર એ જગ્યાએ આવવાનું સાહસ કર્યા પછી પાછાં ફરવું કેમ પરવડે? મા દીકરીએ જેમ તેમ કઠણ કાળજું કરીને આખરે ઘરમાં પ્રવેશ કીધો. હરવલ્લભબાબુ તે સમયે અંતઃપુરમાં બપોરની ઉંઘ કાઢતા હતા. પ્રફુલ્લની સાસુ પગ પર પગ ચઢાવીને માથામાંથી ઘરડા ધોળા વાળ ચૂંપાવી રહી હતી. એવા સમયે પ્રફુલ્લ અને એની મા ત્યાં આવી પહોંચ્યાં. પ્રફુલ્લે ઘુમટો તાણીને પોતાનું મ્હોં અડધું ઢાંકી દીધું હતું. એ માંડ ૧૮ વર્ષની હશે.

એ બન્ને જણાંને જોઇને પ્રફુલ્લની સાસુએ પૂછ્યું: તમે લોકો કોણ છો?

પ્રફુલ્લની માએ ઉંડો નિસાસો નાંખીને જવાબ આપ્યો: શી રીતે મારૂં ઓળખાણ કરાવું?

સાસુ: કેમ, લોકો પોતાનું ઓળખાણ કેવીક રીતે કરાવે છે?

મા: અમે તમારા સંબંધી છીએ...........

સાસુ: સંબંધી તે વળી શી રીતે?

હરવલ્લભબાબુને ત્યાં 'તારાની મા' કરીને એક દાસી કામ કરતી હતી. પ્રફુલ્લનાં લગ્ન પછી એકાદ બે પ્રસંગે પ્રફુલ્લને પીએર તેને જવાનું થયું હતું. તે એકાએક બોલી ઉઠી: હાં, ઓળખી લીધા, હવે બરાબર ઓળખી લીધાં! કોણ, વહેવાણ? (એ જમાનાની દાસીઓ પણ શેઠાણીના જેવોજ

સંબંધ–વહેવાર રાખતી હતી.)

સાસુ: વહેવાણ? કોની વહેવાણ?

તારાની મા: કેમ ભૂલ્યાં? દુર્ગાપુરવાળાં વહેવાણ–તમારાં મોટા પુત્રનાં મોટેરાં સાસુ.

પ્રફુલ્લની સાસુ તરત સમજી ગઈ. કાંઈક કચવાટ સાથે કહેવા લાગી: બેસો.

વહેવાણ બેસી ગયાં. પ્રફુલ્લ તો ઉભીજ થઈ રહી.

હરવલ્લભનાં ગૃહરાણીએ પૂછ્યું: વારૂ, આ છોકરી કોણ છે?

પ્રફુલ્લની માએ કહ્યું: તમારી મોટી વહુ.

થોડીકવાર લગી કટાણું મ્હોં કરીને શેઠાણી મુંગા રહ્યાં. પછી પૂછવા લાગ્યાં: કેણી તરફ નીકળ્યાં છો, તમે લોકો?

પ્રફુલ્લની મા: બીજે ક્યાં? તમારે ઘેરસ્તો.

શેઠાણી: કેમ ભલાં!

પ્રફુલ્લની મા: કેમ વારૂ? મારી છોકરીને કદીક પણ સાસરે આવવાનું મન ના થાય!

શેઠાણી: હા, તે ખરૂં; પણ સાસુ સસરા બોલાવે ત્યારે અવાય. સારાં માણસનાં છોકરાં કદી વગર તેડે ઘોલ્લાની માફક કોઈ ઠેકાણે જાય ખરાં!

પ્રફુલ્લની મા: સાસુ સસરા તો સાત જન્મેયે નામ ન લે, તો!

શેઠાણી:નામજ ના લે, તો આવવાની તસ્દી શીદને લેવી?

પ્રફુલ્લની મા: તો પછી ખાવું શું? હું તો અનાથ

વિધવા છું. તમારા છોકરાની વહુને હું ક્યાંથી ખવડાવું?

શેઠાણીઃ દીકરીનું પૂરૂં કરી શકાય તેમ ન્હોતું, તો નાહક પેદા શું કામ કીધી?

પ્રફુલ્લની માઃ ઓ હો હો હો હો! તમે તો પહેલેથી ખવડાવવા પીવડાવવાનો હિસાબ કરીનેજ પુત્રને પેદા કર્યો હતો, નહિ વારૂ? પણ પુત્રને ઝલ્લાવ્યા બાદ તેની વહુ થતીના ખાદ્ય—ખોરાકીનો હિસાબ પણ તેની સાથે સાથેજ કરી રાખવો હતો ને? એ વાતનું ભાન કેમ ભૂલી ગયાં?

શેઠાણીઃ અરે બાપરે! આ ડોશી તો શીંગડાં બાંધીને વઢવાડ કરવાને અહિં લગી દોડી આવી છે!

પ્રફુલ્લની માઃ ના, વઢવાડ કરવા નથી આવી; તમારી વહુથી એકલાં અવાતું ન્હોતું, તેથી તેને મૂકવા આવી છું. તમારી વહુને તમને સોંપી દીધી, હવે હું મારે આ ચા.........લી.

એમ કહીને પ્રપુલ્લની મા તે મકાનમાંથી એકદમ પસાર થઇ ગઇ. તે બાપડીએ હજુ સુધી અનાજનો દાણો સરખો દાંતે અડાડયો ન હતો.

મા ગઇ, પરંતુ પ્રફુલ્લ તો ત્યાંજ રહી. સોડીયું વાળીને ઘુમટાભેર ઉભી થઇ રહી. આખરે તેની સાસુએ ખુલાસો કર્યોઃ તારી મા ગઈ, તો હવે તું પણ જા.

એ તો પત્થરની પૂતળીની જેમ ઉભી થઇ રહી.

સાસુઃ આ તે શી ધાંધલ? બાઇસાહેબને વળી માણસની સાથે વિદાય કરવાં પડશે, એમજ ને?

આ વખતે પ્રફુલ્લે મુખ પરથી ઘુંઘટ ખસેડી નાંખ્યો; ચન્દ્રમા સરખું ઉજળું ગોરૂં ગોરૂં મ્હોં—આંખમાંથી આંસુની ધારા દડદડ વહી રહી છે. તે જોઈને મનમાં ને મનમાંજ સાસુ ગણગણવા લાગી: બાપરે! વહુ તો ખાસ્સી પરી જેવી છે. ઘર કેમ મંડાવી શકે નહિ!

એ વિચારમાં તેનું મન ભીંજાયું—પોચું પડયું.

ઘણાજ ધીરા અને અસ્પષ્ટ સાદે પ્રફુલ્લ બોલી: હું જવાને માટે આવી નથી.

ગૃહિણી: તેમાં હું શું કરૂં, બેટા?—મારૂં કાંઈ ચલણ છે કે તારૂં ઘર હું મંડાવી આપું? લોકો તો કાંઈ કાંઇ વાતો કરે છે—ન્યાતબહાર કરી દેવાનું કહેતાં યે સંકોચાતા નથી. તેથીજ લાચાર થઇને તારો ત્યાગ કરવો પડયો છે.

પ્રફુલ્લ: ન્યાત બહાર મૂકાવાના ભયથી માએ કદી પોતાનાં દીકરાદીકરીનો ત્યાગ કર્યો સાંભળ્યો છે? શું હું તમારૂં સન્તાન નથી, એમ?

સાસુજીનું મન પહેલાં કરતાં યે વધારે પલળ્યું. તે બોલી ઉઠી: શું કરીએ, બેટા? ન્યાતીલાનો ડર બહુ રહે છે.

પ્રફુલ્લે પહેલાંના જેવાજ અસ્ફુટ અવાજે કહ્યું: હું હલકી કોમની હોઉં, તો યે શું?—કેટકેટલી હલકી જાતિની સ્ત્રીઓ દાસી તરીકે તમારે ઘેર ક્યાં નથી રહેતી?—હું તમારે ઘેર રહીને દાસીપણું કરૂં તો પછી કાંઈ હરકત છે?

સાસુજીને હવે વધારે સમજ પાડવાની જરૂર રહી નહિ. મોકળા મનથી તે કહેવા લાગી: વહુ બેટા! તું તો સાક્ષાત્

લક્ષ્મી સ્વરૂપ છે. જેવી કાન્તિ છે તેવાજ ઉત્તમ ગુણોથી શોભી રહી છે, અને એ રૂપ ગુણને દીપાવે તેવાં તારા મીઠા મીઠા વેણ છે. તો પણ એક વાર હું તારા સસરા પાસે જઇ આવું અને જોઉં કે આ બાબતમાં એમનો શો અભિપ્રાય છે. તું તારે અહિંજ બેસજે, બેટા.

પ્રફુલ્લ શરમાતી સંકોચાતી બેસી ગઇ. તેજ વેળા પાસેના એક બારણાની તડમાંથી ચૌદેક વર્ષની એક સુંદર બાલિકા નજરે પડી. તે બાળાએ પ્રફુલ્લને હાથ વડે ઈશારત કરીને બોલાવી. પ્રફુલ્લ વિચારમાં પડી ગઈ, કે એ વળી શું કામ બોલાવતી હશે? પણ આખરે ઉઠીને એ બાલિકાની પાસે તે ગઈ.



## પ્રકરણ ૩

પ્રફુલ્લની સાસુ જ્યારે કાંકણુ ખખડાવતી ડોલતી ડોલતી ગૃહપતિની પાસે આવીને ઉભી, તે વેળા હરવલ્લભની ઉંઘ ઉડી ગઈ હતી. તે હાથ મ્હોં ધોઇને રૂમાલ વતી લુછી રહ્યો હતો. તે જોઇને સ્વામીનું આકર્ષણ કરવાના હેતુથી પ્રફુલ્લની સાસુએ લાડ કરતાં કહ્યું: આટલી વારમાં કોણે જગાડ્યા તમને? હું રોજ મનાઈ કરૂં છું, પણ કોઇ લેખવતુંજ

નથી ને !

હરવલ્લભ મનમાંજ ગણગણ્યા: તું પોતેજ ઉંઘ ઉડાવી દે એવી જણાય છે ને ! મને લાગે છે કે આજે કાંઈ પાછો વરઘોડો વળ્યો છે. આમ સ્વગત વિચાર કરીને તે કહેવા લાગ્યો: જગાડયો કોઇએ નથી. ઉંઘ સારી આવી; કહે, શી વાત્ત લાવી છે ?

હાસ્યથી છલકાતે વદને ગૃહિણીએ જવાબ દીધો: આજે એક ખાસ પ્રકરણ ઉભું થયું છે, તેજ તમને કહેવાને આવી છું.

આ પ્રમાણે પ્રસ્તાવના કરીને, નાકની જડ અને હાથની બંગડીઓને જરાક હલાવતાં હલાવતાં—(કારણ કે હજી એને માત્ર પિસ્તાળીશ વર્ષજ થયાં હતાં)—તેણે પ્રફુલ્લ અને તેના માના આગમનની સઘળી હકીકત અથથી તે ઇતિ સુધી પતિને નિવેદન કીધી. પુત્રવધુની દિવ્ય કાન્તિ અને મીઠી મીઠી વાતોને ધ્યાનમાં રાખીને તેણે બની શકે તેટલા પક્ષપાતથી પ્રફુલ્લનું પસ્તું પૂરીને યુક્તિભરી વાતચીત કરવા માંડી. પરંતુ તેની એ સઘળી કરામત નિષ્ફળ નીવડી. હરવલ્લભના મુખ પર તો જેઠ આષાઢના વાદળનો અંધકાર છવાઈ રહ્યો હતો. તે તો આવેશમાં આવી જઇ ગાજી ઉઠયો: શું ઉં ઉં ઉં ? આટલી બધી હિંમત ! એ કર્કશાની કન્યા એકાએક મારા મકાનમાં ઘુસી આવે ! અત્યારેજ એને ચીચોટાઉં પકડીને વિદાય કરો.

ગૃહિણી બોલી: જાઓ, જાઓ, આમ શું કરતા હશો !

એવું તે કાંઇ કહેવાય કે? ગમે તેમ પણ એ આખરે આપણી પુત્રવધુ તો ખરી?—એ બાગડી કમજાતની કન્યા ક્યાંથી થઇ? મુઆ લોકો બોલે તેથી શું થયું? જગતને મોઢે કાંઇ ઢાંકણું છે!

પછી એણે પતિના હૃદય પર કાબુ મેળવવાને કાંઈ કાંઇ કામણગારી કરામતો અજમાવી જોઇ; પરંતુ તેની એકકે ઉસ્તાદી કામમાં આવી નહિ. "કમજાતની કન્યાને કાંડું ઝાલીને કાઢી મૂકો" એજ હુકમ બહાલ રહ્યો.

પણ એ જોઇ પ્રફુલ્લનાં સાસુજીએ છણકો જબરો કર્યો: કાંડું ઝાલીને કાઢી મૂકવી હોય તો તમેજ તે કામ કરજો. તમારા ઘરખટલાની બાબતમાં હું હવે માથું મારવાની નથી તો!—એમ બબડતી ફફડતી, ક્રોધથી ધુંઆકુંઆ થતી પતિના શયનગૃહમાંથી તે પસાર થઇ ગઇ. પણ પ્રફુલ્લને જે ઠેકાણે બેસાડીને ગઇ હતી, ત્યાં આવીને જુએ છે તો એ તે જગોએ મળે નહિ.

પ્રફુલ્લ ક્યાં જતી રહી હતી તે વાંચકના સ્મરણ બહાર નહિજ હોય. બારણાની તડમાંથી ચૌદેક વર્ષની એક બાળાએ તેને હાથ વડે ઇશારત કરીને બોલાવી હતી. પ્રફુલ્લ તેની પાસેજ ગઈ હતી. મેડીમાં પહોંચ્યા બાદ બાળાએ મેડીનાં બારણાં બંધ કરી દીધાં.

પ્રફુલ્લે જતાંવારને કહ્યું: બારણાં કેમ વાસી દો છો?

બાળા બોલી: કોઇ આવી શકે નહિ માટે. તમને કાંઇક બે વાતો કહેવાની છે, બ્હેન.

તમારૂં નામ શું, બ્હેન !

મારૂં નામ સાગર.

તમે કોણ છો, બ્હેન !

હું તમારી શોક છું.

પ્રફુલ્લ કહેઃ ત્યારે મને ઓળખો છો ખરાં, કેમ !

સાગરઃ હમણાંજ બારણાં પાછળ ઉભાં રહ્યાં રહ્યાં સઘળું સાંભળવામાં આવ્યું.

પ્રફુલ્લઃ ત્યારે તો તમે પણ ગૃહરાજ્ઞી છો.

સાગરઃ જાઓ જાઓ, હું ગૃહરાજ્ઞી થાઉં એ દહાડો ક્યાં ! મારાં કમનશીબની કહાણી હું કયા શબ્દોમાં કહું ? હું કુવાથની હાંલ્લી જેવી કદરૂપી નથી તેમજ કાંઇ ખોડે નથી. છતાં મારાં નસીબમાં ગૃહિણી થવાનું નિર્માણ થયું નથી !

પ્રફુલ્લઃ એ વળી કોની વાત કરો છો ! કુવાથની હાંલ્લી જેવું કોણ છે !

સાગરઃ કેમ વળી ! જે ઘરની ખરેખરી ધણીઆણી છે, તેજ તો.

પ્રફુલ્લઃ તે વળી કોણ હશે વારૂ !

સાગરઃ અરે વાહ ! એટલું પણ જાણતાં નથી ! હા, પણ કયાંથી જાણવા પામો ? કદી અહિં આવ્યાં નથી તે ! આપણને વળી બીજી પણ એક શોક છે, તેની કાંઈ તમને ખબર છે ?

પ્રફુલ્લઃ મારા સિવાય બીજું એક લગ્ન થયું છે, એટલીજ વાત હું તો જાણું છું — અને હું ધારૂં છું કે તે

તમેજ છો.

સાગર: ના. હું વળી ત્રીજી છું. મને પરણ્યાંને તો માત્ર ત્રણુજ વર્ષ થયાં છે.

પ્રફુલ્લ: ત્યારે બીજી વળી કોણુ ? હું ધારૂં છું કે તે ઘણી કદરૂપી હોવી જોઇએ.

સાગર: અરે, એનું રૂપ જોઇને તો મને રડવું આવી જાય છે.

પ્રફુલ્લ: તેથીજ ફરી તમારી સાથે લગ્ન કર્યાં હશે.

સાગર: ના, એમ નથી. હકીકત તદ્દન જૂદી છે. તમને કહેવામાં કાંઈ હરકત નથી, પણ મહેરબાની કરીને કોઇને કહેશો નહિં. ( પછી એ ખુબ ધીરે ધીરે કહેવા લાગી: ) મારા પિતા પૈસેટકે ઘણા ગબ્બર છે. હું તેમની એકની એક પુત્રી છું. તેથી એમનાં નાણાંની લાલચે—

પ્રફુલ્લ: સમજી ગઇ. હવે વધારે ખુલાસાની જરૂર નથી. અરે, પણ તમે તો દેખાવડાં છો, અને એ બાઇ તો કુવાથની હાંલ્લી સરખી કદરૂપી છે, તેમ છતાં એ ઘરધણીઆણી કેમ કરીને થઇ ગઇ !

સાગર: હું રહી મારા બાપનું એક માત્ર સન્તાન, તેથી ઘણુંખરૂં તે મને સાસરે મોકલતા નથી. વળી બાપુજીને અને સસરાજીને એક બીજા સાથે ઉંચાં મન થયાં છે. તેથીજ હું કદી અહિં રહેતી નથી. ખાસ કામ પ્રસંગે કોઇ કોઇ વાર આવું છું. હમણાં વળી એ પ્રમાણે બે ચાર દિવસ થયાં આવી છું, પાછી જલદીજ સટકી જઇશ.

પ્રફુલ્લને સાગર ઘણી સાલસ છોકરી લાગી. શોકના જેવું વિરોધી વલણ તેનામાં ન દેખાયું. તેથી એણે નિખાલસપણે પ્રશ્ન કર્યો: મને તમે કેમ બોલાવી વારૂ?

સાગર: તમે કાંઇક નાસ્તો પાણી લેશો?

પ્રફુલ્લે લુખ્ખું હસીને જવાબ દીધો: વાત શી કરો છો! હમણાં ખાવાનોજ વખત છે ને!

સાગર: તમારૂં મ્હોં સૂકાઇ ગયું છે. તમે ઘણે દૂરથી ચાલીને આવ્યાં છો, તરસ પણ લાગીજ હશે. કોઇએ તમને કશું ખાવાપીવાનો મોંઢાનો વિવેક સરખો કર્યો નથી. તેથીજ મેં તમને બોલાવ્યાં.

પ્રફુલ્લે ત્યાંસુધી કાંઈ પણ ખોરાક લીધો ન હતો. તરસથી તેના પ્રાણ કંઠે આવ્યા હતા. તેમ છતાં તેણે પ્રત્યુત્તર વાળ્યો: સાસુજી સસરાજીને મનાવવા ગયાં છે. મારા પ્રારબ્ધનું પરિણામ જણાયા વિના હું આ ઘરમાં કાંઇજ ખાવાની નથી.

સાગર: ના, ના, એ લોકોના ઘરની કોઇ ચીજ તમારે ખાવાની જરૂર નથી. મારે પીયેરથી હું મીઠાઇ લઇ આવી છું— ઘણી સરસ મીઠાઇ છે. એમ કહીને, સાગરે થોડીક મીઠાઇ લઇ આવીને પ્રફુલ્લના મોંઢામાં પરાણે પધરાવી દીધી. પછી પ્રફુલ્લે નિરૂપાય થઇ તેમાંથી કાંઇક ખાઇ લીધું. સાગરે શીતલ જલ તેની આગળ લાવીને મૂકયું. તે પીધાથી પ્રફુલ્લનાં જીવને શાતા વળી. ત્યારબાદ તે કહેવા લાગી: મને તો ઠાલક થઈ; પણ અન્ન વગર મારી માના શા હાલ

થશે, તે સમજાતું નથી.

સાગરઃ ક્યાં ગયાં છે તમારાં મા?

પ્રફુલ્લઃ શી ખબર! કદાચ રસ્તામાંજ હશે.

સાગરઃ એક કામ કરીએ.

પ્રફુલ્લઃ શું?

સાગરઃ મારાં બાઈને તેમની પાસે મોકલી આપું.

પ્રફુલ્લઃ તે કોણ હશે વારૂ?

સાગરઃ સસરાજીનાં ફોઈ થાય છે—આ ઘરમાંજ તે રહે છે. બહુ ભલાં છે બિચારાં.

પ્રફુલ્લઃ તે શું ધાડ મારશે?

સાગરઃ તમારી માના ખાવાપીવાની વ્યવસ્થા કરશે.

પ્રફુલ્લઃ તેને તો હરામ છે આ ઘરનાં અનાજ પાણી.

સાગરઃ હા હા, તેથી તો હું ખાસ વ્યવસ્થા કરવાનું કહું છું. કોઈ બ્રાહ્મણનાં ઘરનું તો ખપશેને?

પ્રફુલ્લઃ તમને ઠીક લાગે તેમ કરો. માનું દુઃખ મારાથી જોઈ રહેવાતું નથી.

સાગરે કાંઇક સંકોચાતાં સંકોચાતાં ડોશીમા પાસે જઇને સઘળી હકીકતથી તેને વાકેફ કીધી. તે બાઈ બોલી ઉઠીઃ તારૂં કહેવું બરાબર છે, બહેન! સારા માણસને ઘેરથી કોઈ અનાજ વિના ટળવળતું જાય, તેમાં જયવારો નથી. એમ કહીને ડોશી પ્રફુલ્લની માની શોધમાં બહાર નીકળી પડી. સાગરે પાછાં આવીને પ્રપુલ્લને એ વ્યવસ્થાનું પરિણામ જણાવી દીધું. ત્યારબાદ પ્રફુલ્લ કહેવા લાગીઃ હવે બહેન

તમે જે વાત કરતાં હતાં, તેજ કરવા માંડો.

સાગર: વાત વળી શી કરવાની હતી? હું અહિં રહેવાની નથી. મારાથી રહી શકાય તેમ છે પણ નહિ. મારૂં તકદીર માટીની (રમકડાંની) કેરીઓના જેવું છે. કેમકે, એ કેરીઓ પણ ભંડારીઆમાંજ પડી રહે છે. કદી દેવને નૈવેદ્ય ધરાવવાના ખપમાં આવતી નથી. તમે આવ્યાં છો, તો ભલે, જેમ રહી શકાય તેમ રહો. આપણા બેમાંથી એક્કે પેલી કાળી નાગણ–કુવાથની હાંલ્લી–ને જોવા પામવાનાં નથી.

પ્રફુલ્લ: રહેવાને માટે તો આવી છું, પણ રહેવા પામું ત્યારે ખરી.

સાગર: ધીરજ રાખજો. સૌ સારાં વાનાં થશે. એક વાર સસરાજીની મરજી ના હોય, તો પણ સાહસ કરીને ચાલ્યાં જશો નહિ.

પ્રફુલ્લ: નહિ જાઉં તો બીજું કરીશ પણ શું? અને રહેવાનું પણ કોને માટે? રહી જાઉં વળી જો—

સાગર: જો શું!

પ્રફુલ્લ: જો તમે મારા જન્મને સાર્થક કરી શકો તો.

સાગર: તે કેમ કરીને થઈ શકે, બહેન?

પ્રફુલ્લના મુખ પર રતાશ છવાઈ ગઇ, અને તેની સાથે તેનું મ્હોં સહેજ મલકાયું પણ ખરૂં. પરંતુ બીજીજ ક્ષણે તેની આંખોમાંથી આંસુ સરી પડ્યાં. તે બોલી ઉઠી: હજી પણ સમજાયું નહિ, બહેન?

સાગરને હવે સઘળો ભેદ સમજાઈ ગયો. થોડીક વાર

વિચારવમળમાં ગોથાં ખાઈ ઉંડો નિશ્વાસ નાંખીને તેણે કહ્યું: સાંજ પછી તમે આ જ મેડીમાં આવીને બેસજો, દિવસ વખતે તો મુલાકાત નહિ થાય.

અમે અહિં આજકાલના બેશરમ નવજુવાનોનું વૃત્તાન્ત વર્ણવી રહ્યા નથી, એ વાંચકવૃન્દે ખાસ નોંધવા જેવું છે. અમારી નવલકથાનો સમય સો વર્ષ પૂર્વેનો છે. ચાળીસ વર્ષ પહેલાં પણ યુવતિઓ કદી દિવસના વખતે પતિનું મ્હોં જોવા પામતી ન હતી.

પ્રફુલ્લ: મારાં નસીબનો શો નિવેડો આવ્યો, તેની પહેલાં તપાસ કરી આવું, ત્યાર બાદ તમને મળીશ. નસીબના ખેલ ન્યારા છે, પણ વિચાર તો એવો ખરો કે બનતાં લગી નણદીના વીરને મળ્યા વિના અહિંથી જવું નહિ. તે શું કહે છે, તે સાંભળી લીધા પછીજ જવું.

એમ કહીને પ્રફુલ્લ ત્યાંથી બહાર ચાલી આવી. જુએ છે તો સાસુજી તેને માટે ખોળાખોળ કરી રહ્યાં છે. પ્રફુલ્લને જોઇને બોલ્યાં: કયાં હતી બેટા, આટલો વખત?

પ્રફુલ્લ: મકાન જોવામાં રોકાઈ હતી.

ગૃહિણી: ઘરબાર બધું તારૂંજ છે તો બેટા, પણ અફસોસ! તારા સસરા કયાં એકના બે થાય છે?

પ્રફુલ્લને આ સમાચાર કારી ઘા જેવા લાગ્યા. કપાળ પર હાથ મૂકીને તે નીચે બેસી ગઈ. એનો ઉભરો એને રડવા પણ દેતો નહોતો. સાસુજીને તેની દયા ઉપજી. તેમણે મનમાંજ નિશ્ચય કર્યો કે ફરીથી એકવાર દાણો ચાંપી જોઈશું.

પરંતુ એ સંકલ્પ તેણે પ્રકટ કર્યો નહિ. માત્ર આટલુંજ કહ્યું: પણ તુંયે આજે હવે અત્યારે ક્યાં જવાની હતી? આજનો દહાડો અહિંજ રોકાઈ જા, કાલે સ્હવારે જવું હોય તો જજે.

પ્રફુલ્લે માથું ઉંચું કરીને કહ્યું: હું રહીશ, પરંતુ સસરાજીને એક વાત પૂછજો. મારી મા રેંટીયો કાંતીને જેમ તેમ તે ઉપર ખાવાનું ગુજરાન ચલાવે છે. ભાગ્યેજ એટલાથી એક ટંક જેટલુંયે તેને બીચારીને ખાવા મળી શકે છે. એટલુંજ પૂછી જોજો કે મારે કેવી રીતે મારૂં ભરણપોષણ કરવું? હું ભલેને શુદ્ર અગર ચમારની કન્યા હોઉં, પણ આખરે એમની પુત્રવધુ તો ખરીજને? એમની પુત્રવધુ પોતાના દુ:ખના દિવસો કેમ કરીને પૂરા કરે?

સાસુજી બોલ્યાં: જરૂર પૂછીશ. પછી પ્રફુલ્લ ત્યાંથી ઉઠીને ચાલી ગઈ.



## પ્રકરણ ૩

આસીસાંજ પછી પેલીજ મેડીમાં પ્રફુલ્લ અને સાગર બન્ને જણાં મેડીનાં બારણાં અડકાવીને ખાનગી મસલત

કરી રહ્યાં હતાં, તે દરમ્યાન કોઇએ ત્યાં આવીને બારણાં ખખડાવ્યાં. સાગરે પૂછ્યું: કોણ છે રે?

"હું છું" એટલા શબ્દો જવાબમાં સંભળાયા. સાગરે પ્રફુલ્લને ચુંટી ખણીને હળવે રહીને કહ્યું: બોલશો નહિ; એ તો પેલી કુવાથની હાંલ્લી આવી છે.

પ્રફુલ્લ: આપણી શોક?

સાગર: હા, ચૂપ!

પેલી નવી આવનારી કહેવા લાગી: મેડીમાં કોણ કોણ ભરાયાં છે? જવાબ દેતાં શું થાય છે? સાગર વહુનો અવાજ તો કાને આવતોયે નથી!

સાગર: તમે કોણ છો ત્યારે? મને તો હજામડી જેવો અવાજ લાગે છે ને.

આવનાર: મેર, મેર, લજવાતી નથી? શું હું હજામની બાયડી જેવી લાગું છું?

સાગર: ત્યારે તમે કોણ છો?

તારી શોક! તારી શોક! મારૂં નામ નયન વહુ છે.

(નામ મૂળ તો નયનતારા છે, ન્યાત જાતમાં બધે એને નયનવહુ કહીને બોલાવતા—સાગરને સાગરવહુ તરીકે ઓળખતા.)

તેના એ શબ્દો સાંભળીને સાગરે કુત્રિમ વ્યગ્રતા દર્શાવતાં કહ્યું: કોણ? બહેન! ઓત્ તમારીની! કહેતાં વારને તમે હજામડી જેવાં થઇ શકો છો નહિ વારૂ? પણ એ તો ઘણી લીમતડાક રહે છે, હોં!

નયનઃ મોતના સોદા, બીજું શું? પણ હું શું એનાં કરતાંયે વધારે કાળી છું! અરે, પણ શોકની પાસેથી બીજી શી આશા રાખી શકાય? હા વળી, તું જો ચૌદવર્ષની ચોલકી ન હોત તો જૂદી વાત હતી.

સાગરઃ ચૌદ વર્ષની છું તેમાં શું? તમે સત્તર બરસનાં છો, પણ તમારા કરતાં હું રૂપમાંયે વધારે ચઢિયાતી છું અને જુવાન પણ વધારે ગણાઉં.

નયનઃ તારા બાપને ઘેર બેઠી બેઠી તારાં રૂપ અને જુવાનીને સારી પઠેમ ધોઇને ચાટ્યાં કરજે. તારા જેવી સંગાથે આવી લમણાંઝીક કરવા કરતાં તો ઝેર ખાઇને મરવું વધારે બહેતર છે.

સાગરઃ પણ વાત શી છે બહેન!

નયનઃ તું બારણાં નથી ખોલતી, એ કેવી વાત કહેવાય? રાતદિવસ બારણાં બંધ રાખીને શું કર્યાં કરે છે!

સાગરઃ બહેન, છાનીમાની અહિં ભરાઈ રહીને બે ચાર પેંડા ખાઈ લઉં છું. તમે પણ ક્યાં એમ નથી ખાતાં?

નયનઃ એમ હોય તો ખુશીથી ખા. (નયનને પોતાને પેંડા ઘણા ભાવતા.) પણ હું પૂછવા માંગતી હતી કે આપણે ત્યાં કોક આવ્યું છે, નહિ વારૂ!

સાગરઃ કોક તે કોણ? આપણા ઘરવાળા ને!

નયનઃ તોબા પરમેસર તારાથી! આથી તો મુવું મોત આવે તોય સારૂં.

સાગરઃ તો તો બેડો પાર—બન્ને મળીને બહેંચીજ

લઇએ. તમારો હિસ્સો વળી કાંઈ વત્તોજ રાખીએ.

નયનઃ છટ! છટ્! આવા શબ્દો તે વળી બોલાતા હશે!

સાગરઃ હું તો તમારા મનનું માપ લઉં છું.

નયનઃ મારાં મનની ગુંચો તારાથી કેમ કરીને નીકળી શકે છે?

સાગરઃ નહિ બહેન, તમે પૂછોછો તો ખરાં, પણ બરાબર સમજ પડ્યા વિના હું જવાબ પણ શો વાળી શકું!

નયનઃ હું એમ પૂછુંછું કે આપણાં સાસુજીની કોઇ બીજી વહુ આવી છે, નહિ વારૂ!

સાગરઃ કઇ વહુ?

નયનઃ પેલી મોચણ.

સાગરઃ મોચણ? કયાંઇ સાંભળવામાં તો આવ્યું નથી.

નયનઃ મોચીની નહિ તો શૂદ્રની કન્યા હશે.

સાગરઃ એવું પણ કોઇને મોંઢે સાંભળ્યું નથી.

નયનઃ અરે વાહ! નથી સાંભળ્યું? આપણી એક શોક શૂદ્રની કન્યા છે, તે નથી જાણતાં?

સાગરઃ નારે ભાઇ, આપણે તો કાંઇ જાણતાં નથી.

નયનઃ તું તો બડી કાફર છે. એજ......પેલી પહેલી વારનાં લગન વાળી.

સાગરઃ તે તો બ્રાહ્મણની છોકરી છે.

નયનઃ શું કહે છે? બ્રાહ્મણની છોકરી? ત્યારે શું કામ તેને ઘેર બોલાવીને તેની સાથે સંસાર માંડતા નથી!

સાગરઃ કાલે ઉઠીને તને જો પીએર તગેડી મૂકે, અને

મારી સાથે સંસાર માંડે, તો તું પણ પછી શૂદ્રનીજ કન્યા થઇ જાય, ખરૂંને ?

નયન: મને ગાળ કેમ દે છે, વહાલામોઇ ?

સાગર: તું બીજાંને શું કરવા ગાળ દે છે, વહાલામોઇ?

નયન: જા, મ્હોં બાળ તારૂં. મોટા માણસની દીકરી થઈ તેમાં આવડી બધી શી છલકાઈ જાય છે અને ફાવે તેમ છમછમાટ કરીને મગ અડદ ભરડી નાંખે છે? હમણાંજ જઇને સાસુજીને બધું કહી દઉંછું.

આવે ધડકધૂજારો કરીને નયનતારા ઉર્ફે કુવાથની હાંલ્લી ધમપછાડ કરતી ત્યાંથી પાછી ફરી. સાગરને તરતજ સમજાયું કે કાચું કપાઈ ગયું, વાતનું વતેસર થઇ ગયું. બીજીજ ક્ષણે તેણે બાજી બદલી નાખવાના હેતુથી બૂમ પાડી: નહિ નહિ, બ્હેન, પાછાં આવો. મારી ભૂલ થઇ, પાછાં આવો. હમણાંજ બારણાં ખોલું છું.

નયનતારાનો મિજાસ જતો રહ્યો હતો—પાછાં ફરવાનો ખાસ ઇરાદો રાખતો નહોતો. પરંતુ મેડીની અંદર ભરાઇને કેટલાક સાગર પેંડા ખાય છે, તે જોવાની કાંઈક ઇચ્છા હતી, તેથી તે પાછી ફરી. મેડીમાં આવીને જુએ છે તો પેંડાના દર્શન તો દુર્લભ છે, પણ તેને બદલે એક બાઈ નજરે પડે છે. તેણે તરતજ પૂછ્યું: એ કોણ છે ?

સાગર: પ્રફુલ્લ.

નયન: તે વળી કોણ ?

સાગર: મોટી વહુ.

નયન: આવી સુન્દર!

સાગર: તમારા કરતાં અધિક નથી.

નયન: હવે નકામી શીદ રંજાડે છે? તારા કરતાં તો રૂપાળી નથીજ.

આણી તરફ એક પહોર રાત વીતી ગયા કેડે હરવલ્લભ બાબુ પેટને ઇન્સાફ આપવાને ઘેર આવ્યા. હાથમાં પંખો લઇને પીરસેલી વાનગીઓની સામે પેલાં સાસુજી ગોઠવાઈ ગયાં. ભાત પર માખીના હુમલાનો ડર તો હતોજ નહિ—તેમ છતાં સન્નારીનો સન્માનભર્યો સદ્ભાવ પતિવ્રતનો પ્રભાવ દર્શાવવાને માંખી ઉરાડવામાં સંતોષ માને, તો તેમાં અયોગ્ય શું હોય? ઘરમાં પાંચ પાંચ દાસીઓ છે, છતાં સ્વામીની સેવા તો જેનો અધિકાર છે, તેવી ગૃહપત્નીની કર્ત્તવ્ય પરાયણતાજ બજાવી શકે છે. પતિવ્રતાના આ ધર્મનો લોપ કરનારી કુલટાઓનાં માથાંને માટે હે આકાશ! તારી પાસે શું વજ્ર નથી?

હરવલ્લભે ખાદ્ય પદાર્થોનો આસ્વાદ લેતાં લેતાં કહ્યું: પેલી શૂદ્રની કન્યા વિદાય થઇને?

સ્ત્રીએ માંખી ઉરાડતાં નાકની જડ ડોલાવીને કહ્યું: અત્યારે રાત્રીના સમયે એ બીચારી કેવી રીતે જઈ શકે! રાતના કોઈ અતિથિ આવી ચઢે છે, તો તેને પણ તમે કાઢી મૂકતા નથી– તો મારે શું કામ રાત્રે વહુને વિદાય કરી દેવી?

હરવલ્લભ: અતિથિ હોય તો અતિથિઓના આશ્રમમાં

જઈને રહે, અહિં શું કામ આવે?

ગૃહિણીઃ હું તો એક વાર કહી ચુકીજ છું કે મારાથી કાંઇ એને જાકારો નહિજ દેવાય. વિદાય કરવીજ હોય તો તમે તમારે કરો. વહૂ આવી રૂપાળી છતાં——

હરવલ્લભઃ હલકી કોમના લોકોમાં તો ઘણીયે ફાંકડીઓ હોય છે, પણ જવા દે એ વાત. તારાથી ન બને તો હુંજ એને વિદાય કરી દઉં. અરે, કોઈ વ્રજને બોલાવો તો.

હરવલ્લભના પુત્રનું નામ વ્રજેશ્વર હતું. એક દાસી જઇને તેને બોલાવી લાવી. એનું વય સુમારે એકવીસ બાવીસ વર્ષનું હશે. તે સુન્દરતાની આદર્શ મૂર્ત્તિ સમો જુવાન પિતાની સામે નમ્રતાથી ઉભો રહ્યો. કાંઈ પણ શબ્દ ઉચ્ચારવાની તેની જીકર નહોતી. તે જોઇને હરવલ્લભે શાન્તિનો ભંગ કરતાં કહ્યું: બેટા! તું ત્રણ વહુઓનો વર છે, એ તને સાંભરતું તો હશેજ.

પુત્ર નિરૂત્તર રહ્યો.

પહેલીવારનું લગ્ન તો યાદ છે ને? પેલી શૂદ્ર જાતિની કન્યા?

પુત્ર ચૂપ રહ્યો–બાપના આગળ એકવીસ વર્ષની વયનો છોકરો–હીરા જેવો હોવા છતાંય તે સમયે બોલતો નહોતો. આજકાલના છોકરા તો મૂર્ખતામાં જેટલા વધારે આગળ પડતા, તેના પ્રમાણમાંજ તેઓ મોટેરાની સામે લાંબુ લેક્ચર લલકારવાના.

હરવલ્લભ કહેવા લાગ્યોઃ એ શૂદ્રજાતિની કન્યા આજે

અહિં આવી છે—જબરદસ્તીથી રહેવાને. મેં તારી માને કહ્યું કે એને કાંડું ઝાલીને કાઢી મૂક. પરંતુ બૈરાંનો જીવ કેવો સુંવાળો હોય છે! સ્ત્રી જાત પર તેનો કદી હાથ ઉપડી શકે ખરો ? એ કામ તારૂં છે—અધિકાર પણ તારોજ છે—અન્ય કોઇ એને સ્પર્શી શકે પણ નહિ. આજેજ રાતના એને ચીચોટીઉં પકડીને કાઢી મૂક—મારીને તગેડી મૂક. નહિતો મને જંપ નહિ વળે.

ગૃહિણી બોલી: નહિ, નહિ બેટા ! સ્ત્રી જાતિ પર ભૂલે ચૂકેયે કદાપિ હાથ ઉપાડીશ નહિ. એમની આજ્ઞાનો અમલ થવો જોઇએ, તો પછી મારી સૂચનાનો છેકજ અનાદર શા માટે થવો જોઇએ ? તને ફાવે તેમ કરજે. પરંતુ એ બીચારીને કાયર કરીને કે કનડીને તો કાઢી મૂકતો નહિ.

પિતાના શબ્દોના જવાબમાં વ્રજે "જેવી આજ્ઞા" એટલા શબ્દો ઉચ્ચારી, માતાના જવાબમાં કહ્યું: સારૂં.

આમ ટુંકેથી પતાવીને તે થોડીકવાર સુધી મુંગોજ ઉભો. તે દરમ્યાન ગૃહિણીએ હરવલ્લભને પ્રશ્ન કર્યો: તમે તો વહુને કાઢી મૂકવાને એકે પગે તૈયાર થઇ રહ્યા છો, પણ એ બિચારી પોતાનું ગુજરાન કેમ ચલાવી શકશે ?

હરવલ્લભે કહ્યું: ખુશીમાં આવે તે કરે—ચોરી કરે, ધાડ પાડે અગર ભીખ માંગે.

ગૃહિણીએ પોતાના પુત્રને કહ્યું: કાઢી મૂકતી વખતે વહુને આ શબ્દો બરાબર યાદ દેવડાવજે. મારી પાસે એણે એજ વાતનો ખુલાસો માંગ્યો હતો.

પિતાની પાસેથી નીકળીને વ્રજેશ્વર ઘરડાં દાદીમાની મેડીમાં આવી પહોંચ્યો. આવીને જુએ છે તો—માજી એકચિત્તે માળા જપી રહ્યાં છે, અને મચ્છર ઉડાડી રહ્યાં છે. એણે બૂમ પાડીઃ દાદીમા !

દાદીઃ કેમ બેટા ?

આજે શા નવા સમાચાર છે?

શું કહું બેટા ! સાગરે મારો રેંટીઓ ભાંગી નાંખ્યો. હોય, નાદાન છોકરી છે; ભાંગફોડ તો એના હાથે થાયજને! એને પણ રેંટીયો કાંતવાનો છંદ લાગ્યો છે.

ના, ના, એ નહિ. હું એમ પૂછુંછું કે—

દાદીઃ જોજે, સાગર પર નકામો ખિજાતો નહિ હોં. મારે તો તમે લોકો જીવતા રહો એટલે બસ છે. રેંટીયા તો બધા બહુયે વસાવાશે. ત્યારે અમે ઘરડાં—

મારી વાત સાંભળશો ?

દાઃદી આવી જાઉં જાઉં થઈ ગઇ છું તોયે હજી હું થોડુંક સૂતર કાંતીને બ્રાહ્મણોને જનોઇ બનાવી આપું છું. પણ જવા દે——

એક વાર મારી વાત તો સાંભળો. નહિ તો તમારા જેટલા રેંટીયા મારા જોવામાં આવશે તેટલા હું પોતેજ ભુકો કરી નાંખીશ.

દાદીઃ શું કહેવા માંગે છે, રેંટીયાનીજ વાતને ?

એ વાત નથી. મારે બે બાયડી છે, તે તો તમે જાણો છોજને ?

દાદીઃ બાયડી ? ખબરદાર, નામ લઈશ નહિ બાયડીનું. બાયડી તો જેવી નયન વહુ છે, તેવીજ સાગર વહુ પણ છે—બાપડી મારો જીવ ખાઇ જાય છે—એકે શ્વાસે આટલુંજ કહ્યાં કરે છે, વાત કહો, વાત કહો, વાત કહો. પણ ભાઈ, એટલી બધી વાર્તાઓ તે હું ક્યાંથી લાવું ?

વ્રજેશ્વરઃ વાતની વાત જવા દો.

દાદીઃ તું જેમ ટુંકેથી પતાવે છે, તેમ એ પતાવતી નથી તો. આખરે મેં એને ચકલાચકલીની વાત્ત કહી. તેં તો સાંભળીજ હશે એ ચકલા ચકલીની વાત. નહિ સે વળી કહું—સાંભળ, એક વાર વનમાં એક મોટા શિમળાના ઝાડ પર એક ચકલો ને એક ચકલી રહેતાં હતાં—

વ્રજેશ્વરઃ કમબખ્તીના કાંઠા ! દાદીમા આ શું કરવા બેઠાં છો તમે ? અત્યારે વાર્ત્તાનું શું કામ છે ! મારી વાત તો સાંભળો.

વળી બીજી વાત તારે શી જોઇએ ! અસલથીજ વાત સાંભળતો આવ્યો છે—તારે વળી બીજું શું જોઇએ છે !

વ્રજેશ્વર મનમાં તો ઘણો અકળાયો કે આ બુઢ્ઢીમાનું ભેજું ક્યારે ઠેકાણે આવશે. છતાં તે કહેવા લાગ્યોઃ મારે એ બ્રાહ્મણી છે—અને એક શૂદ્ર જાતિની કન્યા છે. સાંભળવા પ્રમાણે એ શૂદ્ર જાતિની કન્યા આજે આવી છે. મારી વાત છે !

અરે ના રે ! શૂદ્ર જાતિની કોની ?—એતો બ્રાહ્મણની

કન્યા છે.

આવી છે?

હા.

ક્યાં છે? મારાથી એને મળી શકાશે ખરું?

તને એનો મેળાપ કરાવી આપીને મારે નાહક તારી મા અને બાપ બન્નેનાં આંખના કણાં બનવું? એના કરતાં તો તું તારે ચકલા ચકલીની વાત સાંભળ મારી.

ગભરાવાની જરૂર નથી. મા અને બાપ બન્નેયે મને બોલાવીને કહ્યું છે કે એને કાઢી મૂકજે. પણ તમે ઘરડાં દાદી છો, તેથી એનો પત્તો મેળવવાને હું તમારી પાસે આવ્યો છું.

ભાઈ! તે મારી અવસ્થા થઇ—હું તો કૃષ્ણનું નામ જપું છું અને હવિષ્યાન્ન ખાઉં છું. વાર્તા સાંભળવી હોય, તો વળી કહું. શૂદ્ર કન્યા અગર બ્રાહ્મણ કન્યાની વાત સાથે મારે શી નિસબત?

હાય! ઘડપણમાં તમે ધાડપાડુઓના ફંદામાં ક્યારે ફસાવાનાં!

દાદી: જા જા, એવું ન બોલ. મને તો બહુ બ્હીક લાગે છે. વારુ, તારે એને મળવું છે શું?

ત્યારે શું હું તમને માળા જપતાં જોવાને આવ્યો છું?

સાગર વહુની પાસે જા.

શોક તે વળી શોકનો મેળાપ કદી કરાવી આપે ખરી?

તું જા તો ખરો. સાગરે તને બોલાવ્યો છે, તારી

વાટ જોતી મેડીમાં બેસી રહી છે; એના જેવી ડાહી છોકરી ભાગ્યેજ બીજી હશે.

તમે તો કહેતાં હતાં ને કે એ રેંટીયો ભાંગીને ચાલી ગઈ. હું નયનને વાત કહી દઇશ, એટલે એ પણ એકાદ રેંટીયો તોડી નાંખશે.

હા હા, સાગર અને નયનની પાસે જા તો ખરો.

એ લોકોની પાસે જવાથી શૂદ્ર કન્યાનો મેળાપ થઈ શકશે ?

આ ડોશીની વાત તો લક્ષમાં લેતો નથી, આમ આકળો શું પડી જાય છે? મારી માળા પણ બળ્યું રખડી ગઇ. તારા દાદાએ ૬૩ વિવાહ કર્યા હતા—ભલે ચૌદ વર્ષની હોય કે ચુમોતેર વર્ષની હોય—પણ કોઈનું માગું આવે તો કદી ના પાડતા નહિ.

અક્ષય સ્વર્ગવાસ થાઓ દાદાનો. હું તો ચૌદ વર્ષ વાળીની શોધમાં નીકળ્યો છું. ત્યાંથી પાછાં ફરીને મારે ચુમોતેર વર્ષવાળાંની તપાસ કરવાની કે?

જા, જા, જા! મારી માળા પણ અધૂરી રહી ગઈ. હું નયનતારાને કહી દઇશ કે તું હવે બહુ બગડી ગયો છે.

કહી દેજો, એટલે એ ખુશીથી તમને ભુંજેલા ચણા મોકલી આપશે.

એમ કહીને તે સાગરને શોધવાને નીકળી પડયો.



## પ્રકરણ ૪

સાસરે આવ્યા પછી સાગરને એક ઉપર અને એક નીચે એમ બે ખંડ રહેવાને મળેલા. નીચેના ખંડવાળા ભાગમાં સાગર પાન બનાવતી અને પોતાની સમોવડી સાહેલીઓ સંગાથે વાતચીત કે રમત કરતી. ઉપરના ખંડમાં તે રાત્રે શયન કરતી. દિવસના ઉંઘ આવે તો તે ઉપરના ખંડમાં દોડી જઈ, ત્યાંના બારણાં બંધ કરી દેતી. તેથી ઘરડાં દાદીમાની વાર્તાની ઉપાધિમાંથી મુક્તિ મળ્યા કેડે વ્રજેશ્વર પેલા ઉપરના ખંડમાંજ જઈ પહોંચ્યો.

ત્યાં જઈને જુએ છે તો સાગર તે જગ્યાએ નથી, પરંતુ તેને બદલે કોઈ બીજીજ વ્યક્તિ નજરે પડે છે. વ્રજેશ્વરને અનુમાન કરતાં વાર ન લાગી કે એજ મારી પ્રથમ પત્ની હોવી જોઈએ.

મામલો મજાદાર બન્યો. પતિ અને પત્નીનો સંબંધ કેવો ગાઢ અને ઘનિષ્ઠ હોય છે! બન્ને એકબીજાનાં અર્ધાંગ, અરે સર્વસ્વ સમાન છે. પરંતુ બન્નેને હજી સુધી એક બીજાનો સીધો મેળ થયો ન હતો; તો વાતચીતનો લાભ તો ક્યાંથી મળી શકે? મૌનનો ભંગ આ પ્રસંગે કોણે, કેમ કરવો, તેજ એક મુંઝવણભર્યો પ્રશ્ન થઈ પડ્યો. મરડાટ-

ભર્યાં માન સંકોચ અગર સાચી શરમના શેરડા પર સહેજ વિજય મેળવી બોલવાની પહેલ કોણ કરે ! ધ્યાનમાં રાખવા જેવું તો એ કે એક તો તિરસ્કાર કરવાનેજ આવ્યો છે, અને બીજી વ્યક્તિ તેના એ તિરસ્કારને વ્હોરી લેવા ખાતરજ આવી છે. આર્ય મહિલાઓને અમે પૂછીશું કે આવા વિચિત્ર સંજોગોમાં વાતચીતની શરૂઆત કેવા પ્રકારે થવી ઉચિત ? ગમે તે હોય પરંતુ અહિં તો ઉચિત પ્રકારે કશુંયે થઈ શકયું નહિ. પહેલાં તો કયાં સુધી બન્નેય જણાં અબોલ રહ્યાં. છેવટે પ્રફુલ્લે સહેજ મ્હોં મલકાવીને ગળા ઉપરનો વસ્ત્રનો છેડો ઠીકઠીક કર્યો. ત્યારબાદ સોડીયું વાળી સંકોચાતાં સંકોચાતાં વ્રજેશ્વરના પગ પાસે આવી સ્નેહભીની નજરે એકાએક તેને પ્રણામ કર્યાં.

વ્રજેશ્વર એના પિતાના જેવો નિષ્ઠુર નીવડયો નહિ. એ પ્રણામનો સ્વીકાર કરી તેણે છોભીલાં પડી જઇ પ્રફુલ્લના ખભા ઉપર પોતાના બન્ને હાથ હેતભેર મૂકી દીધા. ત્યારપછી ઓચીંતી ઉંચકીને તેને પલંગ પર બેસાડી દીધી. પછી પોતે પણ તેનીજ પાસે બેસી ગયો.

પ્રફુલ્લે પોતાનાં વદનપર સહેજ ઘુમટો તાણ્યો હતો—તે જમાનાની સુંદરીઓ આજના સમયની છીછુકલીઓ જેવી ન હતી—ધિક્કાર છે આ જમાનાને ! અસ્તુ ! વ્રજેશ્વરે જે સમયે પ્રફુલ્લને ઉંચકીને પોતાની પાસે બેસાડી દીધી, તે સમયે તેનો મોંઢાપરનો ઘુંઘટ સરી પડયો. વ્રજેશ્વર જુએછે તો પ્રફુલ્લ ડૂસ્કાં ભરી રહી છે.

અજાણપણેજ વ્રજેશ્વરથી કહેવાઈ ગયું: છટ્ છટ્ છટ્! ધિક્કાર છે બાવીસ વર્ષની ઉમ્મરને; એળે ગાળ્યું આ આયુષ્ય! વ્રજેશ્વરને બીજું કાંઈ પણ નહિ સ્ફુરવાથી બોર બોર જેવડાં આંસુનો જ્યાં રેલો વહી રહ્યો હતો, તે સ્થાનને છટ્ છટ્ છટ્ એવા ઉદ્ગાર સરી પડતાંની સાથેજ તેનાથી એ કાએક ચુમી લેવાયું.

જે સમયે વ્રજેશ્વર આવી હડહડતી નફટાઈવડે પોતાની જાતને કલંકિત કરી રહ્યો હતો અને ગ્રંથકારને પણ એજ દોષનું કલંક લગ ડવાનું કારણ બન્યો હતો.........

જે સમયે ભોળી બાપડી પ્રફુલ્લ પોતાનાં મનમાં એમ સમજી રહી હતી કે આ મુખચુમ્બન સમું પવિત્ર અને પુણ્યમય કર્મ આ જગત્‌માં ભાગ્યેજ કોઇએ કર્યું હશે, તે સમયે ઓચીંતુ કોઇએ બારણાં આગળ ડોકીઉં કર્યું. ડોકીયું કરનારનું મુખ મૃદુ હાસ્ય કરી રહ્યું હતું તેમજ તેના કર-કંકણનો ખખડાટ પણ સ્પષ્ટ સંભળાતો હતો. તેથી વ્રજેશ્વરનું તે તરફ લક્ષ દોરાયું. ધ્યાનપૂર્વક નીહાળતાં ઉજળું ચાંદા જેવું મ્હોં તેની નજરે પડયું. કાળાકાળા અને ચળકાટ મારતા ચીકણા કેશનો અંબોડો વાળ્યો હતો—તે જમાનાની સ્ત્રીઓ એ પ્રમાણેજ કરતી—મ્હોંપર સહેજ ઘુમટો તાણ્યો હતો. ઘુંઘટની અંદરથી કમલપત્ર સમાં બે નેત્ર અને નાજુક નાજુક બે હોઠ મધુરૂં મધુરૂં મલકી રહ્યાં હતાં. વ્રજેશ્વર તરત ચેતી ગયો કે એ સાગરનુંજ મુખ છે. સાગરે ઇશારતથી પતિને એક તાળું અને કુંચી દેખાડ્યાં. સાગર ના-

નકડી હોવાથી પતિની સાથે ઝાઝું બોલતી નહિ. વ્રજ તેની કશી મતલબ સમજ્યો નહિ, પરંતુ સમજતાં ઝાઝી વાર પણ લાગી નહિ. સાગરે બહારથી બારણું વાસી દઈને સાંકળ દઈ દીધી. ત્યાર બાદ પેલી કુંચી વડે તાળું દઈને ધબ ધબ કરતી ત્યાં આગળથી તે ચાલી ગઈ. તાળું દીધાનો અવાજ સાંભળીને વ્રજેશ્વર કકળી ઉઠયો:—સાગર! સાગર! આ શું કરે છે? પણ સાગર તેને લેખવેજ શું કરવા! તીરના વેગે ત્યાંથી છુટીને તેણે તો ખાસી રીતે દાદીમાનાં બીછાના પર જઈને લંબાવી દીધું.

દાદીમા બોલી ઉઠયાં: કોણ છે રે? સાગર વહુ કે! અલી શું થયું? અહિં આવીને કેમ સુતી?

સાગરે કશોય જવાબ દીધો નહિ.

દાદી: પાણીચું મળ્યું, એમજને?

સાગર: એમ ન હોય તો તમારી પાસે આવુંજ શું કરવા? આજે આપણે સાથે સુઈ રહીશું.

દાદી: સુજે બાપ, નિરાતે સુજે. મિજાજ ઠેકાણે આવશે, તો તને પાછી અત્યારેજ બોલાવી લેશે. અહા! તારા દાદા બારે મહિના ને બત્રીસે દિવસ મને આમજ કાઢી મૂકતા ને વળી પાછી બોલાવી લેતા પણ ખરા—હું વળી તે વખતે મિજાસ કરતી અને મોંઘી થતી—પણ બ્હેન, આખરે આપણો બૈરાંનો જીવ! મારાથી રહેવાતું પણ નહિ. એક દિવસ તો એમ થયું—

સાગર: દાદીમા, એક વાર્ત્તા કહોને—

દાદીમા: કઈ વાત કહું? ચકલા ચકલીની વાત કહું? એકલાંજ સાંભળવી છે? પેલી નવી વહુ ક્યાં છે? એને પણ તેડી લાવને—બન્ને જણાં સાંભળજો.

સાગર: તે વળી ક્યાં હશે? અત્યારે મારાથી એને તેડવા નહિ જવાય. હું એકલીજ સાંભળીશ. તમે તમારે કહો.

દાદીમાએ તે વખતે સાગરની પાસે સૂઈ જઇને ચકલા ચકલીની વાત કહેવા માંડી. વાર્તાની શરૂઆત થઈ ન થઈ એટલામાંજ સાગરે ઘોરવા માંડયું. તે વાતની દાદીમાને કશી ગતાગમ નહિ હોવાથી તેમણે તો ખાસી રીતે ચાર કલાક સુધી પોતાનું ચિંજણુ ચલાવ્યું. પરંતુ ત્યારબાદ થોડીકવાર પછી તેના જાણુવામાં આવ્યું કે સાંભળનારી તો મોજથી ઉંઘી ગઈ છે, ત્યારે તેણે નિસાસો નાંખી અધવચ પોતાની વાતને ખતમ કરી નાંખી.

બીજે દિવસે મળસ્કું થતાં થતાંમાંજ સાગરે આવીને મેડીનું તાળું ખોલી નાંખ્યું. ત્યારબાદ કોઇને કાંઇપણ કહ્યા વગર દાદીમાનો ભાંગ્યોતૂટયો રેંટીયો લઇને નિદ્રામાં પડેલાં ડોસીમાનાં કાન આગળ તે ઘમ્મર ઘમ્મર કરવા મંડી ગઈ.

તાળું ઉઘડયાનો ખડાંગ કરીને ખખડાટ થયો—પ્રફુલ્લ તેમજ વ્રજેશ્વરના સાંભળવામાં તે આવ્યો. તે સમયે પ્રફુલ્લ બેઠી હતી. તે ઉઠીને ઝટ કરતી ઉભી થઈ ગઇ અને કહેવા લાગી: સાગરે સાંકળ ઉઘાડી નાંખી છે; હવે હું જાઉં છું. સ્ત્રી તરીકે મારો સ્વીકાર કરવો હોય તો

કરજો, નહિ તો નહિ કરતા, પરંતુ મને દાસી સમજીને તો સ્મરણમાં રાખજો.

વ્રજ: હમણાં શું કરવા જાય છે? હું એકવાર પિતાજીને ફરીથી વાત કરી જોઉં.

પ્ર: વાત કર્યાંથી કાંઈ તેમનો વિચાર ફરી શકશે?

વ્ર: ભલે ન ફરે, પણ મારે તો મારી ફરજ બજાવવીજ જોઈએ. વિના કારણ તારો ત્યાગ કરવાનો અધર્મ મારે શા માટે કરવો?

પ્ર: તમે કાંઇ મારો ત્યાગ કર્યો નથી—મને સ્વીકારેલી છેજ. એક દિવસને માટે પણ મને તમારી પાસે પલંગ પર સ્થાન આપ્યું છે, એટલું મારે મન બસ છે. હું આપની પાસે ભીખ માંગું છું, કે મારા સરખી દુખીયારીને ખાતર પિતાજીની સાથે નાહક વઢવાડ કરશો નહિ. આપના ક્લેશ કંકાસથી હું નથી સુખી થવાની.

વ્રજ: ખાધા ખોરાકીના ખર્ચ જેટલા પૈસા તને મોકલી આપે, એટલી વ્યવસ્થા તો મારે કરવી પડશે.

પ્રફુલ્લ: એમણે મારો ત્યાગ કર્યો છે, તેથી એમની પાસે ભીખ માંગવાની નથી. તમારી પાસે કાંઈ સીલકમાં હોય તો તમારી પાસેજ હું ભીખ માંગી શકું.

વ્રજ: મારી પાસે આ વીંટી સિવાય બીજું કાંઇ નથી. અત્યારે તું એજ લઇ જા. એનાં જે કાંઈ નાણાં ઉપજશે તેમાંથી તારૂં દુઃખ કાંઇક અંશે દૂર થઇ શકશે. ત્યારબાદ કાંઇક એ પૈસા કમાઇ શકાય, એવી ખટપટ કરીશ. બની

શકશે તેવી રીતે તારાં ભરણુપોષણનો બંદોબસ્ત કરીશ.

એમ કહીને વ્રજેશ્વરે અણમોલા હીરાની એક વીંટી પોતાની આંગળી પરથી ઉતારીને પ્રફુલ્લને આપી દીધી. તે પોતાની આંગળી પર પહેરતાં પહેરતાં પ્રફુલ્લ બોલી ઉઠી: પણ તમે કદાચ મને ભૂલી જાઓ તો ?

વ્રજ: બધું ભૂલી જઇશ, પણ તને કદી ભૂલવાનો નથી.

પ્રફુલ્લ: અત્યાર પછી કદાચ ઓળખી ન શકો તો ?

વ્રજ: આ મુખ કદી ભૂલાવાનું નથી.

પ્રફુલ્લ: આ વીંટી હું કદી વેચવાની નથી, અન્ન વિના પ્રાણ જવા આવશે, તોયે કદાપિ નહિ વેચું. જે વખતે તમને મારૂં ઓળખાણ નહિ રહે, ત્યારે આ વીંટી દેખાડીશ. એમાં શું લખ્યું છે ?

વ્રજ: મારૂં નામ કોતરેલું છે.

બન્નેયે આંસુભેર એકબીજાની વિદાય લીધી. પ્રફુલ્લે નીચે આવીને સાગર અને નયનની મુલાકાત લીધી. બોલી દોલી નયને પ્રશ્ન કર્યો: બ્હેન ! કાલે રાત્રે તું કયાં સૂતી હતી ?

સાગર: બહેન ! કોઈ તીર્થયાત્રા કરે છે તો પોતાને મોઢે તેનાં બણગાં ફુંકતું નથી.

નયન: તે કેવી રીતે ?

સાગર: નહિ સમજાયું ? કાલે મને હાંકી કાઢીને એ મારા પલંગ ઉપર વિષ્ણુની લક્ષ્મી બનીને સૂતી હતી. જોતી નથી, વાલમે વ્હાલને વશ થઇને એને વીંટીનું પ્રીતિદાન

કર્યું છે ?

સાગરે પ્રફુલ્લના હાથમાંની વ્રજેશ્વરની વીંટી નયનને બતાવી. જોતાંવારને નયનતારાને હાડોહાડ ગુસ્સો વ્યાપી ગયો. તે કહેવા લાગી: બહેન, સસરાજીએ તારા સંબંધમાં શું કહ્યું છે, તે સાંભળ્યું ?

પ્રફુલ્લને તે બાબતની ચિન્તા નહોતી, કેમકે વ્રજેશ્વરે તેનુ માન રાખ્યું હતું. પ્રફુલ્લે પૂછ્યું: શું કહ્યું છે ?

નયન: તે પૂછાવ્યું હતુંને, કે મારે કેમ કરીને ખાધાખોરાકીની વ્યવસ્થા કરવી ?

પ્રફુલ્લ: હા, તેનો જવાબ શો મળ્યો !

નયન: સસરાજીએ કહ્યું છે કે, તારે ચોરી લૂંટફાટ વગેરે કરીને એ વ્યવસ્થા કરી લેવી.

ઠીક છે જોઇશ—એમ કહીને પ્રફુલ્લ પસાર થઇ ગઈ. પછી બીજા કોઈ સાથે એણે વાતચીત કીધી નહિ. ઘરના દરવાજા બહાર તે એકાએક ચાલી આવી. સાગર પાછળ પાછળ ગઇ. પ્રફુલ્લે તેને કહ્યું: બહેન ! હવે હું જાઉં છું. આ ઘેર હવે નહિ આવું. તમે જ્યારે પીએર જશો ત્યારે હું તમને ત્યાં મળીશ.

સાગર: મારૂં પીએર ક્યાં છે, તેની ખબર છે ?

પ્રફુલ્લ: નહિ ખબર હોય, તો મેળવી લઇશ.

સાગર: મારે પીએર અવાશે ખરૂં ?

પ્રફુલ્લ: એમાં તે શું મોટું ?

સાગર: તમારા મા તમને મળવાને ઉભાં થઇ રહ્યાં છે.

બાગના દરવાજા આગળ પ્રફુલ્લની મા ખરેખર ઉભી હતી. સાગરે તેને બતાવી દીધી. પ્રફુલ્લ માની પાસે દોડી ગઇ.

## પ્રકરણ ૫

પ્રફુલ્લ અને એની મા ઘેર પાછાં ફર્યાં. આવજા કરવામાં માને શારીરિક કષ્ટ ઘણું પડયું—માનસિક કષ્ટ તો તેના કરતાં યે ભારે થઈ પડયું. હંમેશ બધું સહન થઇ શકતું નથી. ઘેર આવતાં વારને મા મંદવાડનો ભોગ થઈ પડી. પહેલાં થોડો તાવ આવ્યો, પરંતુ પોતે પાકી બંગાળણ, બ્રાહ્મણની જાત અને વળી પાછી વિધવા, તેથી એણે તે તાવને તાવ જેવો ગણ્યો નહિ. તાવમાં યે બબ્બે વાર નહાવા લાગી. મળ્યું હત તો ખાવાનું પણ પહેલાંના જેવું જ ચાલત. આ તો પડોશીઓ દયા લાવીને કાંઈ આપતાં, ત્યારેજ એને ભોજન મળી શકતું. ધીરે ધીરે તાવનું જોર વધ્યું—છેવટે એ બીચારી પથારીવશ થઇ ગઇ. એ જમાનામાં એ બધાં ગામડાંઓમાં અત્યારની પેઠે ઓસડવેસડની સગવડ નહોતી થઇ. વિધવાઓ તો ઘણુંખરૂં દવા લેતીજ નહિ—તેમાં વળી પ્રફુલ્લની મા પાસે તો વૈદ્યને બોલાવી લાવે એવું કોઇ માણસ પણ ન હતું. વૈદો પણ દેશમાં ગણ્યા ગાંઠ્યાજ

હતા. તાવ વધ્યો—વાયુનો પ્રકોપ થયો. પ્રફુલ્લની મા આખરે સઘળાં દુ:ખમાંથી છૂટી.

મહોલ્લાના જે પાંચ માણસોએ નાહક આળ ચઢાવ્યું હતું, તેમણેજ આવીને પ્રફુલ્લની માને છેલ્લો સંસ્કાર કર્યો. બંગાળીઓ એવા સમયે અદાવત નથી રાખતા. બંગાળી પ્રજાનો એ એક સદ્ગુણ છે.

હવે પ્રફુલ્લ એકલી હતી. મહોલ્લાના પાંચ જણાએ આવીને કહ્યું કે, તારે શ્રાદ્ધ કરવું પડશે. પ્રફુલ્લે કહ્યું: પિંડદાન કરવાની તો મારી પણ ઇચ્છા છે, પણ પૈસા ક્યાંથી લાવવા ?

ગામના પાંચ માણસોએ જણાવ્યું: તારે કાંઈ કરવું નહિ પડે—અમેજ બધું અમારી મેળે કરી લઇશું. કોઇએ થોડાંક નાણાં આપ્યાં, કોઇએ કાંઇક સામાન આપ્યો; એવી રીતે શ્રાદ્ધ તેમજ બ્રાહ્મણ ભોજનની તૈયારી થઈ ગઈ. પડોશીઓએ સઘળો સામાન તૈયાર કરી આપ્યો.

એક પડોશી કહેવા લાગ્યો: એક વાત યાદ આવી છે. તારી માના શ્રાદ્ધમાં તારે તારા સસરાને ખાસ નોંતરૂં દેવું જોઇએ.

પ્રફુલ્લ બોલી: નોંતરૂં દેવા કોણ જશે ?

ગામના બે ભલા માણસોએ એ કામ માથે લીધું. તેઓ સઘળાજ કામમાં આગેવાની ભર્યો ભાગ લેતા—એમજ કહો કે તેમને એવો રોગ લાગુ પડયો હતો.

પ્રફુલ્લ કહે: તમે લોકોએ તો અમારા પર આળ

ચઢાવીને અમને એ ઘર ટળાવ્યું છે.

તેઓ કહેવા લાગ્યા: હવે એ વાતને સંભારો નહિ. અમે એ વાતને દાબી દઇશું. અત્યારે તું અનાથ થઈ ગઈ છે, તેથી તારી સાથે કાંઇ પણ વેર ઝેર નથી.

પ્રફુલ્લે સંમતિ આપી.

તે બન્ને જણા હરવલ્લભને નોંતરૂં દેવા ગયા. હરવલ્લભ કહે: કેમ મહારાજ! તમે લોકોએજ વહેવાણને જાતિભ્રષ્ટ અને શૂદ્ર જેવી ગણીને ન્યાત બહાર મૂકી દીધી હતી—તો અત્યારે પાછી આવી વાત કેમ તમેજ લાવ્યા છો?

બ્રાહ્મણોએ કહ્યું: એ વાતની આપને ક્યાંથી ખબર હોય! પાડપડોશીઓમાં ઝઢવાડ વારંવાર થયાં કરે છે— એ વાત તો તદ્દન ગલત છે.

હરવલ્લભ તમરીખોર હતો—તેણે ધાર્યું કે આ બધું એ લોકોનું તરકટ છે. એ બધા પડોશીઓને મારી વિધવા વહેવાણ કનેથી કાંઈક લાંચ રૂશ્વત મળી હોવી જોઇએ. ખેર, પણ એ લાંચ આપવા જેટલાં નાણાં એ શૂદ્રકન્યાને ક્યાંથી મળી શકયાં? એજ કારણને લીધે હરવલ્લભે નિમંત્રણની વાતને જરાયે લક્ષમાં લીધી નહિ. પ્રફુલ્લના તરફ તેના મનનું વલણ વધારે ને વધારે નિષ્ઠુર થતું ગયું.

એ સઘળી બીના વ્રજેશ્વરના જાણવામાં આવી. રાતના વખતે છાનાંમાનાં પ્રફુલ્લને ઘેર જઇને તેને એકાંતમાં મળી આવવાનો તેણે મન સંગાથે નિશ્ચય કર્યો.

પડોશીઓ વીલા મોંઢે પાછા ઘેર ફર્યા. પ્રફુલ્લે બરાબર

વિધિ પ્રમાણે માતાનું શ્રાદ્ધ કરીને, પડોશીઓની સહાયથી બ્રાહ્મણ ભોજન સુદ્ધાં કરાવ્યું. વ્રજેશ્વર ત્યાં જઇ પહોંચવાની તક શોધવા લાગ્યો.



## પ્રકરણ ૬

પુલમણિ હજામડી પ્રફુલ્લની પડોશમાંજ રહેતી હતી. માના મરણ પછી પ્રફુલ્લ તદ્દન એકલી અટૂલી પડી ગઇ. એ રહી જુવાન ને વળી ખૂબ રૂપાળી. રાત્રે ઘરમાં એકલાં સૂઇ રહેવું એ તેને માટે ઘણું વસમું થઇ પડે; તેમ કરવામાં ભય અને કલંક બન્ને સમાએલાં. એટલે રાત્રે પાસે સૂઈ રહેવા સારૂ એક સ્ત્રી અવશ્ય સોબતી તરીકે હોવી જોઇએ. તે માટે પ્રફુલ્લે ફુલમણિને વિનવવાનું સાહસ કર્યું. એ વિધવા હતી; એક વિધવા બહેન સિવાય તેને બીજું કોઇ સગુંવહાલું નહોતું. વળી બન્ને બહેનો પ્રફુલ્લની માની આશ્રિત હતી. તેથીજ પ્રફુલ્લે પુલમણિને સૂવા બોલાવવાની હિંમત કરી હતી, અને પુલમણિએ પણ વિના સંકોચે કબુલ્યું હતું.

પ્રફુલ્લની મા જે દિવસે ગુજરી ગઈ, તેજ દિવસથી

રોજ પુલમણિ પ્રફુલ્લને ઘેર સૂવા આવતી.

પુલમણિ કેવાં ચારિત્ર્યની બાઈ છે, તે ભોળી ભટાક પ્રફુલ્લ ક્યાંથી જાણે? તે એના કરતાં દશ વર્ષે મોટી હતી; બોલવે ચાલવે બોથડ ન હતી, પહેરવેશમાં પણ તે તીમ-તડાક રહેતી. પણ એક તો તે નીચ જાતિની કન્યા, તેમાં વળી પાછી બાલ–વિધવા. તેથી પોતાનું ચારિત્ર્ય જાળવી શકેલી નહિ. ગામના જમીનદાર પ્રાણ ચૌધરી હતા. દુર્લભ ચક્રવર્ત્તી કરીને તેને એક ગુમાસ્તો હતો. તે કોઈ કોઈવાર તે ગામમાં આવીને ત્યાં પોતાની કચેરી રાખતો. લોકો એમ વાત કરતા કે એ દુર્લભના ફુલમણિ ઉપર ચારે હાથ છે, અથવા તો પછી દુર્લભના ઉપર તે વારી ગઈ છે. એ સ-ઘળીજ હકીકત પ્રફુલ્લથી અજાણી હતી, એમ નહોતું. પણ તે બીચારી કરે પણ શું? પોતાના ઘરબાર તજીને પ્રફુલ્લને ત્યાં બીજું કોઈ સૂવા આવવાને રાજી નહોતું. પાછું એમ પણ પોતાનું મન એણે મનાવ્યું: એ નઠારી હોય તેમાં મારે શું? હું બુરી નહિ હોઉં તો મને કોનાથી બુરી બ-નાવી શકાય તેમ છે?

પુલમણિ હજામડી તો બેચાર દિવસ લાગલાગટ પ્રફુલ્લને ઘેર સૂવા આવી. શ્રાદ્ધને બીજે દિવસે તે ઘણી મોડી સૂવા ગઈ. રસ્તાપરના આંબા આગળ એક મોટી ઝાડી હતી. આવતી વખતે ફુલમણિએ તે ઝાડીમાં પ્રવેશ કર્યો—ત્યાં આગળ એક માણસ ઉભો હતો. વાંચક સમજી જશે કે એ દુર્લભચંદ્ર પોતે હતો. હોઠ પર પાનની લાલી લાવી, રંગીન

કોરનું ધોત્તીઉં પહેરીને ચક્રવર્તી મહાશય પોતાના સંકેત સ્થાન પર ઉભા થઇ રહ્યા હતા. ફુલમણિને જોતાંજ મધુરૂં મધુરૂં હસીને તેમણે પૂછ્યું: કેમ, આજે શા સમાચાર!

ફુલમણિ: હા, આજ તો ખાસ્સું મજાનું છે. તમે પાલખી લઇને મધરાત વેળાએ આવી પહોંચજો—બારણું ઠોકજો, એટલે હું ઝટપટ ઉઘાડો નાંખીશ. પરંતુ શોર બકોર થવા ન પામે એટલું ધ્યાનમાં રાખજો.

દુર્લભ: કાંઇ અડચણ નહિ. પણ એ તો ઘાંટાઘાંટ નહિ કરી મૂકે ને!

ફુલમણિ: તેની જોખમદારી મારે માથે. આસ્તે આસ્તે હું બારણાં ઉઘાડીશ. ભર ઉંઘમાં તમે એનું મ્હોં કપડા વતી બાંધી દેજો. ત્યાર પછી શી મગદૂર કે ચૂં કે ચાં કરી શકે?

દુર્લભ: પણ એવો જબરજસ્તીનો મામલો કેટલા દિવસ નભશે?

ફુલમણિ: એક વાર ઉપાડી જશો એટલે પાસા પોબાર સમજવા. જે તદ્દન નિરાધાર છે, જેને અન્નને ને દાંતને વેર હોય એવાં ખાવાપીવાનાં સાંસાં છે તેને ખાવાનું મળશે, કપડાં પહેરવાનાં મળશે, ઘરેણાં ગાંઠાં મળશે, રૂપીયા મળશે અને હૃદયનો પ્યાર મળશે,—તો પછી કેમ નહિ રહે! અલબત્ત પણ એ કપડાંઘરેણાંમાં મારો ભાગ રાખવો પડશે.

પછી દુર્લભબાબુ પોતાને મુકામે ગયા. ફુલમણિ પ્રફુલ્લની પાસે પહોંચી ગઈ. આ કાવતરાંની કશી પણ વિગત બાપડી પ્રફુલ્લના જાણવામાં આવી નહિ. રોજ માને સંભા-

રીને જેમ તે રહતી, અને એમ વિલાપ કરતી કરતીજ આખરે નિદ્રાવશ થઈ જતી, તેવીજ રીતે આજે પણ તે ઉંઘી ગઇ. મધરાત વેળાએ દુર્લભે બારણાં ખખડાવ્યાં અને કુલમણિએ સંકેત મુજબ તે ખોલી નાંખ્યાં. પ્રફુલ્લનું મ્હોં બાંધીને દુર્લભે તેને ઉપાડીને પાલખીમાં મૂકી દીધી. ઉંચકનારા ભોઇઓ તેને જમીનદારબાબુના વિહારમન્દિર તરફ ગુપચુપ લઈ જવા લાગ્યા. કહેવાની જરૂર નથી કે કુલમણિ પણ તે પાલખીની સાથે સાથે ચાલવા લાગી.

બરાબર ત્યાર બાદ અડધોએક કલાક પછી વ્રજેશ્વર તે સૂના આવાસમાં પ્રફુલ્લને મળવાને આવ્યો. પોતાનાં ઘરનાં માણુસોના ડરને લીધે વ્રજેશ્વર છાનોમાનો રતોવઇ ત્યાં ભાગી આવ્યો હતો. પરંતુ હાય! ત્યાં તો કોઈ કરતાં કોઇ મળે નહિ!



## પ્રકરણ ૭

અમે કહ્યું કે ભોઇલોકો પ્રફુલ્લને લઇને "ગુપચુપ" ચાલતા થયા. એ વાતને કોઇએ ગલત સમજવી નહિ. અલબત્ત મજૂરોનો બોલતાં બોલતાં હીંડવાનો સ્વભાવ હોય

છે, પરંતુ એ સમયે તેઓને બોલવાની ખાસ મના કરવામાં આવી હતી, કેમકે બોલવાથી ઘોંઘાટ થાય છે. એ ઉપરાંત બીજી પણ એક બાબત એ છે કે, વ્રજેશ્વરની દાદીએ કહ્યું હતું તેમ તે ગાળામાં ધાડપાડુઓનું જોર જબરૂં હતું. ભાગ્યેજ કોઇપણ દેશમાં કોઈ પણ સમયે લૂંટારાઓનો આવો ભય ઉત્પન્ન થયો હશે. આખા દેશમાં સઘળે અંધાધુંધી હતી. મુસલમાનોના હાથમાંથી રાજ્ય જતું રહ્યું હતું; અંગ્રેજોનો અમલ બરાબર ફેલાયો ન હતો, પણ જામવા માંડયો હતો. કેટલાંક વર્ષ થયાં છો-તેરમા મન્વન્તરે દેશને પાયમાલ કરી નાંખ્યો હતો. તેમાં પાછો દેવીસિંહનો ઇજારો હતો. વેસ્ટમિન્સ્ટર હૉલમાં ઉભા રહીને એડમંડ બર્ક એ દેવીસિંહને અમર કરી ગયા છે. જ્વાળામુખી પર્વતમાંથી અજસ્ર વેગથી વહેતી અગ્નિની જ્વાલા સમાન અપૂર્વ પ્રભાવશાલી વકતૃત્વછટાથી તેમણે દેવીસિંહના દુઃસહ અત્યાચારોનું વર્ણન કર્યું છે. એ દેવવાણી સમાન અસરકારક ભાષણ સાંભળીને કેટલીક સ્ત્રીઓ શોકના વેગથી મૂર્ચ્છા પામી ગઇ હતી. આજે સો વર્ષ પછી પણ એ વકતૃતાનાં વચનો વડે આપણાં રોમાંચ ખડાં થઈ જાય છે અને હૃદય ઘેલું બને છે. એના ભયાનક અત્યાચારે વરેન્દ્રભૂમિને ડૂબાવી દીધી હતી. કેટલાય માણસોને ખાવાને અન્ન ગળતું નહિ, રહેવાને ઘર મળી શકતાં નહિ. જેમને અન્ન વિના ટળવળવું પડતું, તેઓ બીજાનું છીનવી લઈને હોઇયાં કરી જતાં. એ કારણને લીધે તે વખતે દરેક ગામમાં ચોર અને ધાડપાડુઓનાં ધાડાં

ઉભરાતાં. કોની મગદૂર કે તેમને શિક્ષા કરે? ગુડલેડ સાહેબ રંગપુરના પહેલા કલેકટર હતા. ફોજદારી બધી તેમણેજ હાથ કીધી હતી. ધાડપાડુઓના ઉપર એમની કરડી નજર હતી. સિપાઈઓની પલટણોની પલટણો તેમણે એ ધાડપાડુ-ઓને પકડવાને મોકલી આપી હતી, પરંતુ તેમનું કાંઈ વળ્યું નહતું.

આમ દુર્લભના મનમાં દહેશત જબરી હતી કે હું તો ધાડપાડુની પેઠે પ્રફુલ્લને લૂંટી જાઉં છું પણ રખેને કોઇ સાચો ધાડપાડુ મારા પર હુમલો ન કરે. પાલખી જોઇને લુંટારાઓના ઓચીંતા હુમલાનો સંભવ રહે છે. એ ડરને લીધે પાલખીના ઉંચકનારાઓ ચૂપચાપ ચાલતા હતા. બાજી બગડે નહિ એટલા માટે બીજા માણુસ પણ જોડે રાખ્યા ન હતા. દુર્લભ પંડે અને ફુલમણિ એ સિવાય બીજું કોઈ ન હતું. આ પ્રમાણે ડરતાં થથરતાં એ લોકો ચાર કોસ વટાવી ગયાં.

ત્યારબાદ એક ગાઢું જંગલ શરૂ થતું હતું. સામેથી બે માણુસોને આવતા જોઇને પાલખીના ઉંચકનારા થથરી ઉઠયા. રાતનો સમય હતો, રસ્તા પર કેવળ તારાઓનું ઝાંખું અજવાળું પડતું હતું. તેથી એ લોકોનો આકાર સ્પષ્ટ દેખાતો ન હતો. મજૂરોએ જોયું કે કાલસ્વરૂપ યમના જેવી બે મૂર્તિઓ સામેથી આવે છે. એક મજૂરે બીજાને કહ્યું: ભાઈલા રે, મને આ બન્નેના પર શક ઉપજે છે. બીજાએ કહ્યું: રાતના વખતે સારા માણુસ મળવા તો મુશ્કેલજ.

ત્રીજાએ જણાવ્યું: બન્ને ખાસ્સા જવાંમર્દ છે. ચોથો કહેવા લાગ્યો: એમના હાથમાં તો વળી ડાંગ પણ દેખાય છે ને!

પહેલોઃ ચક્રવર્ત્તી મહાશય! શું કહોછો માબાપ? હવે તો આગળ નહિ જવાય. લૂંટારૂઓને હાથે માર્યા જઈશું.

ચક્રવર્તી મહાશય ગભરાઈને બોલી ઉઠયાઃ ભોગ લાગ્યા! આ તો જે ધાર્યું હતું તે થયું.

એવામાં આવનારા બે જણામાંથી એકે રસ્તાપર માણુસો ઉભેલા જોઈને ગર્જના કીધી:

કોણુ છો રે?

એ અવાજ સાંભળતાંજ પાલખીને જમીન ઉપર પટકીને ઉંચકનારાઓ "ઓ બાપરે!" એવી ચીસ પાડતા મુઠ્ઠી વાળીને નાસી ગયા. દુર્લભ ચક્રવર્તી પણ પોલ થઇ ગયા. અને ફુલમણિ પણ 'મને મૂકીને કયાં ચાલ્યા જાઓ છો?' એમ બોલતી બોલતી તેની પાછળ દોડવા લાગી.

જે બે માણુસો આવતા હતા—જેઓ આ સૌના ભયનું કારણુ થઈ પડ્યા હતા—તેઓ કેવળ મુસાફર હતા. બન્ને હિન્દુસ્થાની હતા અને નોકરીની શોધમાં દિનાજપૂર જતા હતા. બન્ને જણાએ મળસ્કેજ રસ્તો કાપવા માંડયો હતો. મજૂરોને નાસી જતા જોઈને તેમને ઘણું હસવું આવ્યું. તેઓ પોતાને રસ્તે પડયા. પણ મજૂરો, ફુલમણિ તેમજ ચક્રવર્તી મહાશયે તો પાછું ફરીને જોયું સરખુંયે નહિ.

પ્રફુલ્લે પાલખીમાં બેઠાં બેઠાંજ પોતાના મોંઢાપરનો બંધ ખોલી નાંખ્યો. મધરાત વેળાએ બૂમબરાડા પાડયાથી

શું વળવાનું હતું એમ સમજીને તે શાન્ત રહી. વળી એ ઉપરાંત તેને એવો પણ ડર હતો કે મારી બૂમ સાંભળીને કોઈ લૂટારૂ આવી પહોંચે તો ઉલટા ભોગ લાગે.

શરૂમાં તો તે બ્હીકની મારી બેબાકળી બની ગઈ હતી, પરંતુ હવે તો તેને સ્પષ્ટ સમજાયું કે સાહસ કર્યા વિના છૂટવાનો એકે ઉપાય નથી. ઉંચકનારા મજૂરો પાલખી મૂકી દઈને નાસવા લાગ્યા, ત્યારે એને એમ લાગ્યું હતું કે હવે કોઇ નવી આફત આવવાની. છતાં જીવ પર જોર કરીને તેણે હળવે રહીને પાલખીનું બારણું ઉઘાડી નાંખ્યું. સહેજ મ્હોં બહાર કાઢીને જુએ છે, તો બે માણસો પોતાની તરફ આવતા જણાયા. પ્રફુલ્લે ધીરે રહીને બારણું પાછું બંધ કરી દીધું. પછી તડમાંથી તે માણસોને પસાર થઇ ગએલા જોઇને પોતે પાલખીમાંથી બહાર નીકળી—અને જુએ છે તો ત્યાં કોઇ કરતાં કોઇ નથી.

વિચારવા લાગી: જેઓ મને છાનામાના ઉપાડી જતા હતા, તેઓ નક્કી પાછા ફર્યા વિના નહિ રહે. તેથી સરિયામ રસ્તા પર થઇને જઈશ, તો જરૂર પકડાઇ જવાશે. એના કરતાં તો આ વનમાં છૂપાઇ રહેવું એજ બહેતર છે. સ્હવાર પડતાં જેમ યોગ્ય લાગશે, તેમ કરીશ.

આમ વિચારીને પ્રફુલ્લ જંગલની અંદર પેઠી. સારે નસીબે, જે બાજુએ મજૂરો નાસી ગયા હતા, તે રસ્તો એણે ન લીધો. જંગલની અંદરજ તે શાંત ચિત્તે ઉભી થઇ રહી. થોડીવારમાંજ પ્હો ફાટયો. પ્રાતઃકાળ થતાંજ એ તો

વનમાં આમતેમ ભટકવા લાગી. આ વખતે પણ સડક પર થઈને જવાની એની જીકર ચાલી નહિ. એક જગ્યાએ રસ્તાની ઝાંખી પગથી વનની અંદર થઈને જતી તેના જોવામાં આવી. તરતજ એને સૂઝી આવ્યું કે અહિં જ્યારે પગથી દેખાય છે, ત્યારે અવશ્ય મનુષ્યોનો અવરજવર કે વાસો હોવો જોઇએ. તે એજ માર્ગે ચાલવા લાગી. એને લાગ્યું કે હવે ઘર ભણી પાછાં ફરવામાંયે સાર નથી. વખત છેને ડાકુઓના ફંદામાં પાછા ફસાઈ પડાય. ને લુંટારૂઓના હાથમાં પડવું એના કરતાં તો વાઘ વરૂના ભોગ થઈ પડવું શું ખોટું ?

પગથીને રસ્તે રસ્તે એ તો ઘણે દૂર નીકળી ગઇ. દશ વાગ્યાનો સુમાર થયો, તો પણ કોઈ ગામ નજરે પડયું નહિ. આખરે પગથી પણ દેખાતી બંધ થઇ ગઈ. નવો રસ્તો તેના જોવામાં આવ્યો નહિ. પરંતુ એકાદ બે જૂની પુરાણી ઈંટો દેખાતાં તેને લાગ્યું, કે અહિં ઈંટ જણાય છે, તો માણુસોનાં ઘર પણ જરૂર હશે.

તે આગળ જવા લાગી, તેમ તેમ વધારે પ્રમાણમાં ઈંટોની સંખ્યા તેની નજરે પડવા લાગી. પરંતુ જંગલ દુર્ભેદ્ય જણાવા લાગ્યું. છેવટે જંગલના એકદમ ગાઢા ભાગમાં એક મોટા રાજમહેલનું ખંડીએર નજરે પડયું. એણે ઇંટોના ઢગલા પર ચઢીને ચોમેર નજર ફેરવીને જોયું તો બે ત્રણ ઘર સારી સ્થિતિમાં હોય એમ જણાયું. તે પરથી તેને એમ લાગ્યું કે અહિં માણુસોનો વસવાટ હોવો જોઇએ.

એણે તો એ બધા ઘરોમાં ઘુસવા માંડયું. બધા મકાનના દરવાજા ખુલ્લા હતા, પણ કોઈમાં માણસ મળે નહિ. તેમ છતાં મનુષ્યની વસતિ હોવાના ચિન્હ સ્પષ્ટ દીસતાં હતાં. કંઈક વારે કોઇક વૃદ્ધ માણસનો કરૂણ સ્વર તેના સાંભળવામાં આવ્યો. અવાજને ધ્યાનમાં રાખીને પ્રફુલ્લ તે તરફ વળી. ત્યાં જઇને જુએ છે તો એક ડોસો દુ:ખથી પોકાર કરી રહ્યો છે. એની કાયા જર્જરિત થઈ ગઇ છે, હોઠ સુકાઈ ગયા છે, આંખોમાં ખાડા પડી ગયા છે; હાંફ સખત ઉપડી છે. પ્રફુલ્લ સમજી ગઈ કે થોડા વખતમાં આ તો બીજી દુનિયાનો મહેમાન થવાનો. જઇને તેના બિછાના પાસે એ ઉભી રહી.

તે ડોસાએ સુકાઈ ગએલા કંઠેથી પૂછયું: મા, તું કોણ છે? તું કોઈ દેવી છે! મરણ સમયે મારો ઉદ્ધાર કરવા કાજે તો નથી આવી?

પ્રફુલ્લ બોલી: હું તો અનાથ અબળા છું. રસ્તો ભૂલવાથી અહિં આવી ચઢી છું. તમે પણ એકલડોકલ જણાઓ છો. સંભાળ લેનારૂં કોઇ હોય એમ લાગતું નથી. કહો, હું તમને શી મદદ કરૂં?

ડોસો બોલ્યો: અત્યારે તું મને ઘણી ઉપયોગી થઇ પડે તેમ છે. જય નન્દના દુલાલની! આવા સમયે પણ માણસનું મ્હોં જોવા પામ્યો ખરો! મારૂં ગળું તરસને લીધે સુકાઈ ગયું છે— જરા પાણી તો પા.

આમ તેમ નજર ફેરવતાં પાણી તેમજ કળશીયો એ

બન્ને જણાં પ્રફુલ્લને મળી આવ્યાં. કળશીયામાં પાણી છે, અને પાણી પીવાને પવાલું પણ છે, પરંતુ પાણી પાનારૂં કોઇ ન મળે. પ્રફુલ્લે પાણી લાવીને બુઢ્ઢાને પાયું.

પાણી પીધાથી બુઢ્ઢાને કાંઇક શાતા વળી. અરણ્યમાં ડોસાને મરણતોલ દશામાં તદ્દન નિરાધાર જોઇ પ્રફુલ્લને ઘણું આશ્ચર્ય લાગ્યું. પરંતુ ડોસાથી તે વેળા ઝાઝી વાતચીત થઇ શકે તેમ ન હતું, તેથી તેના સંબંધમાં પ્રફુલ્લને કાંઇ ખાસ માહિતી મળી શકી નહિ. છતાં ડોસાએ પોતાના સંબંધમાં જે બે ચાર બાબતો કહી, તેની મતલબ એ કે એ વૈષ્ણવ હતો. એને કોઈ બીજું સગુંવહાલું નહોતું. માત્ર તેની વહુ—વૈષ્ણવી બાઇ—હતી. તે ડોસાને આવી સ્થિતિમાં જોઈને તેની પાસે જે કાંઇ દ્રવ્ય હતું તે લઇને પલાયન કરી ગઇ હતી. ડોસો વૈષ્ણવ હોવાથી એને અગ્નિ સંસ્કાર નહિ થઇ શકે, પરંતુ દાટવો પડશે. ડોસાની ઇચ્છા મુજબ પેલી બાઇએ ઘરનાં ચોગાનમાં પહેલેથીજ કબર તૈયાર કરી મૂકી હતી. ખોદવાનાં ઓજાર પણ ત્યાંજ પડી રહ્યાં હતાં. ડોસાએ આખરે એટલું માંગી લીધું કે મરણ પછી મને એ કબરમાંજ દાટવો અને ઉપર માટી પાથરી દેવી.

પ્રફુલ્લે એ માંગણી કબૂલ કરી. પછી ડોસો કહેઃ મારી પાસે થોડાક રૂપીઆ છે, તે એક જગોએ દાટેલા છે. મારી બાઇને એ બાબતની કાંઇ ખબર નહોતી. ખબર હત તો તે લીધા વગર જાત નહિ. એની કાંઈ વ્યવસ્થા કર્યા વગર મારો જીવ સુખેથી નહિ નીકળે. કોઇને આપ્યા

વગર મરી જાઉં, તો ભૂત થઈને તેની આસપાસ ભમું-સદ્ગતિ થાય નહિ. એ રૂપિયા વૈષ્ણવીને આપવા હતા, પણ એ તો નાસી છુટી. હવે બીજું કોણ લાયક મળે તેમ છે? તેથી એ દ્રવ્ય હું તને આપી જવા ઇચ્છું છું. મારાં બીછાનાની નીચે ચોરસ પાટીયું છે. તેને ઉંચકતાં એક સુરંગ જોવામાં આવશે. એ સુરંગમાં ઘણાં પગથીઆં છે, કાંઇ ડરવા જેવું નથી. જોડે દીવો લેતી જજે. છેક હેઠળ પહોંચ્યા કેડે આવુંજ એક ઘર જોવામાં આવશે. તે ઘરને વાયવ્ય ખુણે તપાસ કરવાથી દ્રવ્ય મળી આવશે.

પ્રફુલ્લ ડોસાની માવજત કરવા મંડી ગઇ. ડોસો કહેઃ આ મકાનમાં એક વાડો છે. તેમાં થોડીક ગાય છે. ત્યાં જઇને થોડુંક દુધ દોહી લાવ ને થોડુંક મને પા અને તું પણ પી. પ્રફુલ્લ દુધ લેવા ગઇ. દુધ લઈ આવતી વખતે પેલી કબર અને આસપાસ પડેલા કોદાળી પાવડા વગેરે એણે જોયાં.

પાછલે પહોરે ડોસો મરણ પામ્યો. પ્રફુલ્લે તેને ઉંચકી લીધો. કેવળ હાડપિંજર હોવાથી ભાર કંઇ નહોતો અને પ્રફુલ્લ એમ તો મજબૂત હતી. તે એને કબર સુધી ઉપાડી લઈ ગઈ; ને કબરમાં પધરાવીને ઉપરથી માટી પૂરી દીધી. પાસેના કૂવા પર સ્નાન કરીને, પલાળેલું લુગડું અડધું પહેરેલું રહેવા દઇને બાકીના અડધાને તડકે સૂકવવા લાગી. લુગડું સૂકાઇ રહ્યા બાદ, કોદાળી વગેરે ઓજાર લઇને પેલું ધન ખોળી કાઢવાને નીકળી પડી. ડોસો રાજી ખુશીથી

દ્રવ્ય બક્ષીસ કરી ગયો હતો; એ ધન લેવામાં તેને કાંઈ પણ વાંધા જેવું જણાયું નહિ. એ દીનદુઃખિયારીજ હતી ને!



## પ્રકરણ ૮

ડોસાને સમાધિમાં પધરાવતાં પહેલાંજ પ્રફુલ્લે તેનાં બીછાનાને જંગલમાં ફેંકી દીધેલું. બીછાનાની નીચે બરાબર ચોરસ પાટીયું હતું. લંબાઇ પહોળાઇમાં આશરે ત્રણ હાથ હશે. તેને સજ્જડ બેસાડી દીધેલું હતું. નરાજ વડે તે પાટીયાને ઉંચું કરતાં તેની નીચે ગાઢું અંધારૂં જોવામાં આવ્યું. પણ તપાસ કરતાં, નીચે ઉતરવા લાયક પગથીયાં નજરે પડયાં.

આસપાસમાં લાકડાંની ખોટ નહોતી. કેટલાક ટુકડા બહાર જ પડયા હતા. થોડાક ઉપાડી એ લઈ આવી અને સુરંગમા ફેંકી દીધા. પછી ચકમક અથવા દીવાસળીની તે તપાસ કરવા લાગી. ડોસો તમાકુ ખાતો. સર વોલ્ટર રેલેએ તમાકુની શોધ કર્યા કેડે કયા ડોસાને આ નશ્વર, નીરસ અને દુઃસહ સંસાર સાગરમાં તંબાકુ રૂપી સુધા વિના ચાલી શકયું છે? અમે ગ્રંથકાર હોઈ મુક્ત કંઠે કહી શકીએ છીએ કે એવો,

તંબાકુનાં વ્યસનથી અલગ રહેલો કોઈ ડોસો હોય, તો તેનું મરણ સારૂં ગણાય નહિ. એવાએ તો આ દુનિયાના કડવા મીઠા અનુભવ લેવાને થોડા વરસ જીવવુંજ જોઇએ.

ખોળતાં ખોળતાં ચકમક અને દીવાસળી વગેરે મળી ગયાં. પછી તે ગાયની કોઢમાં જઇને થોડું ઘાસ લઈ આવી. ચકમકના તણખા પાડીને પેલા ઘાસને સળગાવી તે પગથીયાંની નીચે ઉતરી. કોદાળી વગેરે ઓજાર તો પહેલેથીજ નીચે ફેંકી દીધાં હતાં. સુરંગમાં એક ભવ્ય મકાન તેના જોવામાં આવ્યું. પહેલાં વાયવ્ય ખુણો ખોળી કાઢયો. પછી પેલા લાકડાના કકડા નીચે ફેંકી દીધા હતા, તેને ઘાસની આગથી સળગાવ્યાં. ધૂમાડો ઉપર થઇને બહાર નીકળી ગયો. અગ્નિની જ્વાળાવડે ઘરમાં બધે અજવાળું અજવાળું થઇ રહ્યું. નિશાની મુજબ પ્રફુલ્લે ખોદવાનું શરૂ કર્યું.

ખોદતાં ખોદતાં એકાએક ખખડાટ થયો. તેનાં રૂંવા સુદ્ધાં ખડાં થઇ ગયાં. તે સમજી ગઈ કે ઘડાની ઉપર કોદાળી લાગી હોવી જોઇએ. કોનું દ્રવ્ય ક્યાંથી એ ઠેકાણે આવવા પામ્યું તેનો ખુલાસો આગળ થશે.

ડોસાનું નામ કૃષ્ણગોવિન્દ દાસ હતું. જાતે કાયસ્થ. સ્વચ્છંદી સહેલાણી જીંદગી ગાળતો. પરંતુ પાકટ ઉમર થયા બાદ રૂપરૂપના અંબાર જેવી એક વૈષ્ણવી તેને અચાનક મળી આવી. રસકલિ અને ખંજરીના ઉપર આફરીન થઇ જઇને, ભેખ લઈ વૈષ્ણવી સાથે તે વૃન્દાવન ઉપડયો. ત્યાં પહોંચ્યા કેડે કૃષ્ણગોવિન્દની બાઇ—પેલી વૈષ્ણવી તો ત્યાંના

વૈષ્ણવોનાં ગીતગોવિન્દ વગેરે મીઠાં ભજનો સાંભળીને તેમજ શ્રીમદ્‌ભાગવત આદિ પુરાણ ગ્રંથોને વિષે તેમની પ્રવીણતા જોઈને, તેમનાં ચરણારવિન્દની સેવા કરવાનું પુણ્ય સંપાદન કરવા લાગી. મામલો આમ વિફરવાથી કૃષ્ણગોવિન્દ વૃન્દાવનનો ત્યાગ કરીને વૈષ્ણવીને લઈને પાછો બંગાળ આવી પહોંચ્યો. પણ પાસે પૈસા નહોતા એટલે નોકરીની તપાસ કરવાને તે મુર્શિદાબાદ ઉપડયો. નોકરી મળી ગઈ. પરંતુ વૈષ્ણવીની ખુબસુરતીના સમાચાર નવાબના મહેલ સુધી પહોંચી ગયા. એક હબસી ખોજો વૈષ્ણવીને પોતાની બેગમ બનાવવાના ઇરાદાથી તેને ઘેર આવજા કરવા લાગ્યો. વૈષ્ણવી લોભની મારી બેગમ બનવાને કબૂલ થઈ. વાત આમ વંઠી પડેલી જોઇને કૃષ્ણગોવિન્દબાબા તેને લઇને ત્યાંથી પણ નાસી છૂટ્યા. પણ જાય કયાં? કૃષ્ણગોવિન્દે નિશ્ચય કર્યો કે ભરવસતિમાં આ અમૂલ્ય ખજાના સાથે રહેવું એ સલામતીભર્યું કામ નથી. કોઈ દહાડો કોઇ એને ઉપાડી જશે. એમ સમજીને તે એને પદ્મા નદીને પેલે પાર લઈ આવ્યો અને એક નિર્જન સ્થાન ખોળવા લાગ્યો. ઘણી તપાસ કર્યા પછી તે રાજમહેલના આ ખંડીએર પાસે આવી પહોંચ્યો. ખંડીયેરને જોતાં એના જીવને નિરાંત થઈ કે મારૂં કીંમતી દ્રવ્ય હવે આ ઠેકાણે સુરક્ષિત રહી શકશે. યમરાજ સિવાય બીજા કોઇથી આ સ્થાનમાં પ્રવેશી શકાય એમ નથી. એટલા માટે તે એજ જગ્યાએ રહેવા લાગ્યો. બાબાજી અઠવાડીએ અઠવાડીએ ખરીદી કરવા બજાર જતા,

ને જોઇતી ચીજ જાતેજ લઈ આવતા. પણ વૈષ્ણવીને કદાપિ ક્યાંઈ જવા દેતા નહિ.

એક દિવસ કૃષ્ણગોવિન્દબાબુ નીચેના વાડામાં જમીન ખોદતા હતા. ખોદતાં ખોદતાં તેમને ખૂબ અગાઉના જમાનાની મહોર મળી. તે જોઇને વધારે ખોદવા માંડયું, તો રૂપીયાનો ભરેલો એક ચરૂ મળ્યો. એ આમ અચાનક રૂપીયા મળી આવ્યા નહોત, તો ગુજરાન ચલાવવું ભારે થઈ પડત. પણ આમ દલ્લો મળી જવાથી મોજથી એમના દિવસ નીકળવા લાગ્યા. હવે વળી એક નવીજ ચિન્તા ડોસાને મુંઝવવા લાગી. મકાનમાંથી ઓચીંતા રૂપીઆ મળી આવવાથી, તેને લાગ્યું કે આવીજ રીતે જૂના પુરાણાં મકાનોમાં અઢળક દ્રવ્ય લોકોએ દાટેલું હોવું જોઇએ. એની ચોક્કસ ખાતરી થઈ કે અહિંઆં આના કરતાંયે વિશેષ દ્રવ્ય હોવું જોઇએ. તેજ દિવસથી એ ખૂબ તપાસ કરવા લાગ્યો. તપાસ કરતાં કરતાં જમીનની અંદર અનેક સુરંગ અને ચોરકોટડીઓ મળી આવી. ને પછી તો એ સર્વ સ્થળોએ ખોળાખોળ કરવાનો એને રોગ લાગુ પડી ગયો, પરંતુ કાંઈ હાથ આવ્યું નહિ. એક વરસ લગી આ રોગનો ભોગ રહ્યા બાદ એ કાંઇક શાંત થયો. તેમ છતાં કોઈ કોઇ વાર નીચેની ચોરકોટડીમાં પેંસી ફાંફાં માર્યાં કરે. એક દિવસ એક અંધારી કોટડીના ખુણામાં કાંઇક ચળકાટ મારતી ચીજ જોવામાં આવી. ઝટ કરતાં ત્યાં દોડી જઇને તે ચીજ ઉપાડી લીધી અને જુએ છે તો તે સુંદર મહોર હતી. ઉંદરોએ ત્યાંની માટી ખોદી

નાંખી હતી, તેથી ભેગી તે મ્હોર પણ ઉપર આવવા પામી હતી.

એણે તે વખતે તો કાંઇ ઝાઝી તસ્દી લીધી નહિ. મેળો ભરાવાના દિવસની તે આતુરતાથી રાહ જોવા લાગ્યો. મેળાને દિવસે વૈષ્ણુવીને કહ્યું કેઃ આજે મારી તબીયત ઠીક નથી, તેથી બજાર તુંજ જજે. વૈષ્ણુવી વ્હેલી વહેલી બજાર પહોંચી. બાબાજીએ ગાંઠ વાળી કે આજે ઘણે દહાડે વૈષ્ણુવીને બહાર જવાની રજા મળી છે, તેથી એ કાંઇ જલદી પાછી આવશે નહિ. એજ તકનો લાભ લઈને ડોસાકાકા પેલા ખુણામાં ખોદાણુ કરવા મંડ્યા; તો એમને ધનના ૨૦ ચરૂ મળી આવ્યા.

અસલના વારામાં, ઉત્તર બંગાળામાં નીલધ્વજ વંશના પ્રબલ પરાક્રમી રાજાઓ રાજ્ય કરતા હતા. નીલામ્બરદેવ કરીને એ વંશનો છેલ્લો રાજા થઇ ગયો. ઘણાક શહેરોમાં તેણે મહેલો બંધાવ્યા હતા. આ પણ તેવોજ એક રાજમહેલ હતો. વર્ષમાં એકાદ બે અઠવાડીયાં તે આ સ્થળે રહે. ગૌડના બાદશાહે એક વખત ઉત્તર બંગાળા સર કરવાની ઉમેદથી નીલાંબરની સામે પોતાનું સૈન્ય મોકલ્યું હતું. નીલાંબરે પહોંચ વાપરીને વિચાર કર્યો કે પઠાણ લોકોના તાબામાં રાજધાની જતી રહેશે, તો વડવાઓએ ભેગું કરેલું સઘળું દ્રવ્ય એ યવનોને હાથ જતું રહેશે. માટે પહેલેથીજ સાવધ રહેવું જરૂરનું છે. આવો નિશ્ચય કરીને લડાઈ થતાં પૂર્વેજ ગુપ્ત વેશે નીલાંબર પોતાના રાજભંડારમાંનું ઘણુંખરૂં

દ્રવ્ય આ સ્થાને લઇ આવ્યો અને પોતાને હાથેજ તેને આહિં જમીનમાં દાટી દીધું. રાજાના ખજાનાનું દ્રવ્ય ક્યાં ગયું તેની કોઇને પણ ખબર પડી નાહિ. યુદ્ધમાં નીલાંબર હારી ગયો અને કેદ પકડાયો. પઠાણ સેનાપતિએ તેને ગૌડ મોકલી દીધો. પછી તેનું શું થયું, છેવટે તેના શા હાલ થયા તેની પણ કોઇને ખબર પડી નથી. તે ફરી આ દેશમાં આવવા પામ્યો નથી. તેણેજ દાટેલું અઢળક ધન ડોસાજીને હાથ લાગ્યું. સોનું, હીરા, મોતી તથા બીજાં પણ અનેક પ્રકારનાં અસંખ્ય રત્નોનો એમાં સમાવેશ થતો હતો. ને અખૂટ ધનના ૨૦ ચરૂ ડોસાને મળી આવ્યા હતા.

પાછા ઘણીજ ખંતથી કૃષ્ણગોવિન્દે એ ચરૂઓને જમીનમાં સંતાડી દીધા. વૈષ્ણવીને એ વાતની તેમણે કદી પણ ખબર પડવા દીધી નહોતી. પોતે કંજુસાઇના નમૂના રૂપ, એટલે ચરૂમાંથી એક મહોર સરખી પણ ખર્ચવાને બહાર કાઢી નહિ. એ દ્રવ્ય કંજુસના કાંકરાની પેઠે તેને ગાયના રક્ત સમાન વર્જ્ય હતું. એજ ધન આજે પ્રપુલ્લને મળી ગયું. એ ચરૂઓને સંભાળપૂર્વક જમીનમાં દાટી દઇને, પ્રફુલ્લ પાછી ઉપર આવી, અને આરામ લેવા લાગી. આખો દિવસ અથાગ પરિશ્રમ વેઠવો પડેલો હોવાથી થોડીવારમાં તો તે ઘાસના બીછાના ઉપર ઘસઘસાટ ઉંઘી ગઇ.



## પ્રકરણ ૯

હવે ફુલમણિ તરફ વળીએ. ફુલમણિ હજામડીએ હરણીની જેમ દોડાદોડ કરી મૂકી. ચપળ ચાલના એ પ્રાણીનું જ સર્વથા સફલ અનુકરણ તેણે કરી નાંખ્યું. ડાકુઓના ભયને લીધે પેલા દુર્લભચન્દ્રજી આગળ આગળ નાસતા હતા; ફુલમણિ એકશ્વાસે તેમની પાછળ દોડતી હતી. પણ દુર્લભે એવી તો આબાદ ગબરડી મૂકી હતી કે પોતાની પ્રણયિનીને માટે એ તદ્દન દુર્લભ બની ગયા. ફુલમણિ ગુસ્સે ભરાઇ ચીસ પાડતી, કેઃ અરે જરા ઉભા રહો—મને એકલી મૂકીને આમ નાસી ન જાઓ—તેમ તેમ દુર્લભચન્દ્ર જાણે છળી મરતો, ને 'ઓ બાપરે, ભોગ લાગ્યા' એમ પોકાર કરતો કાંટાનાં વનમાં થઇને ખાડાટેકરા વગેરેને છલંગ મારીને કૂદી જતો, કે કયાં તો કાદવકીચડમાં લથડીયાં ખાતો માથા પર પગ મૂકીને એકશ્વાસે દોડયો જતો હતો. અફસોસ! તેના પોતીયાની કાછડી પણ નીકળી ગઇ હતી. એક પગમાંનો જોડો પણ કયાંક સરી પડયો હતો. એણે ઓઢેલી ચાદર પણ એકાદ કાંટાળા ઝાડમાં ભરાઇને એમની વીરતાના સ્મારકચિન્હ તરીકે હવામાં ફરકી રહી હતી. આખરે ફુલમણિ સુંદરી આકળી ગાભરી બનીને જ-

રાડી ઉઠીઃ અરે નીચ! બૈરાંમાણસને આમ તારા ફંદામાં ફસાવીને ડાકુઓના હાથમાં સોંપીને નાસી જાય છે? તે સાંભળીને દુર્લભચન્દ્રે ધાર્યું કે 'નક્કી લુંટારાઓના સપાટામાં એ સપડાઇ ગઇ હશે.' એમ સમજીને પહેલાંના કરતાંયે વધારે ઝડપથી એ તો દોડવા લાગ્યો. ફુલમણિ ફરી પાછી ગાજી ઉઠીઃ અરે નીચ, ઓ પાઘડીબળ્યા! ઓ વાંઝણીના! ઓ કમબખ્ત! ઓ દરિદ્રી! ઓ હરામજાદા, નટખટ! તેજ ક્ષણે દુર્લભચંદ્ર જોતજોતામાં અદૃશ્ય થઇ ગયો. એટલે ફુલમણિએ ગાળો દેવાનું બંધ કરીને રોવા માડયું. આમ કલ્પાંત કરતી વખતે દુર્લભના માતાપિતા પર પણ તેણે પુષ્કળ પુષ્પાંજલિ વરસાવી.

થોડી વારે એણે જોયું કે ડાકુઓ તો કોઇ આવતા નથી. થોડીવાર સુધી વિચારવમળમાં તેણે ગોથાં ખાધાં કર્યાં. તેનું રડવાનું એકાએક અટકી ગયું. આખરે તેને સમજાયું કે કોઈ ડાકુયે આવતા નથી, તેમજ દુર્લભચંદ્ર પણ આવતો નથી. ત્યારે પછી એ જંગલમાંથી બહાર નીકળવાનો રસ્તો શોધવા લાગી. તેના જેવી બાહોશ બાઇને રસ્તો જડતાં શી વાર? થોડીવારમાં તે રાજમાર્ગ પર આવી પહોંચી. ત્યાં કોઈ કરતાં કોઈ નહિ મળવાથી તેણે પોતાના ઘર તરફ ચાલવા માંડયું. દુર્લભના ઉપર તેને ઘણી ઝાંઝ ચઢી.

દહાડો ઘણો ચઢી ગયા કેડે ફુલમણિ ઘેર પહોંચી. ત્યાં તેને માલમ પડયું કે—પોતાની બહેન અલકમણિ ઘરમાં નથી. નહાવા ગઈ છે. એ તો બારણા બંધ કરી દઇને ચૂપ-

ચાપ સૂઇ ગઇ. આખી રાતનો ઉજાગરો હતો, તેથી સ્હેજ આડા પડતાં તો તેને શાન્તં નિદ્રા આવી ગઇ. બહેને આ-વીને પુલમણિને ઉંઘમાંથી જાગ્રત કીધી અને પૂછયું: ઓહો બહેન ! તું વળી કયારની આવી પહોંચી છે?

ફુલમણિ બોલી: કેમ, હું વળી ગઇ કયાં હતી?

અલકમણિ: જવાની કયાં હતી? જવાને સ્થાનજ તારે બીજું કયું છે? બ્રાહ્મણીને ઘેર સૂવા ગઇ હતી. ત્યાંથી આટલી વાર સુધી આવી નહિ, તેથીજ મારે પૂછવું પડે છે.

પુલમણિ: તારા ડોળા તો બોચીએ ગયા હોય એમ લાગે છે. પણ તેનો કાંઇ ઇલાજ નથી. સ્હવારની તો તારી નજર સામે સૂતેલી છું, તે શું દેખાયું નહિ?

અલકમણિ: વાત શી કરે છે બહેન? સ્હવારમાં તો હું ત્રણ વાર બ્રાહ્મણને ઘેર જઇને તારી ખબર કાઢી આવી. પણ ત્યાં તો કોઇ મારી નજરે પડયું નહિ. તનેયે દીઠી નહિ તેમ બીજું કોઇ પણ જોવામાં આવ્યું નહિ. કેમ અલી! પ્રફુલ્લ આજે કયાં જતી રહી છે?

ફુલમણિ (કંપી ઉઠીને): ચૂપ રહે બહેન! એ વાતને છેડવામાં સાર નથી.

અલકમણિ (ભયભીત થઇને): કહે તો ખરી બહેન! શું છે તે તો જાણવું જોઇએને?

ફુલમણિ: આપણે રહ્યાં હલકી કોમના લોક, બહેન! દેવ બ્રાહ્મણની વાતમાં માથું માર્યાની શી મતલબ?

અલકમણિ: એટલે તું શું કહેવા માંગે છે? પ્રફુલ્લે

આખરે શું કર્યું ? જે હોય તે કહેની બાપ !

પુલમણિ: એ અત્યારે છે ક્યાં ?

અલક (ફરીથી ભય પામીને) : હેં, શું કહ્યું ?

પુલમણિ (ગળગળા સાદે) : જો, કોઇને વાત કરીશ નહિ; કાલે એની મા આવીને એને ઉપાડી ગઈ.

અલક: હેં ! એમ ?

અલકમણિનું શરીર થરથર ધ્રૂજવા લાગ્યું. તે જોઇને ફુલમણિએ ઉસ્તાદીભેર છાપર ફેંકવા માંડી. તે કહેવા લાગી: રાતના ત્રીજા પ્રહરના સમયે મેં પ્રફુલ્લની માને એના બીછાના પર બેઠેલી જોઇ. ત્યારબાદ થોડીવારમાં ઘરમાં એકદમ અંધારૂં અધારૂં થઈ ગયું અને પછી જોઉં છું તો ત્યાં કોઇ કરતાં કોઇ મળે નહિ. હું એકાએક બેહોશ થઈ ગઈ—મારા દાંતબાંત પણ બંધ થઇ ગયા અને હું પાટીયાની જેમ પડી રહી, ઈત્યાદિ ઇત્યાદિ. આવું વર્ણન કરીને પોતાના એ કથાભાગની પૂર્ણાહુતિ કરતી વખતે, પોતાની બહેનને ખાસ સાવધ કરી દેવાની મતલબથી ફુલમણિએ ઉમેર્યું: જોજે, આ વાત કદાપિ કોઇનેયે કાને જાય નહિ. કહી દઈશ તો પ્રફુલ્લની મા મને ભખી જશે.

અલકમણિ બોલી: નહિ રે બહેન ! એવી વાત કદી કોઇને કહેવાય ખરી ? આમ હુશીયારી હાંકીને ચોખા ધોવાને બ્હાને ઝટ કરતી હાથમાં તપેલી લઇને અલક ગામમાં સઘળે ફરી વળી. એના પેટમાં એવું તો ખદબદી આવ્યું કે પોતાની બ્હેને આટલું ટોકી ટોકીને ખાસ ખાનગી રાખવા

સૂચવેલી વાત તેણે મીઠુંમરચું ભેળીને ઘેરેઘેર પહોંચાડી દીધી. એ વાર્તાની અલંકાર–પૂર્ણ વ્યાખ્યા કર્યા બાદ તે પાછી પોતાને મળેલા અનુભવને તાજો કર્યા વિના રહેતી નહિ: જોજો, બહેન ! વાત ઘણી ખાનગી છે, કોઇને પણ કાને જાય નહિ, હો ! પણ વાયુવેગે વાત બધે ફેલાઈ ગઇ અને રૂપાન્તર પામીને પ્રફુલ્લને સાસરે સુદ્ધાં પહોંચી ગઇ. ત્યાં સુધીમાં રૂપાન્તર કેવું થયું હતું તેનો ખુલાસો આગળ ઉપર થઇ રહેશે.



## પ્રકરણ ૧૦

સ્હવારના પહોરમાં પ્રફુલ્લ જ્યારે ઉંઘમાંથી જાગી ત્યારે તે વિચારમાં પડી ગઇ: હવે મારે શું કરવું ? કયાં જવું ? આ બિહામણા જંગલમાં તે કેમ કરીને એકલાં રહેવાય ? જાઉં પણ ક્યાં ? ઘેર પાછી જાઉં ? રસ્તામાં પાછી ધાડપાડુઓના પંજામાં ફસાઈ પડું તો ? વારૂ, બીજે જ્યાં જાઉં ત્યાં પણ આ બધું દ્રવ્ય મારે કેવી રીતે લઇ જવું ? માણુસો પાસે ઉંચકાવીને લઇ જાઉં, તો બધાજ જાણી જાય, અને ચોર ડાકુ વગેરે પણ કદાચ લૂંટી લે. ઉંચકનારા મ-

જૂરો પણ અહિં ક્યાંથી હોવાના? અને કદાચ મળી આવે, તોયે તેમનો વિશ્વાસ કેમ રખાય? મને મારીને ગબડાવી પાડતાં અને બધું દ્રવ્ય ખુંચવી લેતાં તેમને વાર પણ કેટલી લાગે? આવા અઢળક દ્રવ્યનો લોભ એ લોકોને થયા વિના રહેજ કેવી રીતે?

પ્રફુલ્લે ક્યાં સુધી વિચારમાળાના મણકા ફેરવ્યા કીધા. આખરે તે એવા નિશ્ચય પર આવી કે, ભાગ્યમાં જે થવાનું હોય તે થાય, પણ હવે આ ગરીબાઇ તો વધારે નહિજ વેઠી શકાય. અહિંજ રહીશ. મારે મન આ જંગલ તેમજ દુર્ગાપુરમાં ફેર પણ શો છે? ત્યાંથી પણ લુચ્ચાઓ મને ઉપાડી ગયા હતા, અને એમનું ચાલશે તો વળી અહિંથી યે ઉપાડી જશે.

મનને આમ મનાવીને પ્રફુલ્લ ઘરધંધામાં ગુંથાઈ. વાસીદાં વાળીને બધે સાફસુફ કર્યું. ગાયને ઘાસચારો નાંખ્યાં. પછી રાંધવાની તજવીજ કરવા લાગી. પણ રાંધવું કેવી રીતે? ન મળે કાંઇ સાધન—વાસણકુસણ, લાકડાં, દાળચોખા વગેરે સઘળીજ ચીજનાં સાંસાં! છેવટે હાથમાં એક મહોર લઇને એ બજારની શોધમાં નીકળી પડી. એની અદ્‌ભુત હિંમતનો પરિચય તો વાંચકોને ઘણી વાર મળી ચૂકયો છે.

આવા વેરાન જંગલમાં બજાર ક્યાંથી હોય? પણ પ્રફુલ્લે ગમે તે પ્રકારે એનો પત્તો મેળવવાનો નિશ્ચય કીધો. પેલી પગથીનું વર્ણન અગાઉ આવી ગયું છે. તે પર પ્રફુ-

લ્લ ધીરે ધીરે ચાલવા લાગી.

એ ગાઢા જંગલમાં પેંઠા બાદ એક બ્રાહ્મણનો મેળાપ થયો. તેના શરીર ઉપર રામનામી દુપટ્ટો હતો, કપાળ પર તિલક શોભી રહ્યું હતું ને માથું બોડું હતું. દેખાવમાં ઉજળો ફક્કડ અને ભલા માણુસ જેવો લાગતો હતો. ઉમ્મર પણ ઝાઝી નહોતી. પ્રફુલ્લને જોતાંજ બ્રાહ્મણ આશ્ચર્યચકિત થઈને પૂછવા લાગ્યો: કયાં જાઓ છો, મા ?

પ્રફુલ્લ: બજાર જાઉં છું.

બ્રાહ્મણ: અહિં બજારનો રસ્તો વળી કેવો !

પ્રફુલ્લ: ત્યારે કયાં હશે ?

બ્રાહ્મણ: તું કયાંથી આવે છે ?

પ્રફુલ્લ: આ જ જંગલમાંથી.

બ્રાહ્મણ: ત્યારે તું આ જંગલમાંજ રહે છે, એમ ?

પ્ર: હા.

બ્રાહ્મણ: તે છતાં બજારના રસ્તાની તને ખબર નથી !

પ્ર: હું નવીસવીજ આવી છું.

બ્રાહ્મણ: આ વનમાં કોઇ પોતાની રાજીખુશીથી આવતું નથી. તું કેવી રીતે આવી ચઢી ?

પ્ર: મને મારે બજારનો રસ્તો બતાવી દો.

બ્રા: બજાર ઘણે દૂર છે, ત્યાં પહોંચતાં સાંજ પડી જશે. અને તારાથી એકલાં જઇ શકાશે પણ નહિ. રસ્તામાં ચોરચખારનો ભો છે. તારે કોઇ સગાંવહાલાં છે ?

પ્ર: કોઈ નથી.

બ્રાહ્મણ ક્યાં સુધી પ્રફુલ્લનાં મુખ સામે તાકી રહ્યો. પછી મનમાંજ કહેવા લાગ્યો: છોકરી જણાય છે તો સુલક્ષણી. જોઉં તો ખરો, કે હકીકત શી છે?

પછી તે મોટેથી કહેવા લાગ્યો: માડી! એકલી બજાર જઇશ નહિ. મારૂં કહ્યું માનશે નહિ તો આફતમાં ફસાઇ પડીશ. અહિં નજીકમાં મારી એક દુકાન છે. જોઇએ તો દાળ, ચોખા વગેરે તને વેચાતાં મળી શકશે.

પ્રફુલ્લ બોલી: એમ હોય તો પછી જોઇએજ શું? પણ આપ તો બ્રાહ્મણપંડિતના જેવા લાગો છો.

બ્રા: બ્રાહ્મણપંડિત અનેક પ્રકારના હોય છે, બેટા! તું મારી સાથે સાથે આવ.

એમ કહીને બ્રાહ્મણે પ્રફુલ્લને પોતાની સાથે લઇને પાસેથી ઘનઘોર જંગલમાં પ્રવેશ કીધો. પ્રફુલ્લ જરાક ડરવા લાગી. પરંતુ વનમાં ભય ન હોય એ બનેજ કેવી રીતે? દૂર જતાં એક ઝુંપડી નજરે પડી. તેને તાળું માર્યું હતું, અને ત્યાં કોઇ નહોતું. બ્રાહ્મણે તાળું ખોલ્યું. પ્રફુલ્લે જોયું કે દુકાન જેવું તો કાંઇ જણાતું નથી, પણ દાળ ચોખા વગેરે અનાજ તથા વાસણકુસણ વગેરે સામાન પુષ્કળ છે. બ્રાહ્મણ કહે: તારા એકલાથી જેટલું લઈ જઇ શકાય તેટલું લઈ જા.

પોતાથી ઉંચકી શકાયો તેટલો સામાન પ્રફુલ્લે ઉપાડી લીધો અને પછી એ સામાનને માટે પૈસા કેટલા આપવાના તે પૂછવા લાગી.

બ્રાહ્મણ બોલ્યોઃ એક આનો.

પ્રફુલ્લઃ મારી પાસે છૂટા પૈસા નથી.

બ્રાહ્મણઃ રૂપીયો છે? હોય તો લાવ, વટાવી આપું.

પ્રઃ મારી પાસે રૂપીયો પણ નથી.

બ્રાઃ ત્યારે શું લઇને બજાર જતી હતી?

પ્રઃ મહોર છે.

બ્રાઃ જોઉં તો ખરો.

પ્રફુલ્લે મહોર દેખાડી. બ્રાહ્મણે તે જોઇને પાછી આપી દીધી, અને કહ્યું: મહોરનું પરચુરણ તો મારી પાસે નથી. ચાલ, હું તારી સાથે તારા ઘર લગી આવું છું. ત્યાં પહોંચ્યા કેડે તું મને પૈસા આપી દેજે.

પ્રઃ મારે ઘેર પણ પૈસા નથી.

બ્રાઃ ત્યારે શું બધી મહોરજ છે! હશે, ચાલો, જે હોય તે; એકવાર તારૂં ઘર તો જોવાશે. તારી પાસે જ્યારે પૈસા આવે, ત્યારે મને આપી દેજે. હું જાતે આવીને લઇ જઇશ.

પ્રફુલ્લે કહેતાં તો કહી દીધું કે મારી પાસે સઘળીજ મહોરો છે. પણ પછી તેને પોતાની વિવેકબુદ્ધિને માટે ઘણો પસ્તાવો થવા લાગ્યો. મારી પાસે અનેક મહોરો હોવાની વાત આ ચાલાક બ્રાહ્મણ જાણી ગયો. હવે એ લોભને વશ થઇને મારે ઘેર આવવાને તૈયાર થયો છે. પ્રફુલ્લે જે સામાન ઉપાડી લીધો, તે બધો ત્યાંજ પાછો મૂકી દીધો, અને ત્યાર બાદ કહેવા લાગીઃ મારે બજાર

ગયા વિના છૂટકો નથી. મારી પાસે કપડાંલત્તાં પણ નથી.

બ્રાહ્મણ તે સાંભળીને હસી પડયો, ને બોલી ઉઠયો: મા ! તુ એમ સમજે છે કે હું તારી મહોરો ચોરી લેવાને તારે મકાન આાવવા માગું છું, કેમ? ત્યારે તું શું એમ માને છે કે બજાર જવાથી તું મારાથી અળગી થઈ શકીશ. પણ હુ તારો સાથ છોડુંજ નહિ, તો તારાથી કેમ કરીને છુટાશે ?

બાપ રે ! સર્વનાશ ! પ્રફુલ્લ તો પાંદડાંની પેઠે થરથર ધ્રૂજવા લાગી.

બ્રાહ્મણ બોલ્યો: હું તને ઠગવાનો નથી. તું મને બ્રાહ્મણ, પંડિત કે ગમે તે સમજતી હઈશ, પણ હું તો છું લૂંટારાઓનો સરદાર. મારૂં નામ ભવાની પાઠક.

પછી તો પૂછવુંજ શું ? પ્રફુલ્લના તો હોંસકોસ ઉડી ગયા. ભવાની પાઠકનું નામ તો એણે દુર્ગાપુરમાં રહ્યાં રહ્યાં પણ સાંભળ્યું હતું. ભવાની પાઠક તો ભારે પ્રખ્યાત લૂંટારૂ હતો. તેના ત્રાસથી સારી વરેન્દ્રભૂમિ થરથર કાંપતી હતી. ભયની મારી પ્રફુલ્લ તો સડકજ થઇ ગઇ. કશું બોલી શકી નહિ.

ભવાની બોલ્યો: વિશ્વાસ ના પડતો હોય, તો પ્રત્યક્ષ જોઇ લે.

એમ કહીને ભવાની પાઠકે એક ઢોલ અને નોબત કાઢીને તેના પર બે ત્રણ પ્રહાર કર્યા. ક્ષણવારમાં જમદૂત જેવા પચાસ સાઠ ભયંકર જુવાનો હાથમાં લાઠી, બાલા વગેરે હથિયાર સહિત તે જગ્યાએ ખડા થઇ ગયા; ને ભવાનીને

પૂછવા લાગ્યાઃ શી આજ્ઞા છે?

ભવાનીએ કહ્યુંઃ આ બાલિકાને તમે ઓળખી લ્યો. મેંજ એને મા કહી છે, એટલા માટે તમે લોકો પણ એને મા કહીને બોલાવજો અને તે મુજબજ વર્તજો. ભૂલેચૂકે પણ કદાપિ એનું અનિષ્ટ કરશો નહિ, અને બીજાને કરવા દેશો નહિ. બસ, હવે જાઓ. એટલું કહેતાંજ પળવારમાં સૌ અદ્રશ્ય થઇ ગયા.

પ્રફુલ્લને ભારે અજાયબી ઉપજી. તે શાણી અને સમજુ હતી તેથી ચેતી ગઇ કે આને શરણુ થયા વિના હવે કાંઈ ચાલે એમ નથી. તે બોલીઃ ચાલો, હું આપને મારૂં ઘર દેખાડું.

ખાવાપીવાનો સામાન જમીન પર મૂકી દીધો હતો તે એણે પાછો ઉંચકી લીધો. આગળ આગળ તે ચાલી, અને ભવાની પાઠક તેની પાછળ પાછળ ચાલવા લાગ્યા. ને છેવટે પેલા ખંડીએરમાં આવી પહોંચ્યા. માથા પરનો બોજો ઉતારી દઇને, પ્રફુલ્લે ભવાનીને એક ભાંગી તૂટી ખુરશી પર બેસાડ્યા. વેરાગીના મકાનમાં એક તૂટેલી નેતરની ખુરશી હતી.



## પ્રકરણ ૧૧

ભવાની પાઠક પૂછવા લાગ્યાઃ તને આ ખંડીએરમાંથી મહોરો મળી કે?

હા.

ભવાનીઃ કેટલી ?

પ્રફુલ્લઃ ઘણી બધી.

ભઃ બરાબર કહે, કેટલી મળી? ગલ્લાં તલ્લાં મારીને મારી સાથે ચાલાકી ચલાવીશ, તો મારા માણસો આવીને મકાનના ખુણેખુણા ખોળી વળશે.

પ્રઃ વીસ ચરૂ.

ભઃ એ ધનને તું શું કરવાની હતી?

પ્રઃ મારે વતન લઈ જઇશ.

ભઃ જાળવી શકાશે ખરા ?

પ્રઃ આપનો આશીર્વાદ હશે, તો બનશે.

ભઃ આ વન સઘળું મારી સત્તા હેઠળ છે. પરંતુ બહાર મારો અમલ ચાલતો નથી. તું એ બધું ધન બહાર લઈ જઇશ, તો પછી મારાથી તારૂં રક્ષણ થઇ શકશે નહિ.

પ્રઃ ત્યારે તો હું એ ધનને લઇને અહિંજ રહીશ. આપ મારૂં રક્ષણ કરશોને ?

ભઃ હા, કરીશ. પરંતુ એ ધનનો તું શો ઉપયોગ કરીશ ?

પ્રઃ લોકો ધનનો શો ઉપયોગ કરે છે ?

ભઃ ભોગ કરે છે.

પ્રઃ હું પણ ભોગ ભોગવીશ.

પ્રફુલ્લનો આવો પ્રત્યુત્તર સાંભળીને ભવાનીપાઠક ખડખડાટ હસી પડયા. પ્રફુલ્લ લજવાઇ ગઈ. તે જોઇને ભવા-

નીએ કહ્યુંઃ મા ! અણુસમજુ બૈરા જેવી તેં વાત કરી, તેથીજ મને હસવું આવ્યું. તું કહી ચુકી છે કે તારે કોઇ સગાંવહાલાં નથી. તો પછી કોની સંગાથે વૈભવ ભોગવવાની હતી ? એકલાં એકલાં કાંઈ ભોગ ભોગવાય ?

પ્રફુલ્લે શરમના માર્યાં માથું નીચું નમાવ્યું. ભવાની કહેવા લાગ્યોઃ સાંભળ, સંસારમાં લોકો ઐશ્વર્ય વૈભવ વગેરેનો ભિન્ન ભિન્ન પ્રકારે ઉપયોગ કરે છે. કેટલાક સમૃદ્ધિ મેળવીને ભોગ ભોગવે છે, કોઇ વળી ધન વડે સુકૃત કરીને પુણ્યસંચય કરે છે, તો કોઈ વળી દ્રવ્યનો દુરૂપયોગ કરીને નરકમાર્ગના અધિકારી થાય છે. બોલ, તારે શું કરવું છે !

પ્રફુલ્લ ભારે હાજરજવાબી હતી. તે બોલી ઉઠીઃ આ બધી વાત તો કંઇ લૂંટારાના સરદાર જેવી લાગતી નથી.

ભઃ હું ફક્ત લૂંટારાઓનો સરદારજ નથી. હોઉં તોયે તારા આગળ તો નહિજ. તને તો મેં પ્રથમથીજ મા કહીને સંબોધી છે. એથી અત્યારે તો હું તારાં ભલાની વાતોજ કરીશ. ધનનો ભોગ તારાથી થઇ શકવાનો નથી. કેમકે તારે કોઇ સગું નથી. એવા સંજોગોમાં તું એ ધનની સહાયથી પુષ્કળ પાપ અગર પુણ્ય ભેળું કરી શકીશ. બોલ, તારે કયા માર્ગે જવું છે ?

પ્રઃ પાપનાં પોટલાં બાંધવા છે, એમ કહું તો !

ભઃ એવા સંજોગોમાં મારા માણસો મારફત તને તારૂં ધન કઢાવી આપી હું આ વનમાંથી તને બહાર કઢાવી મૂકીશ. આ વનમાં મારા એવા અનેક નોકરો છે કે તારા

ધનના લોભને વશ થઇને તારી સાથે પાપકર્મ કરવાને તૈયાર થઇ જાય. તારી જો એવીજ વૃત્તિ થશે તો મારે તને અત્યારેજ આ સ્થાનમાંથી તને હાંકી કાઢવાની ફરજ પડશે. આ વન મારૂં છે.

પ્રઃ આપના માણુસો મારફત મારાં ધનને મારી સાથે આપ મોકલાવી આપો, તો વાંધો શો?

ભઃ તારાથી તે સચવાશે? તું સ્વરૂપવાન છે, યૌવનવંતી છે; ધાડપાડુઓના સપાટામાંથી તું કદાચ છુટી શકે, પરંતુ રૂપ અને યૌવનના ઝપાટામાંથી છુટાવાનું નથી. પાપલાલસા પૂરી થતાં પહેલાંજ ધન પૂરૂં થઇ જાય છે. ગમે તેટલું ધન હોય, પણ એક વાર ઘટવા માંડયું કે ખૂટી જતાં વાર લાગતી નથી. પછી શું કરશે, મા?

પ્રઃ પછી શું વળી?

ભઃ નરકનો રસ્તો ખુલ્લો છેઃ લાલસા છે, પણ એ લાલસાને સંતોષવાનો ઉપાય નથી—નરકનો ધોરી રસ્તો તે એજ. પુણ્યસંચય કરી શકાશે?

પ્રઃ હું આબરૂદારની દીકરી છું, માબાપ! પાપ શું હશે, તે કદી હું જાણુતી નથી. પાપને માર્ગે મારે શામાટે જવું જોઇએ? અલબત્ત હું અતિશય કંગાલ છું—મને તો મારે અન્નવસ્ત્રની સગવડ થઇ શકે, એટલે બસ છે. મારે ધન જોઇતું નથી—નચિંતપણે જીવન ગુજરે એટલે થયું. એ બધું દ્રવ્ય તમે તમારે લઇ લ્યો—અને મને કાંઇક એવી વ્યવસ્થા કરી આપો કે મુઠીભર અન્ન મને સદા મળતું

રહે અને પાપરહિત પ્રમાણિક જીવન હું ગુજારી શકું.

ભવાની પાઠકે મનમાં ને મનમાંજ પ્રફુલ્લને ધન્યવાદ આપ્યો. મોટેથી કહ્યું: ધન તારૂં છે; મારે એ લેવું નથી.

પ્રપુલ્લ અત્યંત વિસ્મય પામી. તેનાં મનની વૃત્તિ કળી જઇને ભવાની બોલ્યો: તારા મનમાં એમ થયાં કરે છે કે આ લૂંટફાટ કરીને પરાયું ધન છીનવી લે છે, પારકે પૈસા પરમાનંદ કરે છે, અને આવી ફીશીઆરી કેમ હાંકયો જાય છે ! એ વાત તને અત્યારે સમજાવવાની જરૂર નથી. તું જો પાપમાર્ગને વિષે પ્રવૃત્ત થાય તો અત્યારેજ હું ત્હારૂં ધન ખુંચવી લઇ શકું એમ છું; પણ મારે તે લઈ લેવું નથી. ફરીથી પૂછું છું, એ ધનને લઇને તારે શું કરવું છે ?

પ્ર: આપ મને ખરેખરા જ્ઞાની પુરૂષ લાગો છો; મારે એ ધનનો શો ઉપયોગ કરવો, તે આપજ મને સમજાવી દેશો તો ઉપકાર થશે.

ભ: સમજાવવામાં પાંચ સાત વરસ નીકળી જશે. જો તારે શીખવાની ઇચ્છાજ હોય, તો હું શીખવી શકું એમ છું. એ પાંચ સાત વર્ષ દરમ્યાન આ ધનને તારાથી સ્પર્શ સરખોયે નહિ કરી શકાય. અલબત્ત તારા ભરણપોષણમાં કોઇ પ્રકારનો વાંધો નહિ રહે. ખાવાપીવાની તેમજ બીજી જે જે વસ્તુઓ જોઇતી હશે તે તે સઘળી મળશે. પરંતુ વારંવાર હું જે કાંઇ સૂચના તને કર્યાં કરૂં તે સર્વ વગર આનાકાનીએ અમલમાં મૂકવી પડશે. કેમ, કબૂલ છે ?

પ્ર: મારે રહેવાનું કયાં ?

ભ: અહિં, આજ જગ્યાએ. મકાન જૂનુંપુરાણું છે, એટલે એમાં જે કાંઈ સમરાવવા જેવું હશે, તે બધું હું સમરાવી આપીશ.

પ્ર: આ નિર્જન સ્થાનમાં એકલાજ મારે રહેવાનું?

ભ: ના, હું બે સ્રીઓને મોકલી આપીશ. તેઓ તારી તહેનાતમાં ખડી રહેશે. કોઇ વાતની ચિન્તા રાખીશ નહિ. અહિંનો સઘળો કારભાર હુંજ કરૂં છું. હું છું ત્યાં સુધી તારે કોઇ વાતે હેરાન થવા વારો નહિ આવે.

પ્ર: શિક્ષણ આપ કેવી રીતે આપશો?

ભ: તને લખતાં વાચતાં આવડે છે?

પ્ર: ના.

ભ: ત્યારે પહેલાં લખતાં વાંચતાં શીખવી દઈશ.

પ્રફુલ્લ રાજી થઈ. આવા જંગલમાંયે એક મદદગાર મળવાથી તેના જીવને સંતોષ થયો.

ભવાની ઠાકુર પછી બહાર આવીને જુએ છે, તો એક માણસ તેની વાટ જોઇ રહ્યો છે. તે શરીરે ભરાઉ અને ધાબડધીંગો હતો. મ્હોં પર મોટી મોટી મૂછોના થોભીયા આવી રહ્યા હતા. ભવાનીએ તેને પૂછયુંઃ રંગરાજ, અત્યારે અહિં કયાંથી?

રંગરાજ બોલ્યોઃ આપનીજ શોધમાં અણી તરફ નીકળી આવ્યો. આપ અહિં કયાંથી?

ભવાનીઃ આટલા દિવસ જેને માટે તલસી રહ્યો હતો, તેની પ્રાપ્તિ થઇ ગઈ છે.

રંગ: રાજા ?

ભવાની: રાણી.

રંગરાજ: હવે રાજારાણીને શોધવાની જરૂર નહિ રહે. અંગ્રેજો રાજા થઈ ગયા છે. વૉરન હેસ્ટિંગ્ઝ કરીને એક અંગ્રેજ કલકત્તામાં સારી રીતે રાજ્યકારભાર ચલાવી રહ્યા છે.

ભવાની: હું એવા રાજાની તપાસમાં નથી. હું કેવા રાજાને ખોળી રહ્યો છું, તે તમે જાણો છોજ.

રંગ: હવે તે મળી ગયો છે, એમ ?

ભવાની: એ સામગ્રી મેળવવાની હોતી નથી, તૈયાર કરી લેવી પડે છે. જગદીશ્વર લોખંડની સૃષ્ટિ ઉત્પન્ન કરે છે, મનુષ્ય તેમાંથી કટાર બનાવી લે છે. હથિયાર સારૂં મળી ગયું છે. પાંચ સાત વર્ષ સુધી હવે તેને ઘડવા સરાણ પર ચઢાવવું પડશે. મારા સિવાય અન્ય કોઈ પુરૂષ આ મકાનમાં પેસવા પામે નહિ, તેવી દેખરેખ રાખજો. બાઈ જુવાન ને રૂપાળી છે.

રંગ: જેવી આજ્ઞા. ઈજારદારના માણસોએ અત્યારે રંજનપુર ગામ લૂંટી લીધું છે. તેથીજ આપની શોધમાં અહિં હાજર થયો છું.

ભવાની: ચાલો, ત્યારે હવે આપણે ઈજારદારની કચેરી લૂંટી લઈને, એ ગામના લોકોને તેમનું પોતાનું ધન સોંપી આવીએ. ગામના લોકો આપણને મદદ તો કરશેજ ને?

રંગ: હું ધારૂં છું કે જરૂર કરશે.

પ્રકરણ ૧૨

કબુલાત મુજબ ભવાની ઠાકુરે બે સ્ત્રીઓ મોકલી આપી. એક બજારનો ફેરો હેરો ખાઈ જોઇતી ચીજ લાવી આપે અને બીજી રાતદિવસ પ્રફુલ્લની તહેનાતમાં ખડી રહે. બંનેની પ્રકૃતિ પણ તદ્દન નિરાળી હતી. બજારથી સોદાસલુક લાવવાનું કામ જેને સોંપવામાં આવ્યું હતું, તેનું નામ ગોબરાની મા હતું. તેની ઉમ્મર ૭૩ વર્ષની હતી. રંગે કાળી મેશ હતી. કાનનું તદ્દન કાચું હોત, તો કાંઈ હરકત નહોતી; હાવભાવ અને ઈશારત વડે સઘળો વહેવાર ચાલત; પરંતુ અહિં તો બાબત જૂદી હતી. કોઈ વેળાએ તે કાંઈ વાત ખરી સાંભળી શકતી, અને કોઈ કોઇ વાર વળી જુદું જ સાંભળો બાફી નાંખતી. એટલે મુશીબતનો પાર નહોતો.

ખીદમતમાંજ રાતદિવસ રહેતી, તેનો સ્વભાવ વળી તદ્દન જૂદોજ હતો. પ્રફુલ્લના કરતાં તે કદાચ પાંચ સાત વર્ષે મોટી હશે. વર્ષાકાળનાં નવા પાંદડા સરખો તેનાં શરીરનો વર્ણ ચળકતો કાળો હતો. અલબત્ત રૂપ ઉમળકે ઉછળી પડતું હતું.

પૂનેમે જાણે અમાસનો હાથ ઝાલ્યો ન હોય, તેમ આ બન્ને ભિન્ન ભિન્ન સ્વભાવવાળી મૂર્તિઓ સાથે આવી પહોંચી!

ગોબરાની માએ પ્રફુલ્લને પ્રણામ કર્યા. પ્રફુલ્લે તેને પૂછ્યું: તમારૂં નામ શું છે?

ગોબરાની માને પાછું કાનનું ધબ થઇ ગયું. તેના વતીનો બીજીએ જવાબ દીધો: એ જરા બ્હેરામશા છે, બધા એને ગોબરાની મા કહે છે.

પ્રફુલ્લ: ગોબરાની મા, તમને કેટલાં છોકરાં છે?

ગોબરાની મા: કયાં હતી, તે વળી બીજે કયાં હોવાની હતી? ઘરમાં તો હતી.

પ્ર: બાઇ! તમે શી જાતિનાં કહેવાઓ?

ગોબરાની મા: કોઈ ઠેકાણે જવામાં વાંધો નથી; તમે કહેશો ત્યાં હું બેધડક જઇશ.

પ્ર: ના, એમ કહું છું કે તમે કેવા લોક?

ગોબરાની મા: તમારે હવે બીજા લોકોની શી જરૂર છે? હું એકલીજ બધાં કામ કરી આપીશ; ફક્ત એકાદ બેજ કામ નહિ કરૂં.

પ્ર: શું નહિ કરો?

આ વખતે ગોબરાની માના કાન ખુલી ગયા. તેણે કહ્યું: શું નહિ થાય? પાણી ભરવાનું કામ મારાથી નહિ થઇ શકે, કેમકે મારી કમ્મર નબળી છે. અને કપડાં બ-પડાં ધોવાનું પણ મારાથી નહિ બની શકે; એ કામ બેટા, તુંજ કરી લેજે.

પ્ર: એ સિવાય બીજું બધું કામ તો કરી શકાશે ને?

ગોબરાની મા: વાસણ કુસણ માંજવાનું પણ તમારેજ

કરી લેવાનું.

પ્ર: એ પણ નહિ થાય, ત્યારે તમે કરવાના શું ?

ગો૦ મા: એમાં કાંઇ વીસાત તો છે નહિ પણ મારાથી વાસીદું વાળવાનું કે લીંપવા કરવાનું પણ નહિ થઇ શકે.

પ્ર: ત્યારે શું કરી શકાશે ?

ગો૦ મા: કહેશો તો દીવાબત્તી સાફ કરી આપીશ, પાણી લાવીને પાઇશિ, મારાં અજીઠાં પત્રાળાં ફેંકી દઇશ–અને બીજું જે જે જરૂરી કામકાજ હશે તે કરીશ; જેમકે બજારમાંથી સોદ્દાસલુક લાવવા વગેરેનું.

પ્ર: બજારમાંથી લાવેલા માલનો હિસાબ આપી શકાશે?

ગો૦ મા: હું તો ઘરડીખખ, અને વળી કાને બ્હેરી છું. મારાથી એ તે કેમ થઇ શકે? હા, પણ જેટલા પૈસા આપશો, તેટલા સઘળાજ ખરચી આવીશ. ફલાણો ખર્ચ ન થયો, એમ તમને કહેવા વારો નહિ રહે.

પ્ર: વારૂ, ત્યારે તો તમારા જેવી ગુણીયલ બીજી મળવી મુશ્કેલ !

ગો૦ મા: હા, મા ! તમે પોતેજ ગુણવાળાં છો, તેથી આમ કહી શકો છો.

ત્યારપછી પ્રફુલ્લે બીજી બાઇને પ્રશ્ન કર્યો: તમારૂં નામ શું ?

એ બોલી: કોણ જાણે બ્હેન, મને કાંઇ ખબર નથી.

પ્રફુલ્લ હસીને કહેવા લાગી: શું કહેવાય ? તમારાં માબાપે નામજ પાડયું નથી, એમ ?

સુંદરી બોલી: પાડ્યું હશે, પણ મને કાંઇ ખબર નથી.

પ્ર: એ કેવી નવાઇની વાત?

સુંદરી: સમજણી થઇ તે પહેલાંજ માબાપથી વિખુટી પડી ગઇ. છોકરાં હરી જનારા મને બાળપણમાંજ હરી ગયાં.

પ્ર: ત્યારે એ લોકોએ પણ કાંઇક નામ તો પાડ્યું હશેને?

સુંદરી: બધાં બહુયે.

પ્ર: કેવાં કેવાં?

સુંદરી: મ્હોંબળી, અભાગણી, વાંઝણી, કર્કશા વગેરે વગેરે.

અત્યાર સુધી ગોબરાની માને કાને કાંઈ અવાજ પહોંચતો ન હતો. પરંતુ રોજના મ્હાવરાના આ જાણીતા ગુણવાચક શબ્દોના ઉચ્ચારથી તેની શ્રવણશકિત જાગ્રત થઇ ગઈ. તે ઓચીંતી બોલી ઉઠી: તું મ્હોંબળી, તું અભાગણી, તું વાંઝણી. મને શાની ગાળો દે છે, વીસનખી?

સુંદરી (હસીને): મેં કાંઈ તમને વાંઝણાં કહ્યાં નથી.

ગોબરાની મા: બોલતાં બોલતાં તુંજ વાંઝણી એમ ખાસ્સી રીતે બોલી; હવે તારે કબૂલ કરવું હોય તો કર ને ન કરવું હોય તો ન કર. મને વાંઝણી કહેવાનો તને શો હક છે?

પ્રફુલ્લે હસીને કહ્યું: એ કાંઇ તમને વાંઝણી નથી કહેતી, એ તો મને કહે છે.

તે વખતે ઉંડા નિસાસો નાંખીને ગોબરાની મા કહેવા

લાગી: કપાળ એનું ! મને નથી કહેતી ને? તો કહેવા દો, ભલે કહે ! તમે છેડાઈ પડશો નહિ. એનું તો મ્હોંજ એવું ગંધાતું છે. તમારે એમાં નારાજ થવાનું કારણ નથી.

ગોબરાની મા પાસેથી પોતાને સારૂ આવી વીર રસની અને પરાયી વ્યકિત માટેની શાન્તરસભરી વ્યાખ્યા સાંભળીને બન્ને યુવતિઓ હસવા મંડી ગઇ. પ્રફુલ્લે પેલી બીજી સ્રીને કહ્યું: તમે બ્રાહ્મણ છો, એ વાત મને અત્યાર લગી કહી કેમ નહિ? મેં તમને પ્રણામ પણ કર્યા નથી. એમ કહી પ્રપુલ્લે તેને પ્રણામ કર્યા.

પ્રપુલ્લને આશાર્વાદ આપતાં તેણે પ્રત્યુત્તર વાળ્યો: હું બ્રાહ્મણ કન્યા છું એવું અવશ્ય મારા સાંભળવામાં આવ્યુ છે; પરંતુ હું બ્રાહ્મણી નથી.

પ્ર: એમ તે હોય!

બાઈ: હજી લાયક બ્રાહ્મણ જડયો નથી.

પ્ર: હજી સુધી પરણ્યાં નથી? એમ કેમ!

બાઈ: છોકરાં ઉપાડી જનારાં કદી પરણાવે ખરા?

પ્ર: ત્યારે તમે શું ઘણા લાંબા સમયથી છોકરાં ઉપાડી જનારને ત્યાં જ છો?

બાઈ: ના, છોકરાં ઉપાડી જનાર મને એક રાજાને ત્યાં વેચી આવ્યો હતો.

પ્ર: રાજાએ પરણાવ્યાં નહિ?

બાઈ: રાજપુત્રની મરજી કાંઇક હતી ખરી, પરંતુ એ ગાન્ધર્વ લગ્ન કરવા માંગતો હતો.

પ્ર: વરરાજા તરીકે પણ પોતેજ હશે.

બાઈ: તે પણ કેટલી મુદતને માટે તે રામ જાણે.

પ્ર: પછી શું થયું ?

બાઈ: તેના આવા ઢંગ જોઇને હું સટકી આવી.

પ્ર: પછી શું થયું ?

બાઇ: રાજાની માનીતી રાણીએ મને થોડાંક ઘરેણાં આપ્યાં હતાં. એ ઘરેણાં લઇનેજ હું નાસી આવી. આખરે ડાકુએને હાથ ફસાઇ પડી. એમના સરદાર ભવાની ઠાકુર હતા; મારી સર્વ હકીકત જાણી લીધા પછી એમણે મારા ઘરેણાં મને પાછાં સોંપી દીધાં, એટલુંજ નહિ પણ પોતાની પાસેનાં પણ કેટલાંક મને બક્ષિસ કર્યાં. હું એમની કન્યા છું અને એઓશ્રી મારા પિતા છે. એમણે તો એક લેખે મને પણ દાનમાં આપી દીધી છે.

પ્ર: એક પ્રકારે એટલે ?

બાઇ: સર્વસ્વે શ્રી કૃષ્ણને.

પ્ર: તે વળી કેવી રીતે ?

બાઇ: રૂપ યૌવન અને પ્રાણ.

પ્ર: ત્યારે તમારા સ્વામી પણ એજ ને ?

બાઇ: હા, કેમ નહિ ? સંપૂર્ણપણે જેમનો મારા પર અધિકાર છે, તેજ મારા સ્વામી ગણાય.

ઉંડો નિસાસો નાંખીને પ્રફુલ્લ કહેવા લાગી: એમ કેમ કહેવાય ! ખરા સ્વામીનો અનુભવ નથી, તેથીજ આવી વાત તું કરે છે. સ્વામીને દીઠા હત, તો શ્રી કૃષ્ણને વિષે કોઇ

કાળે તારૂં ચિત્ત ચોંટત નહિ.

મૂર્ખ વ્રજેશ્વરને પણ આટલી વાતનું ભાન ન હતું.

બાઈએ જવાબ દીધો: શ્રી કૃષ્ણને વિષે તો સકળ સ્ત્રીઓનો પ્રેમ બંધાઇ શકે છે. એમાં નવાઈ પણ શી? એમનું રૂપ અનન્ત છે, યૌવન અનન્ત છે, ઐશ્વર્ય અનન્ત છે, તેમજ ગુણ પણ અનન્ત છે.

એ યુવતિ તો ભવાની ઠાકુરની ચેલી હતી, ને પ્રફુલ્લ તો નિરક્ષર હતી. આ વાતનો તેનાથી કશોય જવાબ આપી શકાયો નહિ. હિન્દુધર્મના રચનારજ આનો યોગ્ય જવાબ આપી શકે. ઇશ્વરને અન્ત નહિ હોવાથી અનન્ત છે એ વાત ખરી છે. પરંતુ આપણાં ક્ષુદ્ર હૃદયપિંજરને વિષે એ અનન્તને કેમ કરીને ધારણ કરી શકાય? સાન્તનેજ કરી શકાય. એટલા માટેજ જગદીશ્વર અનન્ત છે, તોયે હિન્દુના હૃદયપિંજરમાં શ્રીકૃષ્ણ સાન્ત છે. આને પોતાનો સ્વામી પણ વિશુદ્ધિની દૃષ્ટિએ સાન્ત છે. એજ કારણને લઇને પ્રેમ વિશુદ્ધ બનતાં પ્રભુતાને વિષે પગલાં માંડાવે છે. હિન્દુ-સમાજના આ ઉત્કૃષ્ટ આદર્શના મુકાબલામાં બીજા સર્વ-ધર્મોના સમાજ ઉતરતા દરજ્જાના છે.

ભોળીભટાક પ્રફુલ્લને આમાંનું કાંઇ પણ નહિ સમજા-વાથી તે કહેવા લાગી: મને આ બધી બાબત તો નથી સમજાતી, બહેન! તમારૂં નામ શું છે, તે તો તમે મને હજી સુધી કહ્યુંજ નહિ ને!

સુંદરી બોલી: ભવાની ઠાકુરે મારૂં નામ નિશિ પાડ્યું

છે. હું દિવસની બહેન રાત—નિશા—નિશિ. કોઇ દિવસ વળી ફુરસદના વખતે સંગીતનો કાર્યક્રમ રાખીશું. પરંતુ હું જે કહેવા માંગતી હતી તેનો મુદ્દો આ છે. ઇશ્વરજ પરમ સ્વામી છે. સ્ત્રીઓને પતિ એજ પરમાત્મા છેઃ સઘળા દેવોના દેવ શ્રી કૃષ્ણ છે. ત્યારે દેવ શા માટે હોવા જોઇએ? ઇશ્વર પણ બે સમજવા? આ ક્ષુદ્ર જીવની ક્ષુદ્ર ભક્તિને બે ભાગમાં વ્હેંચી દીધાથી સીલકમાં શું રહેશે?

પ્રફુલ્લઃ સ્ત્રીઓની ભક્તિનો કોઈ પાર પામી શક્યું છે!

નિશિઃ સ્ત્રીઓના પ્રેમની પરિસીમા નથી. ભક્તિ એક વસ્તુ છે, પ્રેમ બીજીજ બાબત છે.

પ્રફુલ્લઃ મને તો આજે પણ એનો ભેદ સમજાયો નથી. મારે માટે એ બન્ને નવાં છે.

પ્રફુલ્લની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. નિશિ બોલી ઉઠીઃ હવે સમજાયું, બહેન! તેં અનેક દુઃખ વેઠ્યાં છે. એ પ્રફુલ્લને ગળે બાઝી પડી અને તેનાં આંસુ લુછતી લુછતી કહેવા લાગીઃ આ જ બાબત હું સમજતી નહોતી.

નિશિને એજ વેળા સમજાયું કે પતિભક્તિ એજ પ્રભુની ભક્તિનું પહેલું પગથીઉં છે.



## પ્રકરણ ૧૩

જે રાત્રે દુર્લભ ચક્રવર્તી પ્રફુલ્લને છાનોમાનો ઉપાડી ગયો હતો, તેજ રાત્રે વ્રજેશ્વર પણ અચાનક પ્રફુલ્લને ગામ દુર્ગાપુર આવી પહોંચ્યો. વ્રજેશ્વરને ત્યાં એકાદ બે ઘોડા હતા. એને ઘોડે બેસવાનો મહાવરો પણ સારો હતો. ઘરનાં સઘળાં માણસો જ્યારે ભરઊંઘમાં પડ્યાં હતાં ત્યારે તક સાધી વ્રજેશ્વર ગુપચુપ ઘરમાંથી નીકળી પડયો. પોતાના ઘોડા પર સ્વાર થઈને રાત્રીના અંધારામાંજ દુર્ગાપુર તરફ કુચ કરી. પ્રફુલ્લના મકાન આગળ તે આવી પહોંચ્યો, તે વખતે એ મકાન વસ્તી વિનાનું ને અંધકારમય દેખાયું. પ્રફુલ્લને તો ધાડપાડુઓ ઉપાડી ગયા હતા. પરંતુ રાત્રે એવું કોઇ પાડપડોશી પણ મળ્યું નહિ કે પૂછપરછ કરીને પ્રફુલ્લ સંબંધી કાંઇ બાતમી પણ જેની પાસેથી મેળવી શકાય.

પ્રફુલ્લનો કાંઇ પણ પત્તો મળ્યો નહિ, એટલે વ્રજેશ્વરે એમ ધાર્યું કે એનાથી ઘરમાં એકલાં રહી શકાયું નહિ હોય, તેથી કોઇ સગાંવહાલાંને ત્યાં ઉપડી હશે. વ્રજેશ્વર વાટ જોવા જેટલી ધીરજ રાખી શકયો નહિ. બાપના ધાકને લીધે રાત્રેજ તે પાછો ઘેર આવ્યો. કેટલાક દિવસ નીકળી

ગયા. હરવલ્લભનો સંસાર તો જેમ ચાલતો હતો, તેવીજ રીતે ચાલવા લાગ્યો. ઘરનાં સઘળાં માણસો નીરાંત જીવે ખાતાપીતા ને લ્હેર કરતા. બધાનું ગાડું સુખરૂપ ગબડતું પણ વ્રજેશ્વરનો જીવ તાળવે ચોંટયો હતો. સંસારના સઘળા કામકાજમાંથી તેને રસકસ ઉડી ગયો હતો. કોઇ તેનું કારણ કળી શકયું નહિ. એની આવી ઉન્માદ દશા એની માના જાણવામાં સૌથી પહેલી આવી. ગૃહિણીએ જોયું કે પુત્રના વાડકામાં દૂધ એમનું એમ પડી રહે છે. માંછલીનું માંસ તે એકલું ખાઇ જાય છે પણ બીજા કશાને તો અડકતો પણ નથી. 'ખાવામાં તાલ પડતો નથી' એમ કહીને તે ભર્યું ભાણું હડસેલી મૂકે છે. માને એમ લાગ્યું કે મારા છોકરાને નક્કી મન્દાગ્નિ થઇ ગએલો હોવો જોઇએ. પહેલાં તો તેણે જઠરાગ્નિ પ્રદીપ્ત કરવાને લીંબુચૂર્ણ વિગેરેની વ્યવસ્થા કીધી. એ ઉપાયથી જ્યારે કાંઈ વળ્યું નહિ, ત્યારે વૈદ્યરાજને બોલાવવાની સલાહ આપી. પરંતુ માની એ વાતને વ્રજેશ્વરે મશ્કરીમાં ઉડાવી દીધી. માને તો હસી કાઢી, પણ દાદીમાનાં બટકબોલાપણા આગળ તે મ્હાત થઇ ગયો. એક દિવસ લાગ જોઇને ડોશીમાએ વ્રજેશ્વરનો એકાંતમાં પીછો પકડયો. તે ઓચિંતી ગાજી ઉઠી: કેમ રે વ્રજ! આજકાલ તેં તો નયનવહુનું મ્હોં સરખું જોવાના સોગન લીધા જણાય છે ને?

વ્રજ હસીને બોલ્યો: અમાસની રાત સાથે હરિફાઇ કરનારૂં એનું વદન છે. એમાં નથી વાદળ કે વીજળી—તેથીજ જોવાનું મન થતું નથી.

દાદીમાઃ મારે શી પીડા? નયનવહુ જાણે ને એનું કામ જાણે—પણ તું ખાતો કેમ નથી?

વ્રજ: રસોઇ તું કરે છે, માટે.

દાદીમાઃ અસલથીજ હું તો જેવું આવડે તેવું રાંધું છું.

વ્રજ: આજકાલ તમારાં હાડકાં આખાં થઇ ગયાં છે.

દાદીમાં: દૂધ પણ હું રાંધું છું કેમ? એ પણ મારાજ રાંધણુની કસૂર કે?

વ્રજ: ગાયોનું દૂધ બગડી ગયું છે.

દાદીમાઃ જા, જા. પણ આજકાલ તું ફીકરમાં દટાઇ જઇને શા વિચાર કર્યા કરે છે?

વ્રજ: તમને ગંગાજીમાં ક્યારે પધરાવવાં તેનાજ તો.

દાદીમાઃ તેટલા માટે આવી ડંફાસ મારવાની જરૂર નથી. મોઢેથી તો બધાજ આવી ફીસરી હાંકે છે, પણ સમય આવ્યે કશી ધાડ મારતા નથી. કાંઇ નહિ, આખરે તો તું મને આ લીમડાનાં ઝાડ નીચે 'ગંગાલાભ' કરાવશે; અલબત્ત તુલસીનાં દર્શન સરખાંયે દુર્લભ થઇ પડશે. પણ એની ચિન્તા જવા દે; જે થવાકાળ હશે તે થશે. મને ગંગાલાભ કરાવવાની હોંસમાં તેં આવાં હાડકાં કેમ કાઢ્યાં?

વ્રજ: એ કાંઇ જેવી તેવી ફીકરની વાત છે?

દાદીમાઃ કાલે જ્યારે ન્હાવા ગયો, ત્યારે પગથીયા પર બેઠો બેઠો શું વિચાર કર્યા કરતો હતો? આંખોમાંથી પાણી કેમ નીકળ્યા કરતું હતું?

વ્રજ: એમ વિચાર કરતો હતો કે સ્નાન વિધિ સમા-

પ્ત થઇ રહ્યા બાદ તમારી રસોઇ ખાવી પડશે. એજ સંતાપને લીધે આંખોમાં પાણી ભરાતાં હતાં.

દાદીમા: સાગર આવીને રસોઈ કરે, તો તો ખવાય ને?

વ્રજ: કેમ, સાગર તો રોજજ રસોઇ કરે છે ને? જઇને એના ઓરડા તો જૂઓ. ધૂળની પંચરંગી તરકારી, કાદવની લસલસતી તરકારી ને ઈંટોની સૂકી તરકારી—એક દિવસ સ્વાદ કાઢી જુઓને એ બધાંનો. ત્યારપછી મને ખાવાની ભલામણ કરજો.

દાદીમા: પ્રફુલ્લ આવીને રસોઈ કરશે, ત્યારેજ ગળે કોળીયો ગળે ઉતરશે, કેમ?

માર્ગમાં જેમ કોઈ દીવો લઇને જતું હોય છે, તો તેનો પ્રકાશ રસ્તા પરનાં ઘર પર પથરાઇ રહેતાં અંધારા ઘરોને વિષે પણ એકાએક અજવાળું અજવાળું થઈ રહે છે અને તરતજ પાછો અંધકાર પ્રસરી રહે છે: એવીજ, આબેહુબ, પ્રપુલ્લનું નામ લેવાતાં વ્રજેશ્વરના મુખની સ્થિતિ થઈ ગઇ. છતાં વ્રજે કહ્યું: પણ, એ તો શૂદ્ર કન્યા છે ને?

દાદીમા: કોણે કહ્યું કે શૂદ્ર કન્યા છે? બધાજ જાણે છે કે એ વાત ગલત છે. તારા બાપને ડર માત્ર ન્યાતીલાઓનોજ છે, પણ દીકરા કરતાં તે ન્યાતીલા વધ્યા? એકવાર પાછી મમરો મૂકી જોઉં?

વ્રજ: ના ના, મારે ખાતર ન્યાતજાતમાં પિતાજીનું અપમાન થાય—એવું કદી પણ થવા દેવાય?

તે દિવસે એથી વિશેષ વાત થઇ નહિ.

ડોસીને ખરૂં રહસ્ય હજી સમજાયું નહોતું, કેમકે એ બાબત જેવી જોઇએ તેવી સરળ ન હતી. પ્રફુલ્લની કાન્તિમાં મોહક ઉન્માદકતા હતી—એવા અપૂર્વ રૂપને લીધેજ વ્રજેશ્વરનાં હૃદયની તે અધિષ્ઠાત્રી બની હતી. પછી તો એકજ દિવસના અનુભવથી વ્રજેશ્વરનાં મનમાં એવો અભિપ્રાય બંધાયો કે બાહ્ય સૌન્દર્ય કરતાં પ્રફુલ્લનું આન્તરિક સૌન્દર્ય વધારે મોહક અને મધુર છે—એજ પ્રફુલ્લ પાછી ઘરધણીઆણીનો અધિકાર પ્રાપ્ત કરવા ભાગ્યશાળી બનીને નયનતારાની પેઠે પાસેજ રહેતી હોત, તો એ ઉન્માદક મોહ ઉંડા સ્નેહમાં પરિણામ પામ્યા વિના રહેત નહિ. રૂપનો મોહ દૂર થઈ જાય છે ખરો, પરંતુ ગુણનો મોહ કાયમને માટે ટકે છે. પણ એમ બની શક્યું નહિ. પ્રફુલ્લ—વિજળી પેરે એકવાર ચમકારો કરીને હંમેશને માટે પાછી અંધકારમાં મળી ગઈ. એજ કારણને લઇને એ મોહને હજારગણી પુષ્ટિ મળી. પણ એ તો થઇ સીધી વાત. ખરી ગુંચ એ હતી કે એમાં કમકમાટ ઉપજાવે તેવી કરૂણાનું મિશ્રણ હતું. કેમકે એ કનકસમી કાન્તિવાળી દિવ્ય મૂર્ત્તિને તેના સાચા અધિકાર ઉપરથી પદભ્રષ્ટ કરવામાં આવી હતી, તેને હડધૂત કરવામાં આવી હતી, તેનાપર મિથ્યા કલંક મૂકવામાં આવ્યું હતું, અને હંમેશને માટે તેનો બહિષ્કાર કરવામાં આવ્યો હતો. એ વખતે તેને મુઠીભર અન્નને માટે ફાંફાં પડતાં હતાં. અન્ન વિના તેનું જીવન કેમ ટકી શકે? એટલા માટે ગાઢા અનુરાગની સાથે

ગંભીર કરૂણા પણ સંકળાએલી હતી. વ્રજેશ્વરનું હૈયું પ્રફુલ્લમય બન્યું—તેમાં અન્ય કોઇને માટે સ્થાન ન હતું. ઘરડાં દાદીમાને એ વાતનો ખ્યાલ પણ ક્યાંથી હોઇ શકે?

થોડાક દિવસ પછી પુલમણિ હજામડીએ ફેલાવેલો પ્રફુલ્લ ગુમ થયાનો ગપગોળો હરવલ્લભને ઘેર સુદ્ધાં પહોંચી ગયો. વાત અનેક કાને પહોંચવાથી તેમાં અતિશયોક્તિ થયા વિના રહેતી નથી. અહિં સમાચાર એવે રૂપે આવ્યા કે વાતશ્લેશ્મના રોગથી પ્રફુલ્લ મરણ પામી છે—મરતાં પહેલાં તેને પોતાની મરેલી માનાં દર્શન થયાં હતાં. વ્રજેશ્વરે પણ એ વાત સાંભળી.

હરવલ્લભે સ્નાન સૂતક વગેરે ક્રિયા કરી, પરંતુ અન્ત્યેષ્ટિ ક્રિયા કરવાની સાફ ના પાડી. તે કહેવા લાગ્યો: શૂદ્ર જાતિની મરણ ક્રિયા કદી બ્રાહ્મણ કરે ખરો? નયનતારાએ પણ 'સ્નાન' કર્યું—માથું લુછતાં લુછતાં તે બોલી: ચાલો, એક પાપ તો ટળ્યું; બીજીનું પણ આમ સ્નાન કરવાનું આવે, તો જીવને ઠંડક થઇ જાય. ત્યારબાદ થોડાક દિવસ નીકળી ગયા. તે દરમ્યાન વ્રજેશ્વરનું શરીર સૂકાઇને લાકડા જેવું થઇ ગયું. છેવટે તે પથારીવશ થઇ ગયો. કોઇ ભારે રોગ ન હતો. હાડકોરણીયો તાવ આવ્યા કરતો હતો; પણ એ તદ્દન ચેતનહીન અને પથારીવશ થઇ ગયો હતો. વૈદે નાડ જોઇ, ઓસડ પણ આપ્યું પણ કાંઇ ફાયદો થયો નહિ. રોગ ઉલટો વધવા લાગ્યો.

આખરે તો એ બચે કે ન પણ બચે, એવી ગંભીર

સ્થિતિ થઇ ગઇ.

ખરી વાત ઝાઝો કાળ છુપી રહેજ નહિ. દાદીમા સૌથી પહેલાં ચેતી ગયાં. ત્યારબાદ મા એ વાત જાણી ગઇ. આવી વાતો સ્ત્રીઓનેજ ઝટ સમજાઈ જાય છે. ગૃહિણીને જાણ થતાં હરવલ્લભને પણ ખરૂં રહસ્ય સમજાયું. તે વખતે એને સચોટ વેદના થવા લાગી. તે કલ્પાંત કરતો કરતો કહેવા લાગ્યો: અરે રે, મને આ તે શું સૂઝયું હશે! મારાજ પગમાં મેં કુહાડા મારી! ગૃહિણીએ પ્રતિજ્ઞા લીધી કે, પુત્ર બચશે નહિ તો હું ઝેર ઘોળીશ. હરવલ્લભે નક્કી કર્યું કે આ વખત દેવની કૃપાથી વ્રજેશ્વરનો જીવ ઉગરશે, તો એને નહિ રૂચે તેવું કામ હવે પછી કદી પણ નહિ કરૂં.

વ્રજેશ્વર બચી ગયો. રફ્તે રફ્તે એની તબીયત સુધરવા લાગી. ધીરે ધીરે પથારી તજી તે હરતો ફરતો થયો.

એક દિવસ હરવલ્લભના પિતાનું 'સમચરી' આવ્યું. તે શ્રાદ્ધ કરી રહ્યા હતો, ત્યાં કંઇ કારણસર વ્રજેશ્વર પણ આવી પહોંચ્યો. તેણે શ્રાદ્ધમાં પુરોહિતને આ પ્રમાણે મંત્ર ભણતો સાંભળ્યો:

पिता स्वर्गः पिता धर्मः पिताहि परमंतपः।
पितरि प्रीतिमापन्ने प्रीयन्ते सर्वदेवताः॥

વ્રજેશ્વરે એ મંત્રને મોઢે કર્યો. પ્રફુલ્લનું સ્મરણ થઈ આવતાં એનાથી રડી દેવાતું, ત્યારે એ પોતાના મનને શાન્ત કરવાને કહેતો:

पिता स्वर्गः पिताधर्मः पिताहि परमंतपः।

આમ પ્રફુલ્લને વિસારે પાડવાનો એ પ્રયાસ કરવા લાગ્યો. પોતાના પિતાજ પ્રફુલ્લના મરણનું કારણ છે, એવા વિચારો જ્યારે જ્યારે એના હૃદયને સંતાપતા ત્યારે ત્યારે એ પોતાના મનને શાંત કરવાને કહેતો:

पिताःस्वर्गः पिताधर्मः पिताहि परमं तपः।
पितरि प्रीतिमापन्ने प्रीयन्ते सर्व देवताः॥

પ્રફુલ્લ મરી ગઈ, પરંતુ વ્રજેશ્વરની પિતૃભક્તિ અચલ રહી.



## પ્રકરણ ૧૪

પ્રફુલ્લના શિક્ષણની શરૂઆત થઈ. નિશિ ઠાકુરાણી રાજાને ઘેર રહીને લખતાં વાંચતાં શીખી હતી. મૂળાક્ષર, લેખનપદ્ધતિ અને લેખાં એની પાસેથીજ પ્રફુલ્લ શીખી ગઈ. ત્યારબાદ એના અધ્યાપકનું કામ ભવાની ઠાકુરે પોતે—જાતેજ કરવા માંડ્યું. તેમણે પહેલાં એને વ્યાકરણજ શરૂ કરાવ્યું. અભ્યાસ શરૂ થયાને બે ચાર દિવસ ભાગ્યેજ પસાર થયા હશે એટલામાં તો ગુરૂદેવ છક થઇ ગયા. પ્રફુલ્લની બુદ્ધિ ઘણી તીક્ષ્ણ હતી, શીખવાની તેની ચાનક ઘણી પ્રબળ

હતી. એ ઝપાટાબંધ શીખવા લાગી. એની આવી હોંસભરી ખંત જોઇને નિશિની અજાયબીનો પાર રહ્યો નહિ. રાંધવું, ખાવું, સૂવું વગેરે પ્રપુલ્લને નામ માત્રનાંજ હતાં. અને એ સર્વમાં એના જીવને ગોઠતુંયે નહિ. એને તો બસ "सु औ जस्, अम् औ शस्"નીજ લગની લાગી રહી હતી. નિશિને એમ લાગ્યું કે પ્રપુલ્લ પોતાના અન્તરની વેદનાને વિસરી જવા ખાતરજ આમ ઉલટભેર વિદ્યાભ્યાસ કરી રહી છે. થોડા મહિનામાંજ વ્યાકરણ જેવા કઠણ વિષય ઉપર તેને અજબ કાબુ આવી ગયો. પછી એ ભટ્ટીકાવ્ય રૂપી નદીમાં તરીને પાર ઉતરી. સાથે સાથે અમરકોશ પણ તૈયાર કરી નાંખ્યો. રઘુવંશ, કુમારસંભવ, નૈષધ, શાકુન્તલ ઇત્યાદિ કાવ્યગ્રન્થો પણ જોતજોતામાં તેને આવડી ગયા. પછી આચાર્યે કાંઇક સાંખ્ય, કાંઇક વેદાન્ત તથા થોડુંક ન્યાયશાસ્ત્ર પણ તેને શીખવ્યાં. એ છયે દર્શનોની ભૂમિકા કરાવીને તેમણે વિસ્તારપૂર્વક યોગશાસ્ત્રનું અધ્યયન પ્રફુલ્લને કરાવવા માંડ્યું. છેવટે સર્વશ્રેષ્ઠ ગ્રન્થ શ્રીમદ્ ભગવદ્ગીતા પણ ભણાવી દીધો. પાંચ વર્ષ પછી પ્રફુલ્લનો અભ્યાસ પૂરો થયો.

બીજી તરફથી તેમણે પ્રપુલ્લને માટે તદ્દન જૂદાજ પ્રકારનાં શિક્ષણની વ્યવસ્થા કરી પણ હતી. ગોબરાની મા કશું કામકાજ કરતી નહોતી. ફક્ત બજારના ફેરા હેરાજ ખાતી અને તે પણ ભવાની ઠાકુરની ખાસ સૂચનાને લીધે. નિશિ પણ ઘરધંધામાં ઝાઝી મદદ કરતી નહિ, તેથી બધુંજ

કામ પ્રફુલ્લને એકલીને કરવું પડતું. એને તેમાં ઝાઝી મહેનત પડતી નહોતી. પીએરમાં તે સઘળાં ગૃહકાર્યમાં પલોટાએલી હતી. પહેલે વરસે ભવાની પાઠકે તેને જમવા સારૂ ચોખા, સિન્ધવ, અને કાચા કેળાંની ગોઠવણ કરી હતી. એ ઉપરાંત બીજું કાંઇ પણ મળતું નહિ. નિશિના ખાણાની પણ એવીજ વ્યવસ્થા કરવામાં આવી હતી. પ્રફુલ્લને એ વ્યવસ્થાથી કશી અગવડ પડી નહિ. માને ઘેર તો હંમેશ એટલુંયે મળી શકતું નહિ. પણ એક બાબતમાં માથાફરેલ થઇને પણ પ્રફુલ્લ ભવાની પાઠકને લેખવતી નહિ—એકાદશીને દિવસે તે હઠ કરીને માછલી ખાતી. ગોબરાની મા બજારમાંથી માછલી આણી ન આપે તો પ્રફુલ્લ પોતેજ જાળ, કાંટા વગેરે લેઇને તળાવમાંથી માછલી પકડી લાવતી. એજ કારણને લીધે ગોબરાની મા પણ બજારમાંથી એકાદશીને દિવસે માછલી લાવી આપવાને ખાસ સંકોચાતી નહિ.

બીજે વર્ષે નિશિને માટે જમવાની સગવડ પહેલાં જેવીજ રાખવામાં આવી હતી; પરંતુ પ્રફુલ્લને મીઠું, લાલમરચાં, ભાત અને એકાદશીને દિવસે માછલાં પણ મળવા માંડ્યાં. તે સંબંધમાં પણ પ્રફુલ્લે કશો વાંધો ઉઠાવ્યો નહિ.

ત્રીજે વરસે નિશિને મોહનથાળ, જલેબી, સન્દેશ, ઘી, માખણ, દૂધ, ખીર, ફળફળાદિક, કંદમૂળ વગેરે ખોરાક લેવાની વરદી મળી. પરંતુ બાપડી પ્રફુલ્લને તો મીઠું મરચું અને ભાતજ ખાવાના હતાં. બન્ને જણાં એક જગ્યાએ

જમવા બેસતા, અને હસતાં હસતાં જમતાં. નિશિ અચ્છા અચ્છા પદાર્થ ઘણા થોડા ખાતી—ઘણો ભાગ તેમાંથી ગોબરાની માને આપી દેતી. એ પરીક્ષામાં પણ પ્રફુલ્લ પસાર થઈ.

ચોથે વર્ષે અચ્છાં અચ્છાં મિષ્ટાન્ન લેવાની તેને રજા મળી. તે એ ખુશીથી આરોગતી.

પાંચમે વરસે મનગમતાં ભોજન લેવાની પરવાનગી મળી. તોયે એણે તો પહેલા વર્ષના જેવુંજ ખાનપાન રાખ્યું.

ભવાની પાઠકે પોતાની શિષ્યાને સૂવા બેસવા ન્હાવા વસ્ત્ર પહેરવા વગેરે બાબતમાં પણ એવાજ પ્રકારે અભ્યાસ કરાવ્યો હતો. પહેરવાને માટે પહેલે વરસે ચાર કપડાં મળ્યાં. બીજે વર્ષે બે કપડાં. ત્રીજે વરસે ભર ઉન્હાળાના સમયમાં એક જાડું ખરબચડું કાપડ પહેરવાને મળ્યું. બિચારી પરસેવે ઝાકમઝોળ થતી અને કાપડ પણ શરીર પર ચોંટી જતું. ચોથે વર્ષે શણિયાનું કાપડ અને ઢાકાની સુંદર કોરવાળી સાડી મળી. પાંચમે વર્ષે પોતાની મરજી માફક કપડાં પહેરવાની પરવાનગી મળી. પરંતુ પ્રફુલ્લ તો જાડાં કપડાંજ પહેરતી. અલબત્ત, તેમને સોડાખારથી બાફીને ઉજળાં ફક્ક બનાવતી ખરી.

વાળ હોળવા સંબંધમાં પણ એવીજ વ્યવસ્થા થઇ. પહેલે વરસે તેલ લગાડવાની મનાઈ હતી. તદ્દન લુખા સૂકા વાળની જટા બાંધવી પડતી હતી. બીજે વર્ષે રાતદિવસ

હવામાં ઝુલતા જીથરા જેવા લબડતા વાળ રાખવાનો હુકમ થયો. ભવાની ઠાકુરની આજ્ઞા મુજબ ત્રીજે વર્ષે પ્રફુલ્લને માથું મુંડાવવું પડયું. ચોથે વર્ષે નવા વાળ આવી ગયા. તે સમયે ભવાની ઠાકુરે વાળમાં સુગંધી તેલ નાંખવાની રજા આપી. પરંતુ પાંચમે વરસે પ્રફુલ્લે વાળને હાથ સરખોયે અડાડયો નહિ.

પહેલે વરસે રૂની તળાઇ અને રૂના ભરેલા તકીયા પર પ્રફુલ્લ સૂતી. બીજે વર્ષે ઘાસની સાદડી અને ઘાસનો તકીયો મળ્યો. ત્રીજે વર્ષે જમીન પર સૂવાનો હુકમ છૂટયો. ચોથે વર્ષે દૂધના ફીણ સમી સુંવાળી સેજ પર સૂવાની છુટ્ટી મળી. પાંચમે વર્ષે મરજી માફક વર્તવાને ફરમાવવામાં આવ્યું.

પહેલે વરસે ત્રણ પહોર સૂવાની પરવાનગી મળી. બીજે વર્ષે બે પહોર સૂવાનો, તથા ત્રીજે વરસે બે દિવસને આંતરે એક રાત જાગવાનો હુકમ થયો. ચોથે વરસે ખરેખરી ઉંઘ આવે ત્યારેજ નિદ્રા લેવા ફરમાવવામાં આવ્યું. પાંચમે વર્ષે ઇચ્છાનુસાર વર્તવાની છૂટ મૂકાઈ.

પાણી, પવન, તાપ, અગ્નિ વગેરે વિષયમાં પણ પ્રફુલ્લ પોતાના શરીરને સહનશીલ બનાવવા લાગી. ભવાની ઠાકુરે એક બીજી બાબત શીખવાનો પણ આગ્રહ કર્યો, તેનો આ સ્થળે ઉલ્લેખ કરતાં કાંઇક સંકોચ લાગે છે. પરંતુ વર્ણન ન કરીએ તો એટલે અંશે વાત અધૂરી રહી જાય. બીજે વર્ષે ભવાની ઠાકુરે તેને કહ્યું: બેટા! તારે મલ્લયુદ્ધ પણ

થોડુંક શીખવું પડશે.

શરમના માર્યાં પ્રફુલ્લે નીચું ઘાલ્યું. પછી તે બોલી: ગુરૂજી! બીજી જે કાંઈ આપ આજ્ઞા કરશો તે શીખીશ; પરંતુ આ કામ મારાથી નહિ થઈ શકે.

ભવાની: એ વિના તો આપણું કામ નહિ સરે.

પ્ર: એમ કેમ કહો છો, મહારાજ ? સ્ત્રીઓને મલ્લયુદ્ધ શીખીને વળી શી કુસ્તી માંડવી છે ?

ભ: ઇન્દ્રિયો પર કાબુ મેળવવાને એની જરૂર છે. દુબળા પડી ગએલા શરીર વડે ઇન્દ્રિયો ઉપર જય મેળવી શકાતો નથી. કસરત સિવાય ઇન્દ્રિયોને વશ કરવાનો બીજો એકે ઉપાય નથી.

પ્ર: મલ્લયુદ્ધ મને કોણ શીખવશે ? પુરૂષવર્ગ પાસેથી મારાથી મલ્લયુદ્ધ નહિ શીખી શકાય.

ભ: નિશિ શીખવશે. એ છોકરાં હરી જનારાંની કન્યા છે. એ લોકો પોતાના ટોળામાં બળવાન છોકરા છોકરીઓને જ રાખે છે. વોરન હેસ્ટિંગ્ઝે પોતેજ એ વાત જાહેર કરી છે. એમના જુથમાં રહીને બાળપણાથીજ નિશિ કસરત કુસ્તી વગેરે શીખી છે. એ સર્વ બાબતોનો અગાઉથીજ વિચાર કરીને મેં એને તારી પાસે મોકલી આપી છે.

પ્રફુલ્લે ચાર વર્ષ લગી મલ્લયુદ્ધની તાલીમ લીધી. પહેલે વર્ષે ભવાની ઠાકુરે કોઇ પણ પુરૂષને પ્રફુલ્લના મકાનમાં જવા દીધો નહિ, તેમજ પ્રફુલ્લને બહાર નીકળીને કોઇ પુરૂષની સાથે વાતસરખી પણ કરવા દીધી નહિ. બીજે વર્ષે

વાતચીત કરવાની છુટ મળી. તોપણ કોઇ મરદને તેના મકાનમાં જવા દેવામાં આવતો નહિ. ત્યારબાદ ત્રીજે વર્ષે પ્રફુલ્લે જ્યારે પોતાના કેશ કઢાવી નાંખ્યા, ત્યારે પોતાની સાથે ચુનંદા શિષ્યોને લેઇને ભવાની ઠાકુર પ્રફુલ્લને ત્યાં ઉપડતા અને પ્રફુલ્લ કેશરહિત મસ્તક સાથે મ્હોં નીચું નમાવીને તેમની સંગાથે શાસ્ત્રચર્ચા કરતી. ચોથે વર્ષે ભવાની ઠાકુર પોતાના નોકરો ભેગા લાઠીવાળા પઠ્ઠાઓને લઇને તેને ત્યાં જતા અને તેમની સાથે મલ્લયુદ્ધ કરવાનું પ્રફુલ્લને કહેતા. પ્રફુલ્લ એમના દેખતાંજ એ લોકોની સાથે મલ્લયુદ્ધ કરતી. પાંચમે વર્ષે કોઇપણ પ્રકારના વિધિનિષેધની મર્યાદા રાખવામાં ન આવી. જરૂરીયાત પ્રમાણે પ્રફુલ્લ પુરૂષોની સાથે વાતચીત કરતી; મતલબ વગર કોઇની સાથે બોલતી નહિ. પુરૂષોની સાથે સંભાષણ કરવાના પ્રસંગે એ તેમને પોતાના પુત્ર જેવાજ ગણી લેતી.

આ પ્રમાણે અનેક પ્રકારની કસોટી અને અભ્યાસ કરાવીને, અપૂર્વ સંપત્તિની અધિકારિણી બનેલી પ્રફુલ્લને કાજે ઐશ્વર્યભોગના યોગ્ય સાધનો પૂરા પાડવાની ભવાની ઠાકુર તજવીજ કરવા લાગ્યા. પાંચ વર્ષમાં બધીય તાલીમ ખલાસ થઇ.

એકાદશીને દહાડે માછલી ખાવા ઉપરાંત પ્રફુલ્લે ભવાની ઠાકુરની બીજી પણ એક વાત ન માની. તેણે એમને પોતાનો કાંઇપણ પરિચય ન આપ્યો. અનેક સવાલ પૂછવા છતાંય ભવાની ઠાકુરને કશીય બાતમી ન મળી.

## પ્રકરણ ૧૫

પાંચ વરસે અભ્યાસ કરાવવાનું કામ સમાપ્ત કરી દઈને ભવાની ઠાકુર પ્રફુલ્લને કહેવા લાગ્યાઃ પાંચ વર્ષ ઉપર તારો અભ્યાસ શરૂ થયો હતો. આજે તે ખલાસ થયો છે. હવે મરજી માફક તું તારા ધનનો ખર્ચ કરજે—હું કદી અટકાવ કરીશ નહિ. માત્ર સલાહ આપતો રહીશ, તને ગમે તો માનજે. તારા ખાવાપીવાની સોઇ હવે હું કરવાનો નથી. તારા ગુજરાનની વ્યવસ્થા તારે તારી મેળેજ કરી લેવી. કેટલીક બાબત મારે તને કહેવાની છે, તે કહી દઉં છું. પહેલાં પણ કેટલીકવાર એ વાતની સૂચના કરેલીજ છે. આજે વળી એકવાર ફરીથી તેનું સ્મરણ કરાવું છું. હવે તું કયે રસ્તે જવા માંગે છે?

પ્રફુલ્લઃ કર્મ કરીશ. મારા જેવી અનધિકારિણીને કાજે જ્ઞાન ન હોય.

ભવાની બોલ્યોઃ ઠીક; એ સાંભળીને મારા જીવને ઘણો સંતોષ થાય છે. પરંતુ આસક્તિ રાખ્યા વગર, ફળની અપેક્ષા વિનાજ કર્મો કર્યાં કરવાનાં છે. કેમકે, એજ આશયથી પ્રેરાઈને ભગવાને પણ કહ્યું છે કેઃ

**तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर।**
**असक्तो ह्याचरन् कर्म परमाप्नोति पूरुषः॥**

અનાસક્તિ શું છે? તે જાણી લે. એનું પ્રથમ લક્ષણ ઇન્દ્રિય-સંયમ છે. આ પાંચ વર્ષ દરમ્યાન તને એજ શીખવ્યું છે અને હવે વધારે શીખવવું નહિ પડે. બીજું લક્ષણ નિરહંકાર—નિરભિમાન છે. અહંકારનો ત્યાગ કર્યા વિના ધર્માચરણ થઇ શકતું નથી. ભગવાને કહ્યું છે કે:

प्रकृते: क्रियमाणानि गुणै कर्माणि सर्वश:।
अहंकार विमूढात्मा कर्ताहमितिमन्यते ॥

ઇન્દ્રિયાદિ વડે જે કાંઇ કામ કરવામાં આવ્યું હોય તે મેંજ કર્યું છે, એવા જ્ઞાનને અહંકાર કહે છે. ગમે તે કર્મ કરો પરંતુ મારા વડેજ આ કાર્ય થયું છે એવો ખ્યાલ મનમાં આવવા દેશો નહિ. કર્તૃત્વનો અહંકાર ઉત્પન્ન થતાં પુણ્ય-કર્મ પણ અકર્મત્વને પ્રાપ્ત થઈ ફલરહિત બની જાય છે. એ ઉપરાંત ત્રીજું લક્ષણ એવું છે કે નિષ્કામ કર્તવ્યભાવનાથી કર્મ કર્યાં જઇને સઘળાં કર્મોનાં ફળ ભગવાનને અર્પણ કરવાં. ભગવાને કહ્યું છે કે:—

'यत् करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत्।
यत् तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥'

હવે કહે બેટા, તું એ ધનનો શો ઉપયોગ કરીશ?

પ્રફુલ્લ: સઘળાં કર્મ શ્રીકૃષ્ણને જ્યારે અર્પણ કરી દીધાં, ત્યારે આ મારૂં દ્રવ્ય પણ એમનેજ હું અર્પણ કરી ચુકી.

ભવાની: તમામ?

પ્ર: હા, તમામ.

ભ: ઠીક, પણ એમ કર્યાથીજ કાંઈ કર્મોને વિષેની આસક્તિ ટળી ન જાય. ખોરાક મેળવવાને માટે પ્રવૃત્તિ કરવાથી પણ તું એમાં આસકત થયા વિના રહીશ નહિ. તારે ભિક્ષા માંગવી પડશે, અને એ ધન વડે શરીરની સંભાળ લેવી પડશે. ભીખ માંગવામાં પણ આસકિત જ રહેલી છે. એટલા માટે એ ધન વડે તું તારા દેહનું રક્ષણ કરજે અને સર્વસ્વ શ્રીકૃષ્ણને અર્પણ કરજે. પરંતુ શ્રીકૃષ્ણનાં પાદપદ્મને વિષે એ ધન પહોંચી શકશે શી રીતે!

પ્રફુલ્લ: મારા જાણવામાં છે કે એ વિરાટ વિભુ સર્વ પ્રાણીઓને વિષે વ્યાપી રહેલા છે. તેથી હું એ ધનને સઘળા જીવોમાં વ્હેંચી દઈશ.

ભ: ઘણું સારૂં; ભગવાને પોતેજ કહ્યું છે કે:

'यो मां पश्यति सर्वत्र सर्वंच मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥

सर्वभूतस्थितं यो मां भजत्येकत्व मा स्थितः ।
सर्वथा वर्त्तमानोपि सयोगी मयि वर्तते ॥

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः॥'

પરંતુ એ પ્રમાણે સર્વ પ્રાણીઓને દ્રવ્યનું દાન કરવાની વ્યવસ્થા કરવામાં તને ભારે મુશીબત પડશે. એ કામ તારાથી થઈ શકશે!

પ્ર: આટલા દિવસમાં મને બીજું શીખવ્યું પણ શું છે?

ભ: એ મુસીબતની વાત કરતો નથી. કોઈ કોઈ પ્રસંગે

દુકાનદારીનો ઠાઠ પણ રાખવો જોઇએ. થોડોક કપડાં લ-તાંનો ભપકો તેમજ વિલાસનો વૈભવ પણ હોવો જોઇએ. કામ ઘણું કઠણ છે. તારાથી એ બધી ખટપટ થઇ શકશે?

પ્ર: એ કેવી રીતે વળી ?

ભ: સાંભળ ! હું તો ધાડપાડુ છું—લૂંટફાટ—કરૂં છું, એ વાત અગાઉ પણ હું કહી ચૂકયો જ છું.

પ્ર: મારી પાસે શ્રીકૃષ્ણનું જે ધન છે, તેમાંથી થોડુંક આપની પાસે રાખીને તે વડે આપ ધર્મ કર્મ કરજો; દુષ્કર્મ તજી દો.

ભ: પૈસાની મારે કશી જરૂર નથી. ધનને ખાતર હું એ કામ કરતોજ નથી.

પ્ર: ત્યારે શા માટે કરો છો ?

ભ: હું રાજ્યઅધિકાર ચલાવું છું.

પ્ર: લુંટફાટ એ કાંઇ રાજાનું લક્ષણ કહેવાય !

ભ: જેના હાથમાં રાજ્યદંડ તેજ રાજા.

પ્ર: રાજદંડ તો રાજાના હાથમાં હોય.

ભ: આ દેશમાં રાજા કોઇ નથી. મુસલમાનોની સત્તા નાબુદ થઇ ગઇ છે. અલબત્ત અંગ્રેજો પગપેસારો કરી રહ્યા છે ખરા, પરંતુ રાજ્ય કેમ ચલાવવું તે એ લોકોને આવડતું નથી, અને રાજ્યશાસન કરતા પણ નથી. હું દુષ્ટોનો સંહાર અને શિષ્ટોનું સંરક્ષણ કરૂં છું.

પ્ર: લુંટફાટ કરીને કે ?

ભ: સાંભળ, એનો પણ ખુલાસો કરૂં છું.

ભવાની ઠાકુર કહેવા લાગ્યા અને પ્રફુલ્લ સાંભળવા લાગી.

ભવાની ઠાકુરે સચોટ રીતે દેશની દુર્દશાનું વર્ણન કર્યું. મહેસુલના અધિકારીઓ—જાગીરદારો—ના દુ:સહ અનાચારનુ જુલમનું ચિત્ર દોર્યું. તેમણે જણાવ્યું કે દરબારી અમલદારો દેવાદારનાં માલમિલ્કત લૂંટી લે છે. તેમનાં ઘરબાર તોડી ફોડી જમીન ખોદીને તેની અંદર દાટી રાખેલું ધન ખોળી કાઢે છે. જે ઠેકાણે આમ ધન મળી આવે છે, ત્યાં એકને બદલે હજારગણું લૂંટી લેવા છતાં ધરાતા નથી. જ્યાં ધન જડતું નથી, તે સ્થળે માણસોને કેદ કરે છે, મારપીટ કરી-ને તેમનાં ઘર સળગાવી મૂકે છે, અને પ્રાણ લે છે. દેવની પાલખીમાંથી શાલિગ્રામને ફેંકી દે છે, નાનાં નાનાં બાળકોને પગ પકડીને પટકે છે: જુવાનીયાની છાતીને વાંસ વતી છુંદી નાંખે છે: વૃદ્ધોની આંખમાં ઝેરી જીવડાં કરડાવે છે, નાભિમાં પણ તેવાજ કીડા પૂરી દે છે. જુવાન સ્ત્રીઓને દરબારમાં લઇ જઇને બધાનાં દેખતાં નવસ્ત્રી કરી નાંખે છે. તેમને ફટકારે છે, તેમનાં સ્તન કાપીને ફેંકી દે છે. સઘળાની નજર આગળ તેઓ આ પ્રમાણે સ્ત્રીજાતિનું ઘોર અપમાન કરે છે, અને બની શકે તેટલી તેમની દુર્દશા કરવામાં પાછી પાની કરતા નથી.

અસલના કવિઓની પેઠે આ ભયંકર અવસ્થાનું છટાદાર શબ્દોમાં વર્ણન કરતાં ભવાની પાઠક કહેવા લાગ્યા: એજ દુરાત્માઓને હું સજા કરૂં છું અને અનાથ નિરાધારોનું રક્ષણ કરૂં છું. તે જોવું હોય તો બેચાર દિવસ મારી સાથે રહે.

પ્રજા વર્ગની આવી વિટંબણા સાંભળીને પ્રફુલ્લનું હૃદય પાણી પાણી થઇ ગયું. ભવાની ઠાકુરને તેણે ખૂબ ધન્યવાદ આપતાં કહ્યું કેઃ હું સાથે આવવા તૈયાર છું. મારૂં ધન ખર્ચવાની મને જો છૂટ હોય, તો થોડુંક દ્રવ્ય મારી સાથે હું લેતી આવું અને દીન દુખીઆરાંને જરૂર આપતી આવું.

ભઃ ભલે, પણ હું કહી ચુકયો છું કે આ બાબતમાં દુકાનદારી વેશ ભજવવો જરૂરનો છે. મારી સાથે આવવું હોય તો તીમતડાક થઈને, બની ઠણીને આવવું પડશે. સં-ન્યાસિનીના વેશમાં આ કાર્ય પાર નહિ પડે.

પ્રઃ મેં તો બધાંય કર્મ શ્રીકૃષ્ણને અર્પણ કરી દીધાં છે; કર્મ એમનાં છે, મારાં નથી. કર્મના ઉદ્ધારના કાર્યમાં પણ જે સુખ દુઃખ સમાએલાં છે, તે પણ એમનાંજ છે, મારા નથી. એમનાં નામને માટે જે કરવાનું હશે, તે ખુ-શીથી કરીશ.

ભવાની ઠાકુરનો મનોરથ ફળીભૂત થયો. લુંટફાટ કરવાને નીકળી પડતી વખતે પ્રફુલ્લે પણ મહોરોનો ચરૂ લઈને ભવાની ઠાકુરનો સંગાથ કીધો. નિશિ પણ સામેલ થઇ.

ભવાની ઠાકુરનો હેતુ ગમે તે હોય, પણ તેમને એક તેજદાર અસ્ત્રની જરૂર હતી. પ્રફુલ્લને પાંચ વર્ષ સુધી પોતાની પાસે રાખીને ગ્યોગ્ય શિક્ષણ આપી એ જરૂરીયાત તેમણે યશસ્વી રીતે પાર પાડીને એક તેજદાર હથિયાર બનાવી લીધું. મરદ મળ્યો હત તો તો ઠીકજ થાત, પરંતુ પ્રફુલ્લ-ના જેવો સર્વગુણસંપન્ન પુરૂષ પણ મળી આવવો મુશ્કેલ

હતો—ખાસ કરીને એટલું ધન પણ કોઈ પુરૂષ પાસેથી મળી શકત નહિ. દ્રવ્યની કુમક સહુથી જબરી ગણાય છે. ભવાની ઠાકુર પાસે તેનો અભાવ હતો. પણ એમણે એક મોટી ભૂલ કરી હતી. એકાદશીને દિવસે પ્રફુલ્લ હઠીલી બનીને માછલી ખાતી હતી, એ વાત તેમણે જુદાજ દૃષ્ટિબિન્દુથી જોવાની હતી. ભલે! હવે આપણે પ્રફુલ્લને જીવન તરંગોમાં ગોથાં ખાતી છોડી દઈને પાંચ વર્ષ નિદ્રા સેવીએ. પ્રફુલ્લને બીજું ઘણું શિક્ષણ મળ્યું હતું, પરંતુ કર્મશિક્ષા ન્હોતી મળી. આ પાંચ વર્ષ દરમ્યાન એને કર્મશિક્ષા મળવા દઈએ.



# બીજો ખંડ

## પ્રકરણ ૧

પાંચ ને પાંચ દશ વર્ષ પસાર થઇ ગયાં. શુદ્ર કન્યા કહીને હરવલ્લભે પ્રફુલ્લને પોતાનાં ઘરમાંથી કાઢી મૂકી હતી, તે બનાવને આજે દશ વરસ વીતી ગયાં છે. એ દશ વર્ષ હરવલ્લભને સુખરૂપ પસાર થયાં નહિ. દેશની દુર્દશાનું વર્ણન અમે કરી ચૂકયાજ છીએ. ઇજારદાર દેવીસિંહનો અત્યાચાર તો વળી એથી યે વધારે ભયંકર હતો. એક વખત હરવલ્લભના તાલુકામાંથી તેનો ખજાનો આવતો હતો. લૂંટારાઓએ તેને રસ્તામાંજ લૂંટી લીધો. એજ કારણને લીધે ઇજારદાર દેવીસિંહનો ખજાનો રાખવાનો હક ડુબાવવામાં આવ્યો. તે પ્રસંગે દેવીસિંહે એક તાલુકાનું લીલામ કરીને તેની ઉપજ પચાવી પાડી. દેવીસિંહને વેચાતું લેતાં સારી પેઠે આવડતું હતું. હેસ્ટિંગ્ઝ સાહેબ અને ગંગા ગોવિન્દસિંહની મહેરબાનીથી સરકારના બધા જ અમલદારો દેવીસિંહના હાથમાં રમકડાં જેવા થઇ પડયા હતા. આથી હંમેશાં તે પોતાનું ધાર્યુંજ કરતો.

હરવલ્લભનો દશહજાર રૂપીયાની કીંમતનો તાલુકો માત્ર અઢીસોમાંજ તેણે ખરીદી લીધો. તેમ છતાં એની તીજોરીનું તળીઉં આવી ગયું. હરવલ્લભની દેવાદાર સ્થિતિનો અંત આવ્યો નહિ. રખેને દેવીસિંહ કાંઇક જૂલમ ગુજારશે એવા ડરથી એણે પોતાની એક મિલ્કત ગીરો મૂકીને તેનું દેવું પતાવી દીધું. તેમની ઉપજ એકદમ ઘટી ગઇ. આવક કમી થઈ ગઈ, પરંતુ બાપદાદાની અસલી રીત પ્રમાણે ખર્ચ તો તેવોજ લખલૂટ ચાલુ રહ્યો. ઘણાંક મનુષ્યોને જીવનમાં એવો અનુભવ થાય છે. તે પ્રસંગે લક્ષ્મી આવીને તેમને કહે છે: અરે મૂર્ખ ! ક્યાં તો જૂની પદ્ધતિ તજી દે, નહિ તો મારો ત્યાગ કરી દે. ઘણા તેનો આવો જવાબ આપે છે: મા ! મારાથી આપનો ત્યાગ કરી શકાશે, પરંતુ મારી જૂની પદ્ધતિને તિલાંજલિ નહિજ આપી શકાય. હરવલ્લભ પણ એજ કોટિનો મનુષ્ય હતો. એને ત્યાં હોળીના રંગરાગ, દુર્ગાપૂજા, ક્રિયાકર્મ, દાન ધ્યાન, ખાણીપીણી વગેરે બાબતમાં ગાડું અસલી ઉડાઉ પદ્ધતિનેજ ચીલે ચાલ્યાં કરતું હતું. ડાકુઓએ ખજાનો લૂંટી લીધાથી દુકાળમાં અધિક માસ જેવો ઘાટ તેને થયો. લૂંટારાના ભયને લીધે લાઠીવાળા રક્ષકોના ખર્ચનો બોજો વધ્યો. સરકારી ખજાનાનું લીલામ થઈ જવાથી ઘણે અંશે તે વટક પડી ગયો. થોડીક જમીન વેચાવી રહી ગઇ હતી, તેને પણ વેચી નાંખવાની પાળી આવી પડી. જે કાંઈ મિલ્કત હતી તે બધીજ વેચાઇ ગઇ, સિલકમાં કશું રહ્યું નહિ. દેવાનો ઢગ થવા લાગ્યો.

મુદ્દલના કરતાં વ્યાજ વધી પડ્યું. અત્યાર લગી બધું ઉધાર મળ્યા કરતું હતું, પરંતુ હવે શાખ જતાં રહેવાથી તે પણ બંધ થઇ ગયું.

એ ઉપરાંત દેવીસિંહનું પણ રૂપીયા પચાશ હજારનું લ્હેણું હતું. હરવલ્લભે ઘણીયે ધમપછાડ કીધી, ઘણાયે ફાંફાં માર્યાં પણ કાંઇ વળ્યું નહિ. એને ગિરફતાર કરવાને વૉરન્ટ છૂટ્યું. એ સમયે અંગ્રેજ સરકારના કાયદા ઘડાયા ન હતા. કાયદા વિનાજ સઘળું કામકાજ ચાલતું. દેવીસિંહે તેથી કાયદા કાનૂનનો આશ્રય લેવાની તસ્દી લીધા વગરજ હરવલ્લભને ગિરફતાર કર્યો.



## પ્રકરણ ૨

આજે ભારે ધામધૂમ મચી રહી છે. જમાઈરાજ વ્રજેશ્વરબાબુ સાસરે પધાર્યા છે. કયે સાસરે તેમની પધરામણી થઇ છે, એ કહેવાની જરૂર નથી. સાગરના બાપને ઘેર આજે તેમનું આગમન થયું છે. એ જમાનામાં જમાઇનું આવવું જેવું તેવું ગણાતું નહિ. સાસરીયામાં જમાઈની સ્વાગતભરી

સરભરા કાંઇક અનેરીજ થતી. તેમાં વળી વ્રજેશ્વરની સાસરે પધરામણી ભાગ્યેજ થતી હોવાથી, આજે આખા ગામની માછલીઓ ગભરાટની મારી આમતેમ નાસાનાસ કરી રહી છે. માછીઓની દુષ્ટતાના ડરથી તેઓના પ્રાણ કંપી રહ્યા છે. આજે તેમને પોતાની પ્રાણરક્ષા કઠણ ભાસે છે. માછણોએ તળાવનું પાણી ડોળી નાંખ્યું છે. માછલી ચોરવાની ઉમેદને લીધે આજે બાળકોએ પોતાની નિશાળો સાથે અસહકાર કર્યો છે. દહીં, દૂધ, માંખણ, છાશ, મલાઈ વગેરે પર ફરમાસુ દરોડો પડવાની આશામાં ને આશામાં ભાટીયાઓનાં ભેજાં ભ્રમિત થઇ ગયાં છે. પહેલાં જેમાં તેઓ એક શેર પાણી ભેળતા હતા, તે તાંબડામાં આજે રઘવાટના માર્યા તેમણે ત્રણ શેર પાણી ઝોકાવી દીધું છે, અને જેમાં ત્રણ શેર પાણી ખાસ્સી રીતે ભેળતા તે તાંબડાને માત્ર શેર પાણી સાથેજ પરણાવી દીધો છે! કાપડીઆઓ પણ આજે કમાલ કરી રહ્યા છે. ઉત્સાહના આવેશમાં કાપડના મોટા મોટા ડુંગરો આમથી તેમ ઉપાડી તેઓ સારા ગામને પોતાનાં માલનું પ્રદર્શન બતાવવાની અજબ કવાયત કરી રહ્યા છે. જમાઇના નજરાણાં માટે લોકોને તેઓ ધોતીઆં, ચાદરો વગેરે ઉપરાચાપરી દેખાડયે જાય છે, પરંતુ જમાઇને બક્ષિસ કરવા યોગ્ય માલ નજરે પડતો નથી. મહોલ્લાની સ્ત્રીઓ પણ આજે ભારે ધાંધલ કરી રહી છે. જેમની પાસે જે જે કાંઈ દાગીના હતા તેટલા લઇ બધાનેજ પહેલ પાલીસ કરાવવા આજે પહોંચી ગઈ છે. કોઈ કોઇ તો વળી પોતાને

હાથેજ સાફસુફ કરી રહી છે. ઘરેણાં નથી, તેઓએ જ્યાં-ત્યાંથી સોના ચાંદી વગેરેનાં ઘરેણાં માંગીતાગીને પણ આજે સુંદર શણગાર સજ્યો છે. કારણ કે, બાવળીયા જેવા વેષે કાંઇ ગામના જમાઈનું મ્હોં જોઇ શકાય ? જેમનો સ્વભાવ મોજીલો છે, તે યુવતિઓએ જૂની પુરાણી બે ચાર રસિક વિનોદવાર્તાઓ ગોખી રાખી છે. જેમનો સ્વભાવ એવો રસિક નથી, તેઓ ઘરનાં બીજાં કોઇ માણુસો જાણે નહિ એમ મિષ્ટાન્ન બનાવવાની તજનીજ કરી કહ્યાં છે. વાર્ત્તા વિનોદનું ટીખળ તો પછી થઇ રહેશે—પહેલાં મિષ્ટાન્નની લહેજત લુંટવી જોઇએ. એને માટે ઘેરેઘેર કમિટીઓ નીમાવા લાગી. તરેહતરેહની લહેજતદાર ખાવા પીવાની ચીજો અને ફળફળાદિકની તૈયારી થઇ રહી. ત્યારબાદ દાંતમાં મિસ્સી લગાડીને મધુરૂં મધુરૂં હસતી, જમાઇરાજને જોવાને લટક મટક ચાલથી બધીઓ ઘરની બહાર નીકળવા લાગી.

પણ જેને ખાતર આટલી બધી ધમાલ થઇ રહી છે, તેને મન કોઇ પ્રકારની શાન્તિ નથી. વ્રજેશ્વર મોજમજા કરવાને સાસરે આવ્યો નથી. પિતાને કેદ કરવાને વોરન્ટ નીકળી ચૂકયું છે—બચવાનો કોઇ ઉપાય નથી—રૂપીયા કોઇ ઉધાર ધીરતું નથી. સસરાની પાસે નાણાંની સગવડ છે. એ જો મન પર લે તો રૂપીયા ઉછીના આપી શકે. એટલા માટેજ વ્રજેશ્વરબાબુ આજે સાસરે પધાર્યા છે.

સસરાએ ખુલાસો કર્યોઃ ભાઇશ્રી ! મારી પાસે જે કાંઇ

મિલ્કત છે, તે તમારા ઉપયોગને કાજેજ છે. મારે તમારા સિવાય બીજું છે પણ કોણ? પરંતુ રૂપીયા જ્યાં લગી મારા કબજામાં હશે, ત્યાં લગીજ સલામત રહેવાના. તમારા બાપને આપી દીધા પછી મારી પાસે શું રહેશે, ધૂળ? લ્હેણુદાર બધું હોઇયાં કરી જશે. માટે તમારી મિલ્કતને તમારા હાથેજ નાશ કરતાં પહેલાં જરા ઉંડો વિચાર કરવાની જરૂર છે.

વ્રજેશ્વરે કહ્યું: ભલે, થવાકાળ હશે તે થશે—મારે જરા પણ દ્રવ્યની જરૂર નથી. આ આફતમાંથી પિતાશ્રીને ઉગારવા એ મારૂં પ્રથમ કર્ત્તવ્ય છે.

સસરાએ રૂવાબભેર જવાબ દીધો: તમારા પિતા ઉગર્યાથી મારી પુત્રીને શો લાભ? રૂપીયા હશે, તોજ મારી દીકરી સુખ પામશે—સસરો ઉગર્યાથી કાંઇ મારી દીકરીનું દુ:ખ દૂર થઈ શકવાનું નથી.

સસરાની આવી તડ ને ફડ વાતથી વ્રજેશ્વરનો મિજાસ જતો રહ્યો. તે કહેવા લાગ્યો: ભલે, ત્યારે તમારી પુત્રી રૂપીયા સંભાળીને બેસી રહે. હું સમજી ગયો, આપને જમાઇની કાંઈ જરૂરીઆત નથી. તો હું આપની પાસેથી વિદાય થાઉં છું. આ મુખ હવે ફરીથી આપને નહિ દેખાડું.

સાગરના પિતાનો પિત્તો પણ ખસી ગયો. ભવાં ચઢાવીને તેમણે વ્રજેશ્વરને પાણીપોચો કરી નાંખ્યો. વ્રજેશ્વરે ભરી ભરીને સામા જવાબ આપ્યા. વાત એટલી હદ

સુધી વધી ગઇ કે વ્રજેશ્વર આખરે પોતાના ગાંસડા પોટલાં બાંધવા લાગ્યો. આ બાબતની સાગરને જાણ થતાં તેનાં દુઃખનો પાર ન રહ્યો.

સાગરની માએ જમાઇને અંદર બોલાવ્યો, અને બહુ-બહુ પ્રકારે સમજાવીને ટાઢા મીઠા પાડવાના ફાંફાં માર્યાં. પરંતુ જમાઇનો મિજાજ છાપરે ગયો એટલે તે એકનો બે ન થયો. ત્યારબાદ સાગરનો વારો આવ્યો.

એ જમાનામાં સ્ત્રીઓને પતિમિલન સાસરે (દિવસના વખતે) જેટલું મુશ્કેલ થઇ પડતું, તેટલું પીએરમાં મુશ્કેલ ન લાગતું. તેથી સાગર એકાન્તમાં પોતાના પતિને મળી. પતિના પગ આગળ આળોટી પડીને કહેવા લાગી: આપ એક દિવસ વધુ રોકાઇ જાઓ; મેં તો કાંઇ કસૂર કર્યો નથી ને?

વ્રજેશ્વર તે વખતે ગુસ્સાથી ગાંડો બની ગયો હતો. ઝનુનમાં તેણે ઝટ દઇને પોતાનો પગ ખસેડી લીધો. જ્યારે ક્રોધ નખશીખ વ્યાપી ગયો હોય છે, ત્યારે શરીરની સઘળી ક્રિયાઓ ભારે જોશબંધ થાય છે, હાથ પગ પણ એવે વ-ખતે કાબુમાં રહી શકતા નથી. કરવા કાંઇ જાય છે તો વિકારના આવેશમાં કાંઈ જૂદુંજ થઇ જાય છે. એ કારણને લીધે તેમજ સાગરના કાંઈક ગભરાટને લીધે કાચું કપાઈ ગયું. સાગરના શરીર પર પગ જરા જોરથી લાગી ગયો. સ્વામીએ ગુસ્સે થઇને લાત મારી એમ તેણે માની લીધું. તેનો પગ છોડી દઇને છંછેડાએલી નાગણની પેઠે સાગર

ઓચીંતી ઉભી થઈ ગઇ અને કહેવા લાગી: કેમ, મને લાત કેમ મારી ?

લાત મારવાનો મારો કાંઈ ઇરાદો ન હતો—અજાણતાં લાગી ગઇ છે એ પ્રમાણે વ્રજેશ્વરે જો ખુલ્લા દિલથી ખુલાસો કરી દીધો હત, તો તો તકરારનો અંત આવી જાત. પરંતુ એનું મગજ કાબુમાં ન હતું; તેમાં વળી ડોળા ઘૂરકાવી વકરાએલી વાઘણની પેઠે સાગર સામે ઉભી રહી હતી, એટલે એ પણ હદ ઉપરાંત વકરાઇ ગયો. તે બોલી ઉઠયો: વારૂ, જાણી જોઇને મારી હોય તોયે શું ? તું મોટા માણસની દીકરી છે તેથી શું ? ખબર છે, આ પગની તારા બાપેજ પૂજા કીધી હતી ?

ક્રોધના ઝનુનમાં સાગરની બુદ્ધિ પણ ઝ્હેર મારી ગઇ. તે એકદમ કહેવા લાગી: એમણે ઝખ મારી. હું તેનું પ્રાશ્ચિત કરીશ.

વ્ર: સામી લાત મારશો, ખરૂં ને ?

સા: હું એટલી બધી અધમ નથી. પણ હું જો બ્રાહ્મણની કન્યા હઇશ, તો તમેજ મારા પગ—

સાગરનું વાક્ય પૂરૂં થતાં પહેલાંજ પાછલી બારીમાંથી કોઇ બોલી ઉઠ્યું: તમારા ખોળામાં મૂકીને નોકરની પેઠે ચાંપવા મંડી જશો.

સાગરને હોઠે પણ કાંઇક એવાજ શબ્દો આવી ગયા હતા. તેણે ઝાઝી તસ્દી લીધી નહિ; સારાસારનો વિચાર કર્યો નહિ તેમજ પાછળ નજર સરખીયે કીધી નહિ. ક્રોધના

આવેશમાં ભડાક કરતી તે ગાજી ઉઠીઃ હા, મારા પગ આપના ખોળામાં લઇને નોકરની પેઠે ચાંપવા પડશે.

વજેશ્વરનો ક્રોધ હવે સાતમા આસમાન પર પહોંચી ગયો હતો. તેણે પણ આગળ પાછળ નજર નાંખ્યા વગરજ એકદમ ધ્રુજારો કર્યોઃ હું પણ એમજ કહું છું કે, જ્યાં સુધી તારા પગ મારાથી ચાંપી શકાશે નહિ ત્યાં સુધી હું તારૂં મ્હોં સુદ્ધાં જોવાનો નથી. હું જો બ્રાહ્મણપુત્ર ના હોઉં તો મારી આ પ્રતિજ્ઞાનો ભંગ કરૂં.

એમ કહી ક્રોધથી ધુંવાપુંવા થતો વજેશ્વર ત્યાં આગળથી ઝટ પસાર થઇ ગયો. સાગર પગ પછાડીને છાટીફાટ રૂદન કરવા લાગી. એ સમયે સાગર જે ઓરડામાં બેઠી બેઠી રોતી હતી ત્યાં આગળ એક દાસી આવીને છાનીમાની ઉભી રહી. વજેશ્વરના ગયા બાદ સાગરની શી સ્થિતિ થઇ છે, તે જોવા સારૂ એ ત્યાં આવી હતી. હળવે રહીને તે ઓરડામાં દાખલ થઇ અને ખુબીભરેલી રીતે એકાદ બે કામ કરવા મંડી ગઈ. સાગરને પણ એજ વખતે બારીવાળી વાત એકાએક સાંભરી આવી. તેણે દાસીને ઓચીંતો સવાલ કર્યોઃ કેમરે, અલી ! બારીમાં ઉભી ઉભી શું બબડ્યા કરતી હતી ?

તેણે જવાબ દીધોઃ નહિ જી, હું કંઇ ત્યાં નહોતી.

સાગર કહેવા લાગીઃ ત્યારે જો તો, બારી આગળ કોણ છે ?

તેજ સમયે દેવી સરખી દિવ્ય કાન્તિવાળી એક સુંદર

સ્ત્રી અચાનક તે ઓરડામાં આવી ચઢી ને બોલી ઉઠી: બારી આગળ હું હતી.

સાગરે કહ્યું: તું કોણ છે ?

તે બોલી: તમારામાંથી કોઇનેજ મારી ઓળખાણ પડતી નથી, એમ ?

સાગરે કહ્યું: ના, તું કોણ છે ?

તે સુંદરીએ જવાબ દીધો: હું દેવી ચૌધરાણી છું. દાસીના હાથમાંથી પાનનો દાબડો ઓચીંતો સરી પડયો. તેનો જે ખડખડાટ થયો તેની સાથે સ્વર મેળવીને દાસી પણ આં–આં–આં–આં કરીને ભેંકડો તાણવા લાગી. તેજ વખત એની કેડપરથી વસ્ત્ર પણ ઓચીંતું સરી પડયું !

દેવી ચૌધરાણી તેના તરફ ફરીને તડુકી ઉઠી: ચૂપ રહે, હરામજાદી ! ઉભી રહે !

દાસી રોતી રોતી એકદમ ઉભી થઇ ગઈ. સાગર પણ પરસેવે પરસેવે નાહી ગઇ હતી. તેના મુખમાંથી શબ્દ સરખો પણ નીકળ્યો નહિ. તેણે પોતાને કાને જે નામ સાંભળ્યું હતું, તે નામ નાના મોટાં ઘરડાં જુવાન કોણે નહોતું સાંભળ્યું ? એ નામ ઘણું ભયંકર હતું !

પરતુ અચાનક સાગર ખડખડાટ હસી પડી. તે જોઇને દેવી ચૌધરાણી પણ હસવા લાગી.



પ્રકરણ ૩

સમય વર્ષાઋતુનો છે. ચંદ્રના આહ્‌લાદકારક કિરણો વડે રાત ઉજળી બની રહી છે. એ જ્યોત્સ્નાના માધુર્ય આગળ તેની ઉજ્જવલતા પણ ઘણે અંશે ઝાંખી પડી જાય છે. તેના પર અવારનવાર આછો અંધકાર છવાઈ રહે છે—સ્વપ્નાવસ્થાના અનુભવની ઝાંખી કરાવતું હોય તેમ એ આવરણ પૃથ્વીને ઢાંકી દે છે. ત્રણ વહેણવાળી ગંગા નદીના બન્ને કાંઠા પર પૂર વેગથી ધસતાં પાણી પ્રસરી રહ્યાં છે. ઝડપીલી ગતિથી વહેનારી એ દિવ્ય સરિતાનાં સ્રોત પર ચન્દ્રના કિરણો ચમકી રહ્યાં છે—એ કિરણો અજબ મસ્તીથી નદીના પ્રવાહ પર, વમળ ઉપર તેમજ કોઇ કોઇ ઠેકાણે નાનાં નાનાં મોજાં ઉપર પણ ઝળાંઝળાં થઈ રહ્યાં છે. જ્યાં જ્યાં વમળોની છોળ ઉછળે છે, તે તે સ્થાન પર અનેરો ઝગઝગાટ ભાસે છે. ખડકોની સાથે અથડાવાથી એ મોજાં ભાંગી જતા હોય એવો જ્યાં ભાસ થાય છે, તે તે સ્થાન પર પણ દિવ્ય પ્રકાશ ચમકી રહે છે. જ્યાં કિનારા પરનાં વૃક્ષના મૂળ સુધી પાણી ઘુસી ગયું છે, ત્યાં વૃક્ષોની છાયા પડતી હોવાથી, તે સ્થાન પર ગાઢો અંધકાર પ્રસરી ગયો છે. એ અંધારામાં ઝાડનાં ફળ ફુલ અને પાંદડાં સુદ્ધાં એ પૂરના

પ્રવાહમાં વેગથી ઘસડાઈ જાય છે. કિનારા ઉપર જોસબંધ એ છોળ ઉછળી રહેલી હોવાથી, એ સ્થાન પર તરતર કલકલ પતપત એવો મધુર અવાજ સંભળાઇ રહ્યો છે—પરંતુ એ સર્વ ઘટના પર અંધકારનું સામ્રાજ્ય પ્રસરી રહ્યું છે. નિઃસીમ અંધકારમાં એ વિશાલ પ્રવાહ સમુદ્રની શોધમાં પક્ષીની જેમ પૂર વેગથી છૂટી રહ્યો છે. નદીના પ્રત્યેક કિનારા પર શુમાર વિનાનો કલકલ શબ્દ થઇ રહ્યો છે. ભમરા ઘોર ગુંજારવ કરી રહ્યા છે; પ્રવાહની છોળો પણ એક બીજા સાથે અફળાતાં તેવોજ સુસવાટ કરી રહી છે. એક અદ્દ્ભુત ગગનવ્યાપી ગંભીર શબ્દ થઈ રહ્યો છે.

એજ ગંગા નદીના ઉપર કિનારાની નજીકમાંજ સહેલગાહ માટેની હોય એવી એક પનાઈ લાંગરવામાં આવી છે. એ પનાઈથી થોડેક દૂર, એક વિશાળ આમલીના ઝાડની છાયા હેઠળ અંધારામાં બીજી એક હોડી પડેલી છે—એનું વર્ણન પછી કરવામાં આવશે, પહેલાં પનાઈનીજ વાત કરીશું. એ પનાઇને તરેહતરેહનાં રંગીન ચિત્રકામથી શણગારવામાં આવી હતી કેટકેટલી મૂર્ત્તિઓ તેના ઉપર નકશીકામ વડે કોતરવામાં આવી હતી. તેના પિત્તળના હેન્ડલ અને દાંડા પર રૂપેરી ગીલીટ ચઢાવવામાં આવ્યું હતું. અગ્રભાગે માછલીના મ્હોં સરખો આકાર શોભી રહ્યો હતો, અને તેને પણ ઢોળ ચઢાવવામાં આવ્યો હતો. પનાઈ બધી જગાએથી એકદમ સાફસુફ તીમનડાક ઝળાંઝળાં થઇ રહી છે. માછીઓ એકજ બાજુએ વાંસની પાલખ જેવું કરીને સૂઇ રહ્યા છે. તેમની

શાન્ત નિદ્રાનો કોઇ પ્રકારે ભંગ થાય એવો સંભવ જણાતો નથી. માત્ર પનાઇ ઉપરના ચપટા છાપરાના અગાસી સરખા ભાગ ઉપર એક માણસ છે. દેખાવ અદ્ભુતજ ભાસે છે!

એ અગાસીમાં એક નાનકડો ગાલીચો બીછાવેલો છે. જાડાઇમાં એ આંગળપૂર હોવા ઉપરાંત તે ઘણોજ સુંવાળો અને તરેહવાર ચિત્રોવડે શોભી રહ્યા છે. તે ગાલીચા ઉપર એક બાઇ વિરાજમાન થએલી છે. તેની ઉમ્મર કેટલા વર્ષની હશે, એ ઝટ કળી શકાય તેમ નહોતું. પચ્ચીશની નીચે આવો ભરાઉ બાંધો ભાગ્યેજ જોવામાં આવે છે, તેમજ પચ્ચીશની ઉપર યૌવનનું આવું લાવણ્ય પણ જવલ્લેજ જળવાઇ રહે છે. વય એનું ગમે તેટલું હોય, પરંતુ એ બાઈ રૂપરૂપના અંબાર સરખી હતી એમાં કોઈ પ્રકારનો સંદેહ નથી. એ સુંદરી પાતળી સોટા જેવી નથી, તેમજ એને ધાબડધીંગી પણ કહી શકાય નહિ. ખરૂં પૂછાવો તો એનાં સઘળાં અંગપ્રત્યંગ ઉત્તમ કલાકારની કૃતિને છાજે તેવાં મોહક અને સુરેખ હતાં. આજે ગંગા જેમ કાંઠે કાંઠે ભરછક દીસે છે, તેવાંજ એ સુંદરીનાં સર્વ અવયવો પણ યૌવનજલથી ભરપૂર છે. એ ઉપરાંત એની કાયા પણ વિલક્ષણ ઉન્નત દીસે છે. દેહ ઉન્નત કહ્યાથી એને કદરૂપા સ્થૂલ અંગવાળી સમજવી નહિ. એના શરીરને વિષે યૌવનની યથેષ્ટ વૃદ્ધિ થએલી હોવાથી પ્રત્યેક અવયવમાં તે આકર્ષક રીતે ઉભરાઈ રહ્યું છે. નદીનું જલ કાંઠે કાંઠે પૂર મસ્તીમાં ઉભરાઇ રહીને તેની છોળ ઉછળા રહી છે.

જલ અસ્થિર અને ચચલ છે, પરંતુ નદી કાંઈ તેથી અસ્થિર અને ચંચલ બની નથી, તે તો નિસ્તરંગ–શાન્તજ છે. એનું લાવણ્ય ચંચલ છે, પરંતુ એ લાવણ્યમયી ચંચલ નથી–નિર્વિકાર છે. સુંદરી જ્યોત્સ્નામયી ભાગીરથીની સહીયર બનેલી છે; તેથીજ એ પણ તેના જેવીજ શાન્ત, ગંભીર, મધુર અને આનંદમયી છે. નદીની જેમ સુન્દરીએ પણ ખુબ સાજ સજેલો છે. ઢાકાના કાપડનું આજકાલ એટલું માન નથી—પરંતુ સો વર્ષ પહેલાં એ કાપડ ઘણું સારૂં થતું હતું તેમ તેની કીંમત તથા કદર પણ તેવીજ થતી હતી. એ સુંદરીએ એક સુંદર, સાફ, બારીક ઢાકાઈ સાડી પહેરી હતી, તેમાં વચ્ચે વચ્ચે જરીના બુટ્ટા શોભી રહ્યા હતા. એ સાડીની અંદર તેણે હીરા મોતીથી ઝળાંઝળાં થઇ રહેલી ફ્રેન્સી ચોળી પહેરી છે. હીરા, પન્ના, મોતી, સુવર્ણ વગેરેનાં અલંકારોમાં સુસજ્જીત થએલી સુન્દરીની સર્વાંગ સુંદર દેહલતિકા ચન્દ્રની અમી વરસાવનારી ચન્દ્રિકામાં જાણે શુભ્ર હાસ્ય નહિ કરતી હોય એમ ઝળહુળી રહી છે. નદીના જળમાં જેવો ચળકાટ છે, તેવોજ એના શરીરનો પણ અલૌકિક ચમકારો છે. એનું સફેદ વસ્ત્ર ચાંદનીના સ્મિતમાં ચળકી રહેલા નદીજલનાં જેવું ભાસે છે. અને એ જલમાં જેમ વચ્ચે વચ્ચે ચંદ્રનાં કિરણો ઝગમગી રહ્યાં છે, તેવીજ રીને હીરા, મોતી વગેરે રત્નો પણ એનાં ઉજળા ફટ્ટક વસ્ત્રની અંદર ઝગઝગાટ કરી રહ્યાં છે. વળી નદીને કાંઠે જેમ ઝુકી રહેલાં વૃક્ષોની છાયા આવી

રહી. છે, તેવીજ છટાથી એના વાળ વિખેરાઇને એનાં ભિન્ન ભિન્ન અવયવો પર પથરાઇ રહ્યા છે. વાંકડીયા વાળનાં ગુંચળેગુંચળાં એની ખાંધપર, ભુજા પર, પીઠ ઉપર તેમજ છાતી ઉપર ફેલાઇને કાંઇક અલબેલા કામણગારા બહારમાં દીપી રહ્યા છે. તેમની ઉપર ચન્દ્રનો મધુર પ્રકાશ અજબ ખેલ ખેલી રહ્યો છે. એ કેશકલાપની સુગન્ધિભરી સુવાસ-થી આસપાસની હવા મ્હેંક મ્હેંક થઇ રહી છે. એ સુવા-સિત કેશને તેણે જૂઇનાં પુલની માળાથી મોહક રીતે શણગાર્યા છે.

અગાસીમાં ગાલીચો બીછાવ્યો છે. ને આ સુંદરી પોતે જાણે સાક્ષાત સરસ્વતીની પ્રતિમા ન હોય એમ વીણા બજાવી રહી છે. જ્યોત્સ્ના સરીખી તેના દેહની દિવ્ય કાન્તિ ચન્દ્રના ઉજ્જવલ પ્રકાશની સાથે એકતા અનુભવી રહી છે. તેની વીણાનો મૃદુ મધુર ધ્વનિ પણ એ સર્વની સાથે તેટલાજ અભેદભાવથી ભળી જાય છે. પાણીનાં મોજાં પર ચન્દ્રનાં કિરણો જેમ ખેલી રહ્યાં છે, તેવીજ વિલાસવૃત્તિથી એ સુન્દરીનાં અલંકારોની સાથે પણ તેઓ ક્રીડા કરી રહ્યાં છે. વનનાં ફુલોની સુગંધ જેમ ચાંદનીના ચમકારાથી મસ્ત થએલા પવનની સાથે વિહાર કરી રહી છે તેવીજ રીતે એની વીણાનો સૂર પણ તેની સંગાથે ખેલી રહ્યો છે. ઝમ્ ઝમ્ છન્ છન્ છનન્ છનન્ દમ્ દમ્ દિમ્ દિમ્ એમ વીણાનો નાદ થઇ રહ્યો છે. વીણા કોઇ કોઇ વાર રૂદન કરે છે, કદી ક્રોધ કરે છે, કદી નૃત્ય કરે છે,

કવચિત્ લાડ કરે છે, વળી પાછી ગાજી ઉઠે છે, વાગતી વાગતી જરા વારમાં ઓચીંતી હસવા લાગે છે. ઝીંઝોટી, ખમાચ, સિન્ધુ–કેટલીયે મીઠી મીઠી રાગિણીઓ વાગી. કેદારો, હમ્મીર, બિહાગ—કેટલીયે ગંભીર રાગણીઓ નીકળી. કાનડો, સોહીણી, વાગીશ્વરી વગેરે ભવ્ય રાગિણીઓ પણ ગવાઇ. કુસુમની માલાની જેમ તેનો નાદ નદીના કલ્લોલના પ્રવાહમાં ઘસડાઇ ગયો. ત્યારબાદ એકાદ બે પડદાને ચઢ ઉતાર કરીને અજબ ઉત્સાહના આવેશમાં આવી જઇને એ વિદુષી રમણીએ તે વીણાના તારોમાં એક ઝટકાની સાથે ઝણઝણાટ કરી મૂંયો. પીંપળપાન સરખા તેના કાન એકા-એક ડોલવા લાગ્યા. માથા ઉપર સાપના જેવાં વાળનાં ગુંચળાં હતાં તે પણ હાલવા લાગ્યાં—વીણામાં નટ રાગિણી વાગવા લાગી. તે વખતે વાંસની પાલખ જેવું બનાવીને એક બાજુએ જે માણસો પડી રહ્યા હતા, તેમાંથી એક મનુષ્ય ઉઠીને આવ્યો અને એ સુંદરીની પાસે ચૂપચાપ ઉભો થઈ રહ્યો.

એ પુરૂષ લાંબો પહોળો અને બાંધી દડીનો છે. મોંઢા પર મોટા મોટા શીળીઆ છે. ગળામાં યજ્ઞોપવિત છે. તેણે પાસે આવીને પૂછ્યું: શું થયું?

સુંદરી બોલી: કેમ, નથી દેખાતું?

પુરૂષ બોલ્યો: કાંઇ નો નથી. કોણ આવે છે?

બીછાના પર એક નાનકડું દૂરબીન પડયું હતું. દૂર-બીનો એ જમાનામાં ભારતમાં નવાં સવાંજ આવ્યાં હતાં—

દૂરબીન લઇને સુંદરીએ તે પુરૂષના હાથમાં આપ્યું—પોતે કશું બોલી નહિ. દૂરબીન આંખ પર લગાડીને તેણે ચોમેર નજર દોડાવી. આખરે એક જગાએ પનાઈ જોવામાં આવતાં તે બોલ્યો: જોયું—ટેકરીની ટોચ પર—એ શું છે?

સુંદરી: આ નદીમાં આજકાલ કોઇ પનાઇ આવે એવી વાત સાંભળવામાં નથી આવી.

પુરૂષ ફરીથી દૂરબીન લઇને જોવા લાગ્યો.

રમણી વીણા વગાડતી વગાડતી બોલી ઉઠી: રંગરાજ!

રંગરાજે જવાબ દીધો: ફરમાવો, શી આજ્ઞા છે?

શું દીઠું?

કેટલા આદમી છે, તે જોઉં છું.

કેટલા આદમી છે?

બરાબર પત્તો લાગતો નથી. વધારે હોય એમ તો લાગતું નથી. નાવ છોડી દઉં?

હા, નાવ છોડી મૂકો. ચૂપચાપ અંધારામાંજ કિનારે કિનારે હાંકયા જજો.

આજ્ઞા મળતાંજ રંગરાજે બૂમ પાડી: નાવ છોડો.



## પ્રકરણ ૪

આમલીના ઝાડ હેઠળ પનાઈની થડમાંજ બીજી એક હોડીએ અંધારામાં ગુપચુપ પડાવ નાખ્યાની વાત આગલા પ્રકરણમાં કરી ગયા છીએ. એ હોડી સાઠ હાથ લાંબી હતી પણ પહોળાઈમાં ભાગ્યેજ ત્રણ હાથ હશે. તેમાં લગભગ પચાસ માણસો કુકડું વળીને પડી રહ્યા હતા. રંગરાજનો સંકેત કાને પડતાંવારને એ પચાસે માણસો સફાળા ઉભા થઇ ગયા. સઘળાએ એકેક કટાર અને એકેકી નાની ઢાલ વાંસડાઓ તળેથી બહાર કાઢી. એ હથિયાર કોઈએ હાથમાં ન રાખ્યાં. સામેની વાંસની વળીઓ પરજ ગોઠવી દીધાં.

કાંઈપણ બોલ્યા ચાલ્યા વગર હોડીને એકદમ છુટી મૂકી ને જોતજોતામાં તેઓ પનાઈની પાસે તેને લઇ આવ્યા. તે વખતે પાંચે હથિયાર હાથમાં લેઈને રંગરાજ પોતે તેના પર વગર ઢીલે ચઢી ગયો. પેલી યુવતિએ મોટે સાદે કહ્યું: રંગરાજ ! મેં અગાઉ જે વાત કહી હતી, તે યાદ રાખજો.

યાદ છે—એમ કહીને રંગરાજ તે હોડી પર જઇને બેઠો. હોડી ગુપચુપ કિનારે કિનારે ચાલવા લાગી. આણી

તરફ દૂરબીનમાંથી જે પનાઇ રંગરાજે દીઠી હતી, તે પણ નદીના પ્રવાહનો જેટલો વેગ હતો તેટલાજ ઝપાટાથી સડસડાટ ચાલી આવતી હતી. પનાઇને નજીકમાં જોઇને હોડીએ કિનારો તજીને તે પનાઈની બાજુએ દોડવા માંડયું. પચાસ માણુસો દંડૂકા લઇને તેના પર બેઠા હતા, તેમ છતાં અવાજનું નામ સરખું નહતું.

એ વેળા એ પનાઈના છાપરા—અગાસી ઉપર આઠ હિન્દુસ્થાની રક્ષકો હતા. એ જમાનામાં એટલા માણુસ સાથે રાખ્યા વગર રાતે કોઈ નાવ હંકારવાનું સાહસ કરતું નહિ. એ આઠ માણુસોમાંથી બે જણા તો હાથમાં હથિઆર લઇ, માથા પર લાલ પાઘડી ચઢાવીને બેઠા હતા—બાકીના છ માણુસો દક્ષિણના મીઠા પવનની લ્હેરમાં, ચંદ્રની ચાંદનીમાં કાળી કાળી દાઢી ફફરાવતા ઘસઘસાટ ઘોરતા હતા. જે પહેરો ભરી રહ્યા હતા, તેઓમાંના એકે પેલી હોડીને પોતાની પનાઇ તરફ સડસડાટ ધસી આવતી જોઇ. તેણે કાયદા પ્રમાણે જોરથી ગર્જના કીધીઃ હોડી દૂર રાખો !

રંગરાજે જવાબ દીધોઃ તારે ખાસ જરૂર હોય, તો તુંજ દૂર થઇ જા.

પહેરાવાળા ચેતી ગયા કે મામલો વિફર્યો છે. હોડીપરના માણુસોને ડરાવવાની મતલબથી તેમણે બન્દુકના ખાલી બાર કર્યા. રંગરાજ સમજી ગયો કે આ લોકો ખોટો દમ કસે છે. તેણે હસીને કહ્યુંઃ કેમ શેઠલોકો ! આ શું કહેવાય ! પાસે છરા પણ નથી ? ઉધાર આપવા પડશે કે ?

એમ કહીને રંગરાજે બન્દુક ઉઠાવીને પહેરેદારના માથાની સામે તાકીને ધરી રાખી. પછી બન્દુક નીચી નમાવી-કહેવા લાગ્યો: તમને આ વખતે નહિ મારૂં. અત્યારે તો લાલ પાઘડીજ ઉડાવી દઇશ. એમ કહીને તેણે બન્દુક નીચે મૂકી દઇને, હાથમાં તીરકામઠાં લીધાં અને એટલા જોસથી તીર માર્યું કે પહેરેગીરના માથા ઉપરની લાલ પાઘડી ક્યાંની ક્યાં ઉડી ગઇ. એ જોઇને તે બિચારો "રામ રામ" પોકારવા મંડી ગયો.

એવા પોકાર થતા હતા તેજ સમયે હોડી પનાઇની લગોલગ આવી પહોંચી. દશબાર માણસો હથિયાર સહિત તેજ ક્ષણે હોડીમાંથી ઉતરીને પનાઇપર ચઢવા લાગ્યા. જે છ હિન્દુસ્તાનીઓ સૂઈ રહ્યા હતા, તેઓ પણ બન્દુકના બાર સાંભળીને ઓચીંતા જાગી ઉઠ્યા પરંતુ ઊંઘનાં ઘેન-માંથી હજુ પૂરેપૂરા મુક્ત નહિ થએલા હોવાથી તેમનો ઘણો ખરો વખત હથિયાર શોધવામાંજ પસાર થઈ ગયો. રંગરાજના માણસોએ ઘણીજ સ્ફુર્ત્તિથી તેઓની આવી ગફલતીનો લાભ લઇને તેમને બાંધી દીધા અને જમીન પર પટક્યા. પછી હોડીપરના માણસો પનાઇની અંદર ઘુસવાનો પ્રયાસ કરવા લાગ્યા, પરંતુ ઓરડાના દરવાજા બંધ હતા.

પનાઇની અંદર વ્રજેશ્વર રાય હતા. પોતાને સાસરેથી તે પાછા ઘેર જતા હતા. રસ્તામાં આમ ફસાઇ પડ્યા. ખોટા સાહસનોજ એ તેમને બદલો મળ્યો હતો. રાતના વખતે હોડીની મુસાફરી કરવાનું સાહસ બીજું કોઇ કરે નહિ.

રંગરાજે દરવાજા પર એક સખ્ત ટકોરો કરીને બૂમ પાડી: મહેરબાન, દરવાજો ખોલો.

તે વેળા તાજી નિદ્રામાંથી જેમ તેમ વ્રજેશ્વરની આંખ ઉઘડી હતી. અંદર રહ્યાં રહ્યાંજ તેણે જવાબ દીધો: કોણ છે? આટલો બધો શોરબકોર શેનો છે?

રંગરાજે કહ્યું: શોરબકોર કશો યે નથી—પનાઇ પર ધાડ પડી છે.

થોડીકવાર લગી તો વ્રજેશ્વર મુંગો રહ્યો. પછી ગાજી ઉઠયો: પાણ્ડેય! તિવારી! રામસિંહ!

રામસિંહ છાપરા ઉપરથી બોલ્યા: ધર્માવતાર! અમને બધાનેજ એ સાળાઓએ બાંધી દીધા છે.

વ્રજેશ્વરે જરા હસીને કહ્યું: એ સાંભળીને મને ઘણીજ દીલગીરી થાય છે. તમારા જેવા વીર પુરૂષોને દાળ રોટલીની મિજબાની કરાવવાને બદલે ઉલટા બાંધીને પરહેજ કરી દીધા! લુંટારાઓ આવી ભયંકર ભૂલ કરશે, એવી મને કલ્પના પણ નહોતી. હશે ચાલો, હવે ફીકર કરશો નહિ—આવતી કાલથી દાળરોટલીનું પ્રમાણ તમારે માટે બમણું કરી દેવામાં આવશે.

તે સાંભળીને રંગરાજને પણ કાંઇક હસવું આવ્યું, અને તે કહેવા લાગ્યો: મારો પણ એવોજ અભિપ્રાય છે. આશા રાખું છું કે હવે આપ બારણાં ખોલી દેશો.

વ્રજેશ્વરે પૂછયું: તમે કોણ છો?

રંગરાજ: માત્ર એક લુંટારૂ. આપ બારણાં ખોલી દો,

એટલીજ ભિક્ષા માંગું છું.

બારણાં શા માટે ખોલી દઉં ?

રંગરાજ: આપનું સર્વસ્વ લૂંટી લેવાનું છે.

વ્રજેશ્વર બોલી ઉઠયો: કેમ ! મને કાંઈ હિન્દુસ્થાની ભરવાડ બરવાડ સમજો છો કે શું ? મારા હાથમાં ભરેલી બન્દુક તૈયાર છે. આ ઓરડામાં જે ઘૂસશે, તેના પ્રાણ લીધા વિના રહીશ નહિ.

રંગરાજ: એકજ માણસ કાંઈ અંદર ઘુસવાનો નથી– આપ કેટકેટલાને મારી શકશો ? આપ પણ બ્રાહ્મણ છો, અને હું પણ બ્રાહ્મણ છું. ગમે તેમ પણ એક બાજુએથી બ્રહ્મહત્યા થશેજ. નાહક બ્રહ્મહત્યાથી શો લાભ ?

વ્રજેશ્વર બોલ્યો: એ પાપ મારેજ વ્હોરી લેવું પડશે.

એની વાત પૂરી થતાં પહેલાંજ ધડાકો થયો. પનાઈનું એક બાજુપરનું બારણું તોડીને એક જણ અંદર ઘુસી ગયો. વ્રજે હાથમાંની બન્દુક ફેરવીને તેના માથામાં મારી. તે તમ્મર ખાઇને ઢળી પડયો. તે દરમ્યાન બહારનાં કમાડપર રંગરાજે બે વાર લાત મારી. કમાડ તૂટી ગયાં. રંગરાજ તરતજ ઓરડાની અંદર દાખલ થઇ ગયો. વ્રજેશ્વરે ફરી પાછી બન્દુક હાથમાં લેઇને રંગરાજની સામે નિશાન તાકવા માંડયું. તેજ ક્ષણે રંગરાજે એનાં હાથમાંથી બન્દુક ઓચીંતી છીનવી લીધી. બન્ને એક બીજાના બરાબરીયા હતા. બન્નેમાં એક સરખું બળ હતું, પણ રંગરાજ વધારે ચપલ અને સ્ફુર્તિવાળો હતો. વ્રજે ઘણીજ

દૃઢતાથી બન્દુક પોતાનાં હાથમાં પકડી રાખી હતી, છતાં ઘણીજ સફાઇ ભરેલી ચાલાકીથી રંગરાજે તેનાં હાથમાંથી બન્દુક ઝુંટવી લીધી હતી. તે સમયે એણે જોસથી મુઠ્ઠી વાળીને, શરીરનું સઘળું બળ કાઢીને રંગરાજના માથામાં એક મુક્કો માર્યો. તેણે મુક્કો પોતાના હાથપર ઝીલી લીધો. પનાઇમાં એક બાજુએ ઘણાં હથિયાર લટકતાં હતાં. વ્રજે ઝટ કરતી એક તેજદાર તરવાર તેમાંથી લઇ લીધી અને હસીને કહેવા લાગ્યો: જુઓ મહારાજ ! બ્રહ્મહત્યાનો મને ભય નથી. એમ કહીને રંગરાજને મારવા સારૂ એણે તે તરવાર ઉંચી કરી, એટલામાં ઉઘાડા દરવાજામાંથી ચારપાંચ જણા—રંગરાજના સાથીઓ દોડી આવ્યા અને તેના પર તૂટી પડ્યા. ઉગામેલી તરવાર તેમણે તેના હાથમાંથી છીનવી લીધી. બે માણસોએ મળીને તેના બન્ને હાથ કબજે કરી લીધા—એક દોરડું હાથમાં લઇને વ્રજે-શ્વરને તેઓ કહેવા લાગ્યા: કેમ, હાથપગ બાંધવા પડશેને ? વ્રજેશ્વર બોલ્યો: બાંધવાની જરૂર નથી. હું પરાજય કબૂલ કરૂં છું. બોલો, હવે શું જોઇએ છે ? હું આપવાને તૈયાર છું.

રંગરાજે કહ્યું: આપની પાસે જે કાંઇ હશે, તે બધુંજ અમે લેઈ લેવાના. આપને કદાચ છોડી શકાત, પરંતુ રક-ઝક કરવામાં આપે બાકી રાખી નથી મને મુક્કો માર્યો—મારા માથામાં લાગ્યો હોત તો તો માથું ફૂટીજ જાત—હવે એક પૈસો પણ છોડવાનો નથી.

વ્રજેશ્વરે કહ્યું: પનાઇમાં જે કાંઈ હોય તે લઇ જાઓ, હવે હું ડખલ કરવાનો નથી.

આ પ્રમાણે કહેવાની રાહ જોયા વિનાજ લુંટારાઓએ પનાઇ પરનો સઘળો સામાન ઉંચકી ઉંચકીને હોડીમાં ઠાલવવા માંડયો હતો. પનાઇ ઉપર લગભગ પચ્ચીશ માણુસો ચઢી આવ્યા હતા. ને વધારે સામાન તો હતોજ નહિ: માત્ર પહેરવાના કપડાં, પૂજાની સામગ્રી ને એવી એવી વસ્તુઓજ હતી. જોતજોતામાં એ લોકોએ સઘળી ચીજોને પોતાની હોડીમાં ગોઠવી દીધી. તે જોઇને વ્રજેશ્વર રંગરાજને કહેવા લાગ્યો: બધી ચીજો તો લઇ લીધી છે—હવે શું કામ નાહક પજવો છો ? હવે તમે તમારા સ્થાન પર ચાલ્યા જાઓ.

રંગરાજે પ્રત્યુત્તર વાળ્યો: અમે તો આ ચાલ્યા. પરંતુ આપને પણ અમારી સાથે આવવું પડશે.

વ્રજ: એ વળી કેમ ! મારે કયાં આવવું પડશે ?

રંગ: અમારી રાણીની પાસે.

વ્રજ: તમારા લોકોની રાણી વળી કોણ છે ?

રંગ: અમારી મહારાણી.

વ્રજ: તે કોણ છે ? ડાકુઓની તે વળી મહારાણી હોતી હશે ?

રંગ: દેવી રાણીનું નામ નથી સાંભળ્યું ?

વ્રજ: ઓહો ! તમે લોકો દેવી ચૌધરાણીના ટોળાના માણુસો છો ?

રંગ: ટાળા ફ્રાળામાં તો અમે કશું સમજતા નથી. અમે તો રાણીજીના કારભારી છીએ.

વ્રજ: જેવી રાણી તેવાજ કારભારી હોય એમાં શું આશ્ચર્ય ? વારૂ, પણ મને રાણીનાં દર્શન કરાવવાને શા માટે લઇ જાઓ છો ? મને કેદમાં નાંખીને કાંઇક દંડ વસુલ કરવાની મતલબ છે, એમજ ને ?

રંગ: બેશક. પનાઇમાંથી તો એવું કાંઈ મળ્યું નથી. આપને રોકી રાખીએ તો કાંઇક મળી આવે.

વ્રજ: સારૂં, સારૂં. મારી પણ આવવાની ઇચ્છા છે. સાંભળવા પ્રમાણે તમારી મહારાણી તો જોવા લાયક ચીજ છે કેમ ? છે તો જુવાન ને ?

રંગરાજ: એ અમારી મા છે, સંતાન માની વયનો વિચાર કરતાં નથી.

વ્રજ: સાંભળ્યું છે કે તે ઘણી રૂપાળી છે.

રંગ: અમને તો મા ભગવતી તુલ્ય છે.

વ્રજ: ચાલો ત્યારે તો ભગવતીનાં દર્શન થશે. એમ કહીને એ રંગરાજની સંગાથે ઓરડાની બહાર ચાલ્યો આવ્યો. બહાર આવીને જુએ છે તો પનાઈના સઘળા માછી ભયના માર્યા પાણીમાં તર્યાં કરે છે. એણે બૂમ પાડીને કહ્યું: હવે તમે લોકો પનાઇ પર આવી શકો છો. હવે કોઇ વાતનો ભો નથી. ઉપર આવીને અલ્લાનું નામ લ્યો. તમારાં જાન અને માલ, દોલત અને ઇજ્જત બધાં બચી ગયાં છે. તમે ભારે હોશિયાર છો.

માછીઓ એક પછી એક ઉપર આવવા લાગ્યા. વ્રજે રંગરાજને પૂછ્યું: હવે મારા દરવાનોનાં બંધન તમારાથી છોડી શકાશે કે?

રંગરાજે કહ્યું: હરકત નથી. જો એ લોકો હાથ પગ મોકળા થતાંજ અમારા ઉપર હુમલો કરશે, તો અમે લોકો આપનું માથું ઉડાવી નાંખીશું. આપ એ વાત એમને સમજાવી દેશો.

વ્રજે દરવાનોને એ સર્વ હકીકતની બરાબર સમજ પાડી, અને તે ઉપરાંત તેમને મુબારકબાદી આપતાં કહ્યું કે: તમે લોકોએ જે વીરતા દર્શાવી છે, તેના બદલામાં હવે તમને ખોરાક પહેલાંના કરતાં બમણો આપવામાં આવશે.

પછી પોતાના નોકરોને નીચે મુજબ ફરમાવ્યું: તમે નીડરપણે પનાઈ લઈને અહિં બેસી રહેજો. કયાંઇ જશો નહિ અને કોઈને કશું કહેશો નહિ. હું જલદી પાછો આવું છું. એમ કહીને તે રંગરાજની સાથે હોડી પર ચઢી બેઠો. હોડીના ખલાસીઓએ "દેવી રાણી કી જય" ના પોકાર સાથે હોડી ઝટ હંકારવા માંડી.



•

## પ્રકરણ ૫

વ્રજેશ્વરે રસ્તામાંજ રંગરાજને પૂછ્યું: મને કેટલેક દૂર લઇ જશો ? તમારાં રાણીજી ક્યાં છે ?

રંગરાજ: પેલી પનાઈ જણાય છેને ? એ એમનીજ છે.

વ્રજ: એ પનાઇ છે એમ ? મેં ધાર્યું હતું કે એ તો અંગ્રેજોનું વહાણુ છે—રંગપૂર લૂંટવાને આવ્યું હશે. પનાઇ આવડી બધી મોટી શા માટે ?

રંગ: માને તો રાણીને છાજે તેમજ રહેવું પડેને. એમાં સાત ઓરડા છે.

વ્રજ: એટલા બધા ઓરડામાં શું રાખો છો ?

રંગ: એકમાં દરબાર હોય છે. એકમાં રાણીજી રહે છે. એકમાં સ્નાન થાય છે. એકમાં રસોડું છે. એકમાં રાણીની દાસીઓ રહે છે. એકમાં કેદખાનું છે. મારી સમજ પ્રમાણે આજે તમારે એજ ઓરડામાં રહેવું પડવાનું.

આમ વાતચીત ચાલી રહી હતી એવામાં હોડી પનાઇની પાસે આવી પહોંચી. દેવી રાણી ઉર્ફે દેવી ચૌધરાણી તે વખતે અગાસી ઉપર ન હતી. એના માણુસો જ્યારે લુંટ કરતા હતા, તે વેળા અગાસી પર એકી બેઠી તે ખુશનુમા ચાંદનીમાં વીણા વગાડયા કરતી હતી. વાજીંત્ર બરાબર વા-

ગતું નહોતું—સ્વર અને તાલનું કશું ઠેકાણું નહોતું—બજાવવા જતાં કાંઇ ઓરજ સૂર નીકળતા—દેવીનું ચિત્ત ઠેકાણે નહોતું—તે નિષ્ઠાશૂન્ય બની ગઇ હતી. ત્યારબાદ હોડા પાછી ફરતી દેખાતાં તે છાપરા પરથી ઉતરીને ઓરડામાં જતી રહી.

આણી તરફ રંગરાજે હોડીમાંથી ઉતરીને ઓરડાનાં બારણાં આગળ ઉભા રહીને "રાણીજીકી જય" એવા ખુશાલીભર્યા શબ્દોનો પોકાર કર્યો. બારણાં ઉપર રેશમી પડદો નાંખવામાં આવ્યો હતો. અંદર શું છે તે દેખાતું ન હતું. અંદરથી દેવીએ પૂછ્યું: શા ખબર છે?

રંગ: સબ કુછ અચ્છા.

દેવી: કોઈ જખમી થયું છે કે?

રંગ: કોઈ નહિ.

દેવી: એ લોકોના માણસોમાંથી કોઈનું ખૂન થયું છે?

રંગ: ના, કોઇનું યે નહિ. આપની આજ્ઞા મુજબજ કામ લીધું છે.

દેવી: એ લોકોમાંથી કોઇ જખમી થયું છે?

રંગ: બે હિન્દુસ્થાનીને છરતા ઘા લાગી ગયા છે—પણ જાણે કાંટો વાગ્યો હોય તેવાજ.

દેવી: માલ?

રંગ: સઘળો લઇ આવ્યા છીએ. માલ તો કાંઇ એવો ઝાઝો ન હતો.

દેવી: બાબુ?

રંગ: બાબુને પકડી લઇ આવ્યા છીએ.

દેવી: હાજર કરો.

રંગરાજે વ્રજેશ્વરને સંકેત કર્યો. તે હોડીમાંથી ઉતરીને દ્વાર પાસે આવીને ઉભો રહ્યો.

દેવીએ પૂછ્યું: આપ કોણ છો ? આટલું પૂછતાં પૂછતાં તો દેવીને ભારે વિમાસણ થઇ પડી; કેમકે તેના ગળાનો અવાજ જોઇએ તેવો સાફ ન હતો.

વ્રજેશ્વર કેવા સ્વભાવનો માણસ હતો, તે વાંચકવૃન્દને હવે સમજાયું હશેજ. ભય કોને કહે છે, તે વાત એને બાળપણથીજ અજાણી હતી. જે દેવી ચૌધરાણીના નામથી આખું ઉત્તર બંગાળા થરથરતું હતું તેની સમક્ષ આવ્યા બાદ પણ એને હસવું આવ્યું. પોતાના મનમાંજ એ ગણગણ્યો: સ્ત્રીથી પુરૂષ ડરે, એ વાત તો કદાપિ મારા સાંભળવામાં યે આવી નથી. સ્ત્રી તો પુરૂષની દાસી છે. એણે હસીને દેવીના પ્રશ્નનો ઉત્તર દીધો: મારા પરિચયનું આપને શું પ્રયોજન ? મારા દ્રવ્યની સાથે આપને નિસ્બત છે; તે તો આપને મળી ચૂક્યું છે—નામ વડે કાંઇ ઓછાજ રૂપીઆ મળવાના હતા ?

દેવી: એમ કેમ ? આપ કઈ કોટિના મનુષ્ય છો, આપની સ્થિતિ કેવી છે, તે જાણ્યાથીજ રૂપીઆ મેળવવાનું બરાબર સુગમ થઈ શકે. (અત્યારે પણ કંઠ ભારે હતો.)

વ્રજ: ત્યારે શું એટલા માટેજ મને અહિં પકડી લાવવામાં આવ્યો છે ?

દેવીઃ નહિ તો આપને શું કામ હું અહિં બોલાવી મંગાવત ?

દેવી પડદાની આડે હોવાથી કોઇએ તેને વાત કરતી વેળા આંસુ લુછતી દીઠી નહિ.

વ્રજ: હું જો એમ કહું કે મારૂં નામ દુઃખીરામ ચક્રવર્તી છે, તો આપને મારો વિશ્વાસ બેસશે ?

દેવીઃ નહિ.

વ્રજ: ત્યારે પૂછવાની શી મતલબ !

દેવીઃ ખરૂં નામ આપ કહો છો કે નહિ તે જોવા માટે.

વ્રજ: મારૂં નામ કૃષ્ણગોવિન્દ ઘોષાલ.

દેવીઃ ખોટું.

વ્રજ: દયારામ બક્ષી.

દેવીઃ નહિ, એ પણ નથી.

વ્રજ: વ્રજેશ્વર રાય.

દેવીઃ બનવાજોગ છે.

એ વેળા બીજી એક સ્ત્રી આવીને દેવીની પાસે ચૂપચાપ બેસી ગઈ, અને તેને પૂછવા લાગીઃ ગળુ કેમ ભારે છે ?

હવે દેવીની આંખોમાં આંસુ રોકયાં રહ્યાં નહિ. વર્ષાકાળના ખીલેલા ફુલમાં વરસાદનું પાણી જેવી રીતે ભરાઈ રહે છે અને પછી તે ફુલને હલાવતાં વારને તે જેમ ઝટ કરતું નીચે વહી જાય છે, તેજ પ્રમાણે દેવીની આંખોમાં પણ પાણી ભરાઇ રહ્યાં હતાં, તે એની હૃદયરૂપી ડાળીને સહજ આઘાત પહોંચતાં ખુલ્લી રીતે વહેવા લાગ્યાં. દેવીએ

સ્ત્રીના કાનમાં હળવે રહીને કહ્યું: હવે મારાથી વધુ રંગ જમાવી શકાશે નહિ. તુંજ વાત કરજે બધું જાણે છે તો ખરીને ? એટલું કહીને એકદમ તે ઓરડામાંથી દેવી બીજા ઓરડામા ચાલી ગઇ. પેલી સ્ત્રીએ દેવીનું આસન ગ્રહણ કરીને વ્રજેશ્વરની સાથે વાત કરવા માંડી. વાંચક એ સ્ત્રીને ઓળખે છે—એ પેલીજ બ્રાહ્મણ વિનાની બ્રાહ્મણી હતી—નિશિ ઠાકુરાણી.

નિશિ બોલી: આ વખત ખરૂં કહ્યું—તમારૂં નામ વ્રજેશ્વર રાય છે.

વ્રજનાં મનમાં કાંઇક વહેમ પડયો. વચ્ચે પડદાનું ઓથું હોવાથી કશુંયે દેખાતું તો હતુંજ નહિ, પરંતુ તેની સાથે જે વાત કરતી હતી, તેના અવાજ ઉપરથી એને ઝટ શક પડયો કે પહેલાં જે બાઇ વાત કરતી હતી, તેનો અવાજ આ ન હોય. તેનો અવાજ તો ઘણો મોહક અને મધુર લાગતો હતો, અને આનો અવાજ કાંઇ એટલો મીઠો લાગતો નથી. ગમે તેમ હોય, એણે જવાબમાં કહ્યું: તમે મને બરાબર ઓળખી ગયાં છો, તો હવે મારી વેચાણ કીંમત તરીકે જે રકમ ઠરાવવી હોય તે ઠરાવો—હું મારે ઘેર ચાલ્યો જાઉં. કહો જોઇએ, શું મૂલ્ય લઇને મને છોડી શકશો ?

નિશિ: એક કાણી કોડી; પાસે છે ખરી ? હોય તો આપીને ચાલ્યા જાઓ.

વ્રજ: અત્યારે તો પાસે નથી.

નિશિ: પનાઈમાંથી લાવીને આપો.

વ્રજ: પનાઈમાં તો જે કાંઇ હતું, તે તમારા નોકર ઉપાડીને અહિં લઈ આવ્યા છે. હવે તો ત્યાં કાણી કોડીયે ક્યાંથી હોય?

નિશિ: મ છીઓ પાસેથી ઉછીની માંગી લાવો.

વ્રજ: માછીઓ પાસે પણ કાણી કોડી નથી.

નિશિ: ત્યારે તો જ્યાં લગી નક્કી કરેલું મૂલ્ય આપી ન શકાય ત્યાં લગી કેદમાં સડ્યા કરો. ત્યારબાદ અવાજ પરથી જે જુદી સ્ત્રી જેવી લાગતી હતી તે વ્યક્તિને દેવીને નીચે મુજબ સલાહ આપતી વ્રજે સાંભળી: રાણીસાહેબ! આ મનુષ્યનું મૂલ્ય જો કાણી કોડી હોય, તો હું એક કાણી કોડી આપું છું, એને મનેજ વેચી દો. તેના જવાબમાં રાણી આ પ્રમાણે બોલતી સાંભળાઈ: મને એમાં હરકત શાની? પણ એ મનુષ્યને લઈને તારો શો દહાડો ઉગડશે! નથી એ બ્રાહ્મણથી તને પાણી લાવી આપી શકાવાનું કે નથી લાકડાં ફાડી આપી શકાવાનાં.

એનો ખુલાસો પણ સંભળાયો. તે બાઈએ કહ્યું: મારે ત્યાં કોઈ રસોઇયો નથી. તેથી એ મને રસોઈ કરી આપશે.

ત્યારબાદ નિશિએ વ્રજને સંબોધીને કહ્યું: સાંભળ્યું? આપ વેચાઈ ગયા—મને કાણી કોડી મળી ગઈ. જેણે આપને ખરીદી લીધા છે, તેની સાથે હવે આપને જવું પડશે અને રસોઇ કરવી પડશે.

વ્રજેશ્વર બોલ્યો: તે ક્યાં છે?

નિશિ: તે બાઈ માણસ છે, બહાર આવી શકશે નહિ; આપજ અંદર પધારો.



## પ્રકરણ ૬

રજા મળતાંજ પડદો ઉપાડીને ઓરડાની અંદર એણે પ્રવેશ કર્યો. અંદર જતાંવારને તેણે જે દેખાવ જોયો તેનાથી તે છકજ થઈ ગયો. ઓરડાની દિવાલ લાકડાની છે; તેના પર આશ્ચર્ય ઉપજાવે એવાં સુંદર ચિત્રો ટાંગેલાં છે. આસો માસમાં દશભુજા દેવીની પૂજા માટે ભક્ત લોક જેમ મૂર્તિની આસપાસ અનેક પ્રકારનાં ચિત્રકામ કરે છે, તેવીજ અહિં પણ કારીગરી કરવામાં આવી હતી. શુંભ નિશુંભનું યુદ્ધ; મહિષાસુરનું યુદ્ધ; દશ અવતાર; અષ્ટ નાયિકા; સપ્ત માતૃકા; દશ મહાવિદ્યા; કૈલાસ; વૃન્દાવન, લંકા, ઇન્દ્રાલય; નર—નારી—કુંજર; ચીરહરણ: એ સર્વ ચિત્ર ભીંત પર ચિતરવામાં આવ્યાં હતાં. એ ઓરડામાં ચાર આંગળ જાડો ગાલીચો પાથરવામાં આવ્યો હતો. ગાલીચા પર પણ કેટલાંક ચિત્ર જોવામાં આવતાં હતાં. તેના ઉપર

સુંદર મખમલનું બિછાનું વિરાજી રહ્યું હતું, અને તેની ત્રણે બાજુએ ત્રણ તકીઆ ગોઠવવામાં આવ્યા હતા. સોનાની અત્તરદાની, સોનાની ગુલાબદાની, સોનાની પાનની રકાબી. સોનાના એક પુષ્પપાત્રમાં સુંદર ખુશબોદાર ફુલોનો કલગો મૂકવામાં આવ્યો હતો. સોનાનો હુક્કો, જેને નળી પણ સોનાનીજ હતી—સોનાની ચલમ, જેમાં કસ્તૂરીમિશ્રિત સુગંધિદાર તંબાકુ ભરવામાં આવ્યો હતો. બન્ને બાજુએ બે રૂપાના ઝાડ આવી રહ્યાં હતા અને તેના ઉપર કેટકેટલા સુવાસિત પ્રદીપ રૂપાની પરીના માથા પર બળી રહ્યા છે. ઉપરની છત ઉપર એક નાનો સરખો દીવો સોનાની સાંકળ વડે લટકી રહ્યો છે. ચાર ખુણામાં ચાર ચાંદીનાં પૂતળાં હાથમાં ચાર બત્તી લેઇને ખડાં થઇ રહ્યાં છે. ગાલીચા પર એક બાઇ સૂઇ રહી છે, અને તેનાં મુખ ઉપર બારીક જરીનાં બુટ્ટાવાળો ઢાકાઇ રૂમાલ પડેલો છે. એથી તેનું મ્હોં બરાબર દેખાતું નથી—પરંતુ તપાવેલાં સોના સરીખો ઉજળો ફક્કાક રંગ અને ચીકણા કાળા કેશ માલુમ પડે છે. કાન માંહેના અલંકાર વસ્ત્રની અંદરથીજ ચળકી રહ્યાં છે—વિશાળ નયનોનાં તીક્ષ્ણ હૃદયવિદારી કટાક્ષ વળી તેથીયે વિશેષ દીપી રહ્યાં છે. બાઈ માત્ર આડી પડેલીજ છે, નિદ્રાવશ નથી થઈ.

વજે દરબારવાળા ઓરડામાં પ્રવેશ કરીને સૂઇ રહેલી સુન્દરીને જોતાંવાર પૂછયું: રાણીજીને કયા આશીર્વાદ આપું ?

સુંદરીએ જવાબ દીધો: હું રાણીજી નથી.

વ્રજેશ્વર ચેતી ગયો કે અત્યાર સુધી જેની સાથે તે વાત કરતો હતો, તેનો અવાજ આ ન હોય. પણ કદાચ એ તેનો અવાજ પણ હોય, કેમકે એ બાઇના ચાલાકી-ભર્યા દેદાર ઉપરથી સ્પષ્ટ માલુમ પડતું હતુ કે એ વારં-વાર પોતાનો અવાજ બદલ્યા કરીને અજબ ચહેનચાળાભરી વાતચીત કરતી હતી. તે પોતાના મનમાંજ ગણગણવા લાગ્યો: મને લાગે છે કે દેવી ચૌધરાણીને જાતજાતની બોલી બોલતાં આવડે છે. એ માયાવી મોહિની છે—આવી જાદુઇ કળા, આવી માયા વિના કોઇ સ્ત્રી કદી લુંટફાટ કરી શકે ખરી? પછી પ્રકટ રીતે તેણે પૂછ્યું: જેની સંગાથે હું વાત કરી રહ્યો હતો, તે ક્યાં છે?

સુંદરીએ કહ્યું: તમને આવવાની પરવાનગી આપીને એ શયનગૃહમાં સીધાવી ગયાં. રાણીનું તમારે શું કામ છે?

વ્રજ: તમે કોણ છો?

સુંદરી: તમારી માલિકણ.

વ્રજ: મારી માલિકણ?

સુંદરી: જાણતા નથી કે હમણાં જ તમને એક કાણી કોડી આપીને મેં ખરીદી લીધા છે!

વ્રજ: વારૂ, ત્યારે તમનેજ શું કહીને આશીર્વાદ આપું?

સુંદરી: આશીર્વાદ પણ શું જાતજાતના હોય છે?

વ્રજ: અલબત્ત સ્ત્રીવર્ગના સંબધમાં એમજ છે. જુઓ ને, સધવાને અમુક પ્રકારે આશીર્વાદ અપાય છે, વિધવાને તેથી જૂદીજ ઢબથી અને પુત્રવતીને—

સુંદરી: મને જલદી મરવાનો આશીર્વાદ આપો.

વ્રજ: એવો આશીર્વાદ હું કોઈનેજ આપતો નથી—તમારૂં એકસો ને ત્રણ વર્ષનું દીર્ઘાયુષ્ય થાઓ.

સુંદરી: મારી ઉમ્મર અત્યારે પચ્ચીશ વર્ષની છે; ત્યારે એ હિસાબે તમે શું ૭૮ વરસ સુધી મારા દાળભાત પકાવ્યા કરશો ?

વ્રજ: પહેલાં એક દિવસ તો પકાવું. તમારાથી ખાઇ શકાશે તો પછીજ ૭૮ વરસ પકાવવાની વાત છે ને !

સુંદરી: સારૂં ત્યારે, બેસો આમ. તમને રાંધતાં કેવુંક આવડે છે તેનો કાંઇક ખ્યાલ આપો.

વ્રજેશ્વર પેલા કુમળા ગલીચા પર બેસી ગયો. સુંદરીએ પૂછ્યું: તમારૂં નામ શું છે !

વ્રજ: તે તો તમને સર્વને માલુમ છે. મારૂં નામ વ્રજેશ્વર છે. તમારૂં નામ શું છે ? આવડો મોટો સાદ કાઢીને કેમ વાત કરો છો? તમે શું લાંબા વખતના ઓળખાણની પોતીકાવટ દાખવો છો ?

સુંદરી: હું તમારી માલીકણ છું, માટે મારી સાથે 'આપ' અને 'હા જી' બોલીને વાત કરો.

વ્રજ: હા જી, એમજ કરીશ. આપનું નામાભિધાન ?

સુંદરી: મારૂં નામ પાંચકોડી છે. પણ તમે મારા નોકર છો, તેથી તમારાથી મને નામ દઈને નહિ બોલાવી શકાય. કહેતા હો તો હું પણ તમારૂં નામ નહિ દઉં.

વ્રજ: ત્યારે મને તમે બોલાવો ત્યારે શું કહીને મારે

'હા જી' કહેવું ?

પાંચકોડી: હું તમને રામધન કહીને બૂમ પાડીશ, તમે મને શેઠાણી ઠાકુરાણી કહીને બોલાવજો. હવે તમારૂં બરાબર ઓળખાણ કરાવો—ઘર ક્યાં છે ?

વ્રજ: એક કોડીમાં તો મને ખરીદી લીધો છે, પછી આટલા બધા પરિચયની શી જરૂર !

પાંચકોડી: વારૂ, પરિચય નહિ આપો, તો રંગરાજને પૂછીને હું તે મેળવી શકીશ. પણ તમે કેવા બ્રાહ્મણ છો, વારેન્દ્ર, રાઢી કે વૈદિક ?

વ્રજ: મારા હાથની રસોઇ તો ખાવા તૈયાર થયાં છો, પછી હું ગમે તેવો હોઉં તેમાં શું ?

પાંચકોડી: તમે મારી જાતના ન હો, તો હું તમને કાંઇ બીજુંજ કામ સોંપું.

વ્રજ: બીજું શું કામ છે ?

પાંચકોડી: પાણી ભરવાનું, લાકડાં ચીરવાનું—કામનો કાંઈ ટોટો છે ?

વ્રજ: હું રાઢી છું.

પાંચકોડી: ત્યારે તમારે પાણી ભરવું પડશે, લાકડાં ચીરવાં પડશે. હું વારેન્દ્ર છું. તમે રાઢી છો તે કેવા, કુલીન કે વંશજ ?

વ્રજ: આવી બાબતોનો તો લગ્ન કરતી વખતેજ વિચાર કરવામાં આવે છે. તમારે કંઇ સંબંધ જોડવો છે ? મારાં તો લગ્ન થઇ ચૂકયાં છે.

પાંચ: લગ્ન થઈ ગયાં છે, એમ? કેટલી બાયડીઓ કરી છે?

વ્રજ: પાણી ભરવાનું હશે તો ખુશીથી ભરીશ, પરંતુ આવો ખાનગી બાબતનો ખુલાસો નહિજ થઇ શકે.

એ પ્રસંગે દેવી રાણીને બૂમ પાડીને પાંચકોડી કહેવા લાગી: રાણીજી! આ બ્રાહ્મણદેવ તો ભારે ખંધા અને મીંઢા લાગે છે. કોઇ વાતનો પાધરો જવાબ દેતા નથી.

નિશિએ બીજા ઓરડામાંથી જવાબ દીધો: સોટી મારો.

ત્યારબાદ દેવીની એક નોકરડી પાતળી સરખી નેતરની સોટી પાંચકોડીના બીછાના પર ફેંકીને ચાલી ગઈ. પાંચકોડીએ સોટી હાથમાં લેઇને, પોતાના મીઠા મધુર હોઠોને સુંદર દાંત હેઠળ ઢાકાઈ રૂમાલવતી દબાવીને સોટી બે વાર બિછાના પર ફટકારી અને બોલી ઉઠી: દેખાય છે કે?

વ્રજેશ્વર હસીને કહેવા લાગ્યો: આપને કશું અસાધ્ય નથી. જેમ બોલાવશો તેમ બોલવાને રાજી છું.

પાંચ: તમારા પરિચયની જરૂર નથી. પરિચય મેળવીને મારે શું કામ છે? તમારી રાંધેલી રસોઇ તો મારાથી ખવાશે નહિ. તમે હવે બીજું કયું કામ કરી શકો તેમ છો તે કહો.

વ્રજ: હુકમ કરો.

પાંચ: પાણી ભરી જાણો છો?

વ્રજ: ના.

પાંચ: બજારમાંથી સોદાસલુક લાવી શકાશે?

વ્રજ: હા, કાંઇક કાંઇક.

પાંચ: એ કાંઇક બાંઇક અહિંયા નહિ ચાલે. પંખો નાંખતાં આવડે છે?

વ્રજ: હા.

પાંચ: વારૂ ત્યારે, આ ચમ્મર લઇને પવન નાંખો. વ્રજેશ્વર ચમ્મર લઇને પવન નાંખવા લાગ્યો. પાંચકોડી એકાએક બોલી ઉઠી: વારૂ, એક કામ કરી શકાશે? પગ દબાવતાં આવડે છે?

હવે કમબખ્તી એ થઇ કે પાંચકોડીની વાકપટુતા જોઇને વ્રજેશ્વરને એની સાથે રસિકતા ઝમાવવાની ચેળ થઇ આવી. દેખીતી રીતે લૂંટારાઓની આ આગેવાન કારભારણોને ટાઢી મીઠી રાખીને જ્યાં ત્યાંથી આ ફસાવટમાંથી નાસી છૂટવાની પેરવી એ કરી રહ્યો હતો. તેથી પાંચકોડીને તેણે આ પ્રમાણે પ્રત્યુત્તર વાળ્યો: તમારા સરખી સુંદરીના પગ દબાવું, એ ભાગ્ય તો——

વારૂ ત્યારે, દબાવોને—એમ કહીને પાંચકોડીએ મેંદીથી રંગેલા પોતાના પગ તેના ખોળામાં નાંખી દીધા.

તે છોભીલો પડી ગયો. પગચંપી કરવાનું તેણે રાજીખુશીથી સ્વીકાર્યું હતું, એટલે પગ દબાવે નહિ તો જાય કયાં? નિરૂપાય થઇ એણે બે હાથ વતી પગ ચાંપવા માંડ્યા. પણ પાછો મનમાં ને મનમાં સમવિષમ વિચારવા લાગ્યો: આ તો કંઈ ઠીક નહિ, એનું પ્રાયશ્ચિત્ત કરવું પડશે. હવે અહિંથી છૂટા થવાય, તોજ લાજ રહે.

એ વખતે ચડસીલી પાંચકોડી ઓચીંતી ગાજી ઉઠી: રાણીજી ! જરા આમ તો આવો.

દેવીનાં પગલાંને અવાજ સાંભળતાંજ વ્રજેશ્વરે તેના પગને એકદમ પડતો મૂકયો.

પાંચકોડીએ હસીને કહ્યું: વાહ, આમ શું હઠી જાઓ છો ? આ વખતે પાંચકોડીના ગળામાંથી કોઇ બીજી જાતનો અવાજ નીકળી ગયો. તે સાંભળી વ્રજના વિસ્મયનો પાર રહ્યો નહિ. પોતાના મન સંગાથે તે વિચારવા લાગ્યો: આ શું ? આ તો કાંઈક જાણીતો અવાજ લાગે છે. પછી સાહસભેર ટીખળ કરતાં એણે પાંચકોડીનાં મ્હોંપરથી એકદમ રૂમાલ ખસેડી નાંખ્યો. પાંચકોડી ખડખડાટ હસી પડી!

વ્રજેશ્વર આશ્ચર્યથી આભો બની જઇને કહેવા લાગ્યો: અરે, આ શું કહેવાય? આ કોણ? ખરે, તુંજ! તું, સાગર ?

પાંચકોડી બોલી: હું સાગર ! ગંગા નહિ—યમુના નહિ, ખાડો નહિ ને ખાડીયે નહિ, પણ સાક્ષાત્ સાગર, જાતે ને પોતે. તમારૂં કમનસીબ પણ કેવું અજબ! પારકાની બાયડી ગણતા હતા, ત્યારે તો ભારે હોંસભેર પગ ચાંપી રહ્યા હતા, પણ જ્યારે ઘરની ધણીઆણી થઈને ચાંપવાની વાત પણ કરી ત્યારે તો લાલપીળા થઈને ચાલ્યા ગયા. ગમે તેમ, આ સમયે આખરે મારી પ્રતિજ્ઞા પળાઈ છે તમે નોકરની જેમ મારી પગચંપી કીધી. હવે મારી સામું ભલે તાકી રહો. મને ત્યાગવી હોય તો ત્યાગો, અગર પાસે રાખવી

હોય, તો ભલે તમારા ચરણોમાં રાખો. હવે તો ખબર પડી ને, કે હુ સાચી બ્રાહ્મણ કન્યા છું !



## પ્રકરણ ૭

વ્રજેશ્વર ક્યાં સુધી સુનકાર જેવો થઇ ગયો. શુદ્ધમાં આવતાં તેણે સાગરને પૂછ્યું: સાગર ! તું અહિં ક્યાંથી આવી ચઢી ?

સાગરે જવાબ દીધો: સાગરના સ્વામી અહિં કેમ કરીને આવી ચઢયા ?

વ્રજ: એજ વાત છે ને ! હું તો કેદી છું; તું પણ કેદીજ છે, એમ ? મને તો અહિં પકડી લઇ આવ્યા છે. તને પણ શું મારી માફક અહિં પકડી લાવવામાં આવી છે ?

સાગર: હું તો કેદી નથી; મને કાંઈ અહિં પકડી લાવવામાં આવી નથી. મેં તો રાજીખુશીથી દેવી રાણીની મદદ લીધી છે. તમારી પાસે મારા પગ દબાવવા ખાતરજ હું દેવી રાણીનાં રાજ્યમાં રહું છું.

એટલામાં નિશિ આવી પહોંચી. તેનાં લુગડાં ઘરેણાંનો અપૂર્વ ઠાઠ જોઇને વ્રજેશ્વરે ધાર્યું કે એજ દેવી ચૌધરાણી

હોવી જોઇએ. તેથી એનું સન્માન કરવાને તે એકદમ ઉભો થઇ ગયો.

નિશિ કહેવા લાગી: લૂંટારાનું કામ કરનારાં બૈરાનું આવડું બધું સન્માન કરવાનું હોય નહિ—આપ બેસો. આપની પનાઈ ઉપર અમે કેમ લૂંટ ચલાવી હતી, તેનું કારણ હવે આપને સમજાયું ? બાકી રહી સાગરની વાત. એની પ્રતિજ્ઞા હવે પૂરી થઈ છે. હવે અમારે આપનું કાંઇ કામ નથી. આપની નૌકામાં બેસીને જ્યાં જવું હોય ત્યાં જઇ શકો છો; આપને કોઈ ડખલ કરવાનું નથી. આપના સામાન સરંજામમાંથી કોડી સરખી વસ્તુ પણ કોઇ લેશે નહિ. આપની પનાઇ પર બધું પાછું મોકલી આપવાની વ્યવસ્થા કરૂં છું. પરંતુ આ એકજ કોડી—પેટબળી સાગર—એનું શું થશે ? એ એના બાપને ઘેર ચાલી જશે કે આપ એને આપની સાથે લેઇ જશો? યાદ રાખજો કે આપ એના એક કોડીમાં ખરીદાએલા ગુલામ છો.

અજાયબી અજાયબી ઉભરાવાથી વ્રજેશ્વર તાજુબીમાં નાખૂત જેવો થઇ ગયો. આ શું ? લૂંટની વાત તદ્દન ગલત છે; આને લૂંટ કોણ કહે ? થોડીક વાર સુધી એણે વિચાર-વમળમાં ગોથાં ખાધાં કર્યા. છેવટે બોલી ઉઠયો: તમે લોકોએ મને આબાદ બનાવ્યો ! હું તો એમજ સમજ્યો હતો કે દેવી ચૌધરાણીના માણસોએ મારી પનાઈ પર ધાડ પાડી છે.

નિશિ બોલી: ખરેખર, આ દેવી ચૌધરાણીની જ પનાઇ છે. દેવી ચૌધરાણી ખરેખર લુંટજ ચલાવે છે. એ વાત પૂરી

કરે તે પહેલાંજ અધવચ અટકાવીને વ્રજેશ્વરે પૂછ્યું: દેવી ચૌધરાણી ખરેખર લુંટફાટ કરે છે—ત્યારે આપ શું જાતે દેવી રાણી નથી?

નિશિ: હું દેવી નથી. આપને રાણીજીની મુલાકાત કરવાની ઇચ્છા હોય, તો રાણીજી દર્શન દઈ શકે છે. પરંતુ હું જે વાત કહેવા માંગતી હતી, તે પહેલાં સાંભળો. અમે લોકો ખરેખર લુંટનું કામ કરીએ છીએ, પરંતુ આપની પનાઈ પર ધાડ પાડવામાં સાગરની પ્રતિજ્ઞા જાળવવા સિવાય અમારો બીજો કોઇ ઉદ્દેશ ન હતો. હવે સાગરે કેવી રીતે ઘેર જવું? પ્રતિજ્ઞાનું પાલન તો થઇ ચૂક્યું.

વ્રજ: એ આવી કઇ રીતે?

નિશિ: રાણીજીની સાથે

વ્રજ: હું પણ સાગરને પીએર ગયો હતો,—ત્યાંથી જ ચાલ્યો આવું છું. ત્યાં તો રાણીજીને મેં ક્યાંઈ દીઠાં નહિ.

નિશિ: આપના ગયા બાદ રાણીજી ત્યાં ગયાં હતાં.

વ્રજ: ત્યારે એટલીવારમાં અહિં શી રીતે પાછાં આવી શક્યાં?

નિશિ: અમારી ઝડપબંધ ચાલનારી નાવ તો આપે જોઇ છે ને! પચાશ પચાશ વાંસડા વડે તો એ ચાલે છે.

વ્રજ: ત્યારે આપ લોકોજ એ નાવમાં બેસીને સાગરને પાછી એને પીએર કેમ નથી મૂકી આવતા?

નિશિ: એમાં એકજ વાતની હરકત નડે છે. સાગર કોઇને કહ્યા વગરજ રાણીજીની સાથે ચાલી આવી છે—હવે

બીજા કોઈની સંગાથે એને મોકલી આપીએ, તો તું ક્યાં ચાલી ગઇ હતી? એમ સઘળાંજ એને પૂછે. પરંતુ તમારી સાથે પાછી જાય, તો કોઇ વાતનો સંતાપ રહે નહિ.

વ્રજ: ઘણું સારૂં. આપ અમને અમારી હોડી પાછી સોંપાવો.

સોંપાવું છું—એમ કહીને નિશિ ત્યાં આગળથી ચાલી ગઇ.

પછી સાગરને એકલી જોઇને તે કહેવા લાગ્યો: સાગર ! આવી પ્રતિજ્ઞા તારે શા સારૂ લેવી પડી ?

વસ્ત્રના છેડાથી મ્હોં ઢાંકીને—આ વખતે ઢાકાઈ રૂમાલ ન હતો—મતલબ કે જે કાપડ હાથ લાગ્યું તેના વતી મુખને ઢાંકીને સાગર રોવા લાગી,—બટકબોલી સાગર અત્યારે થરથર ધ્રૂજી રહી હતી અને કાંઇપણ બોલ્યા ચાલ્યા વગર રડતી હતી. કશો અવાજ કરતી નહોતી—રખેને દેવી સાંભળી જાય તો ? એ રોવાનું પૂરૂં થયું એટલે વ્રજેશ્વરે પૂછ્યું: સાગર ! પણ તેં મને બોલાવ્યો કેમ નહિ ? બોલાવી લીધો હોત, તો બધી ઉપાધિ દૂર થઈ જાત.

મહા મહેનતે રોવાનું બંધ કરી આંખો લૂછી કરીને સાગર કહેવા લાગી: મારા નસીબના ભોગ તેથીજ તો; મેં તો જાણે ભૂલ કરી, પણ તમેજ તમારી મેળે કેમ નહિ ચાલ્યા આવ્યા !

વ્રજ: તેં તો મને તગેડી મૂકયો હતો, તે બોલાવ્યા વગર મારાથી શી રીતે અવાય ?

આ સર્વ કથાભાગ વિધિપૂર્વક સમાપ્ત થયા બાદ તે બોલ્યો: સાગર ! તું લુંટારાઓ સંગાથે શું કરવા આવી ?

સાગરે કહ્યું: દેવીની સાથે મારે સગી બ્હેન જેવો સં-બંધ છે. પ્રથમથીજ અમારે એક બીજાની સાથે આવો સંબંધ બંધાયો હતો. આપે ત્યાંથી પુંઠ ફેરવી કે તરતજ તે મારે પીએર આવી પહોંચી. મને રોતી જોઇને તેણે કહ્યું: શું કામ રડે છે ? તારા રસિકવરને હું બાંધીને અહિંયા લઇ આવીશ. મારી સાથે એકાદ બે દિવસ તો રહે.—તેથીજ હું આવતી રહી. દેવી પર સંપૂર્ણ વિશ્વાસ રાખવાનું મારે ખાસ કારણ છે. તમારી સાથે હું ચાલી જાઉં છું, એમ હું મારા પીએરની દાસીને કહેતી આવી છું. તમારે માટેજ હુક્કો, તંબાકુ વગેરે સામગ્રી તૈયાર કરાવી રાખી છે—એક-વાર તંબાકુ બંબાકુ તો પીઓ, પછી જવાશે.

વ્રજ: માલીક છે, તે તો કાંઈ વિવેક કરતાં નથી.

સાગરે તુરત દેવીને બૂમ પાડી. દેવી આવી નહિ.—નિશિ આવી.

નિશિને જોઇને વ્રજેશ્વરે રહ્યું: હવે અમારી નાવને માટે વરદી આપો, તો અમે જઇએ.

નિશિ: નાવ આપનીજ છે. પરંતુ જુઓની, તમે દેવીના બનેવી થાઓ—આવા માનીતા મહેમાન થઇને તમે અમારે આંગણે આવી ચઢ્યા, છતાં અમે હજી તમારો આદર સત્કાર કર્યો નથી, પરંતુ કેવળ અપમાનજ કર્યું છે, એ ભારે સંતાપની વાત છે. અમે લોકો ડાકુ ભલે હોઇએ,

પરંતુ હિન્દુ તો ખરાજને !

વ્રજ: બોલો, શું ફરમાવો છો ?

નિશિ: પહેલાં જરા નિરાંતે બેસો.

નિશિએ એમ કહી ગાદી દેખાડી અને તેના પર બેસવાને ઇશારતે સૂચવ્યું. વ્રજેશ્વર ગાલીચા પર બેઠો હતો. તે કહેવા લાગ્યો: શું કરવા ? હું તો અહિં મોજથી બેઠો છું.

નિશિ સાગરને કહેવા લાગી: બહેન ! તારી ચીજને તુંજ ઉઠાડીને બરાબર બેસાડ. તને ખબર છે ને, કે પરાઇ વસ્તુને હું હાથ અડાડતી નથી. હસતાં હસતાં પાછું ઉમેર્યું: સોનાચાંદીને અપવાદ તરીકે બાદ કરતાં.

વ્રજ: ત્યારે મારી ગણત્રી શું પિત્તળ અને કસામાં છે ?

નિશિ: હું તો ભાઈ એમજ સમજું છું—પુરૂષ વર્ગ સ્ત્રીઓને મન વાસણ કુસણ સરખો છે, કારણ કે તેમના વગર ઘરસંસાર ચાલતો નથી—તેથીજ રાખવાં પડે છે. બોલતાં ને ચાલતાં પાછાં અશુદ્ધ—અજીઠાં—થઇ જાય છે; તેમને ઘસીને ધોતાં અને સંભાળભેર ગોઠવતાં કરતાં દમ સૂકાઇ જાય છે. માટે બ્હેન સાગર ! તું તારા કળશીયા કશલી વગેરેને અલગ રાખ—વખત છે ને અજીઠાં થઇ જાય.

વ્રજ: એક તો પિત્તળ કાંસાનાં પાત્ર—અને તે પણ કળશીયા કશલી ? ઘડા દેગડાની ગણત્રીમાયે અમે નહિ આવીએ ?

નિશિ: ભાઇ! હું તો વૈષ્ણવ છું. વાસણ કુસણની સાથે મારે કાંઇ લેવા દેવા નથી—માટીના કોડીયાં વડે મારૂં કામ

સરે છે. વાસણુની વાત સાગરને પૂછવી.

સાગરઃ મને બરાબર ખબર છે. પુરૂષો હંમેશાં હૃદય-વિહોણા; અમે સ્ત્રી વર્ગ તો ગુણુના ભંડાર જેવી ગણાઇએ, કેમકે અમેજ એમનામાં પ્રેમવારિ પૂરીને એમને પૂર્ણ બનાવીએ છીએ.

નિશિએ ટાપશી પૂરીઃ ઠીક કહ્યું, તેથીજ એ કશલીને ગળે બાંધીને સ્ત્રીઓ સંસારસમુદ્રમાં ડૂબી મરે છે. સાગર, તું તારી કશલીને ઉપાડીને અંબરાઈ પર મૂકી દે.

વ્રજઃ એ કશલી પોતાની મેળેજ માનભેર ઉઠીને અંબરાઈ ઉપર બેસી જવાની.

એમ કહીને, પોતાની જગ્યાએથી ઉઠીને, એ ગાદી ઉપર જઇને બેઠો. બન્ને બાજુએ બે દાસીઓ—અણુમોલા વસ્ત્રાલંકારમાં સજ્જ થએલી બે રૂપસુંદરીઓ—પોતાના હાથમાં સોનાનાં ચમ્મર લેઇને તેને પડખે આવીને ઉભી રહી. આજ્ઞા મળતાં બન્ને વાયુ ઢોળવા લાગી. ત્યારબાદ નિશિ સાગરને કહેવા લાગીઃ જા, હવે તારેજ હાથે તારા સ્વામીને સારૂ તંબાકુ ભરી લાવ. સાગરે વગર ઢીલે સોનાના હુક્કા પરથી ચલમ ઉતારી લીધી અને તાબડતોબ મુશ્કી-કસ્તુરી મિશ્રિત-તંબાકુ ભરી આણી હુક્કા ઉપર મૂકી. તે જોઈ વ્રજેશ્વર કહેવા લાગ્યોઃ મને એક હુક્કો નવેસરથી વીછળીને તેમાં તમાકુ ભરી આપ.

નિશિએ ખુલાસો કર્યોઃ ના, ના, કોઈ વાતે વહેમાશો નહિ—હુક્કાને હજી કોઇએ ભ્રષ્ટ કર્યો નથી. કોઇએ એના

વતી કદી તંબાકુ પીધો નથી. અમે લોકો તો તંબાકુ પીતાંજ નથી.

વ્રજ: એમ કેમ? આ હુક્કો શા માટે છે?

નિશિ: દેવોની રાણીગીરીની દુકાનદારી——

વ્રજ: હશે, ચાલો; પણ હું જ્યારે આવ્યો, ત્યારે આ ચલમ એના ઉપર ભરેલી પડી રહી હતી—તંબાકુ કોઇ તો પીતુંજ હશે ને!

નિશિ: કોઇ એ પીતું નથી. તંબાકુ ભરી રાખવો એ પણ અમારી દુકાનદારીની ફેશન છે.

જે દિવસે સાગરનો વર આવવાના સમાચાર મળ્યા તેજ દિવસે એ હુક્કો બહાર કાઢવામાં આવ્યો હતો અને આ તંબાકુ પણ તેજ દિવસે મંગાવવામાં આવ્યો હતો. બરાબર પરીક્ષા કરી જોતાં વ્રજેશ્વરને હુક્કો તદ્દન વાપર્યા વિનાનોજ લાગ્યો. પછી તો એ ધૂમ્રપાનનું શબ્દોમાં ન વર્ણવી શકાય એવું અપૂર્વ સુખ અનુભવવા લાગ્યો. તે જોઇને નિશિ સાગરને કહેવા લાગી: મેર, દાધાબળી, આમ પૂતળાંની જેમ ઉભાં થઇ રહેવાય કે? મરદ માણુસ હુક્કાની નળી મ્હોંમાં રાખીને ગુલતાન થઈ જાય, ત્યારે તેમનાં મનમાં બારે પ્રહર વૈરીની ઝંખના રહી શકે ખરી કે? જોયાં શું કરે છે? બેચાર પાનનાં બીડાં તો બનાવી લાવ. જોજે, તારા હાથેજ પાનની પટ્ટી કરજે, ભૂલેચુકે બીજા કોઇને એ કામ સોંપતી નહિ. બની શકે તો કાંઇ કામણટુમણ પણ કરી લાવજે.

સાગરે જવાબ દીધો: બીડાં તો મેં મારે હાથેજ બ-

નાખ્યાં છે—કામણટુમણ આવડતાં હોત તો કદી આ દહાડો આવવા પામત ખરો ?

એમ કહીને એક સોનાની રકાબીમાં ચન્દન, કપૂર, કસ્તુરી અને ગુલાબની સુગન્ધીથી મ્હેંક મ્હેંક થતાં પાનનાં બીડાં સાગર લઈ આવી. તે વખતે નિશિ કહેવા લાગી: તેં તારા ધણીનો ઘણોજ તિરસ્કાર કર્યો છે—હવે એને કંઇ નાસ્તોપાણી તો કરાવ.

વ્રજેશ્વરનું મુખ સૂકાઇ ગયું. તે બોલી ઉઠયો: આ તે શું કરવા બેઠાં છો ? આટલી રાત્રે નાસ્તો પાણી ? એ હવે માફ કરો. પણ એની આ આનાકાનીની સામે સૌએ આંખ આડા કાન કર્યા. સાગરે ઝટપટ એક ઓરડામાં ઘુસી જઇ ઝડપ ઝડપ વાસીદું વાળી નાંખ્યું. તે ઉપર પાણી છાંટીને એક મોટું આસન બીછાવી દીધું. એ આસન આગળ ચાંદીના ખુમચામાં ચાર પાંચ સુંદર મિષ્ટાન્નની સામગ્રીઓ પીરસી દીધી. સોનાના કળશીયામાં ઉત્તમ સુગંધીદાર શીતલ જલ ભરી દીધું. વરદી મળતાંજ નિશિએ વ્રજેશ્વરને કહ્યું: ચાલો ઠામ મંડાઈ ગયું છે. વ્રજેશ્વરે ઘણી ઘણી યુક્તિ અજમાવી—કેટલીયે વાર હાથ જોડીને કાલાવાલા કીધા અને કહ્યું: ધાડ પાડીને મને પકડીને અહિં કેદી તરીકે લાવવામાં આવ્યો છે—એ અત્યાચાર મેં સહન કર્યો—પરંતુ સોગનપૂર્વક કહુ છું કે આજની રાતનો આ બળાત્કાર મારાથી ખમી શકાય તેવો નથી.

સ્ત્રીહઠનો પાર કોણ પામ્યું છે ? કોઇએ તેને પત

કર્યો નહિ, પીછો છોડયો નહિ. લાચાર થઈ પીઃ
વાનગીઓને એણે કાંઈક ઇન્સાફ આપ્યો. તે વખતે ઃ
નિશિને કહેવા લાગી: બ્રાહ્મણને ભોજન કરાવીએ તો
દક્ષિણા આપવી જોઈએ. નિશિ બોલી ઉઠી: દક્ષિણા રા
પોતે આપશે. આવો ભાઇ, રાણીજીને મળી આવીએ.
કહી નિશિ એને પાસેના એક ઓરડામાં લઇ ગઈ.



## પ્રકરણ ૮

નિશિ એને પોતાની સાથે દેવીના શયનગૃહમાં
ગઈ. ત્યાં પણ સઘળી વસ્તુઓ દરબારી ઠાઠથી શણ઼
હતી. વધારામાં એક નાનો સરખો સોનાપલંગ બીછ
માં આવ્યો હતો. પલંગની ચારે બાજુએ મોતીની ઃ
લટકી રહી હતી. પણ એ કશા ઉપર એની
ઠરી નહિ. એની આંખો તો આટલા ઐશ્વર્યનો અ
ભોગવનારી દેવીને ખોળી રહી હતી. લાકડાના બા
એક સ્ત્રી અડધો ઘુમટો તાણીને બેસી રહેલી તેના ન
આવી. નિશિ અને સાગરમાં જે લટકમટક, જે
હતાં તેમાંનું કાંઇ પણ આ બાઇને વિષે તેના ઃ

આવ્યું નહિ. એ તો હાવભાવ કે ઠમકી, ગંભીરતાની પ્રતિમા સરખી, નીચેથી ઉંચું ન નિહાળનારી, લજ્જારૂપી શસ્ત્રથી મ્હાત કરનારી મોહિની હતી. નિશિ અને સાગર—ખાસ કરીને નિશિ—તો સકલ અંગને વિષે સુંદર રત્નાલંકાર અને મહામૂલાં વસ્ત્રોથી લદબદ થઇ રહી હતી; પરંતુ આના શરીર પર તો એમાંનું કાંઇ નહોતું. દેવીએ વ્રજેશ્વરને મળવાની આશાથી ફુલાઇ જઇ પહેલાં તો અણમોલા વસ્ત્રાલંકાર વડે પોતાનાં શરીરને મઢી દીધું હતું, એવી વાત અમે આગળ વર્ણવી ચૂકયા છીએ. પરંતુ મુલાકાતનો સમય છેક પાસે આવ્યો, ત્યારે એ બધાંય ઘરેણાં કપડાં ઉતારી નાંખ્યાં અને તદ્દન સાદાં કપડાં પહેરી દીધાં—હાથમાં ફક્ત હલકું ઘરેણું રહેવા દઇને તે એની આતુરતાથી વાટ જોવા લાગી. પહેલાં તો નિશિની સલાહથી ભોળવાઇ એણે ભપકો કરવામાં કચાશ રાખી નહોતી; પરંતુ જ્યારે ચિત્ત ઠેકાણે આવ્યું ત્યારે તેને પોતાનેજ એના ઉપર સખ્ત અણગમો આવી ગયો: છટ્ છટ્ ? આ શી નાદાની મેં કરવા માંડી છે! ઐશ્વર્યની જાળમાં તો કરોળીયાની પેઠે સપડાઇ જવાશે. દેવીનો તદ્દન સાદાઇભર્યો સ્વાંગ માત્ર આજ વિચારને લીધે હતો.

વ્રજેશ્વરને ત્યાં લગી મૂકીને નિશિ ચાલી ગઈ. તેણે ઓરડામાં પ્રવેશ કરતાં જ દેવીએ પોતાના આસનપરથી ઉભા થઇને એને પ્રણામ કર્યા. તે જોઇને એ વધુ અજાયબી પામ્યો—આ શું? બીજા કોઇએ મને પ્રણામ

કર્યા નહિ અને આણે કર્યા એ કેવી નવાઇ? દેવી એ સમયે તેની સામે ઉભી થઇ રહી—તેણે જોયું તો જાણે યથાર્થ દેવીનીજ મૂર્ત્તિ છે! એવી મૂર્ત્તિનાં અગાઉ કદી દર્શન થયાં છે! એને લાગ્યું કે અગાઉ પણ એક વેળા આવીજ મૂર્તિ નજરે પડી હતી. તે તો આના કરતાંયે વિશેષ મધુર હતી—કેમકે, તે મુગ્ધા બાલિકાની મૂર્તિ હતી. તે સમયે તેણે નવોસવો યૌવનાવસ્થામાં પ્રવેશ કર્યો હતો. હાય! આ મૂર્તિ જો એજ હોય તો! આ મુખ જોતાંજ વ્રજેશ્વરને તે વદન સાંભરી આવ્યું. પરંતુ એને બીજીજ ક્ષણે એમ લાગ્યું કે આ ચહેરો તો કાંઈ જૂદોજ છે. ત્યારે આ વદનમાં શું તેમાંનું કાંઇજ નથી! છે—જરૂર કાંઇક છે. તે હાંફળો ફાંફળો થઈ જઇ વિચારવમળમાં ગોથાં ખાવા લાગ્યો: એને તો મરણ પામ્યાને ઘણો કાળ વીતી ગયો—ત્યારે મનુષ્યોમાં શું આવું સામ્ય–સરખાપણું–કદી હોઇ શકે કે જેથી એક વ્યક્તિને જોતાં બીજીનું સ્મરણ થઈ આવે! આ શું એ તો નહિ હોય, વ્રજેશ્વર!

એના અંતઃકરણમાં એજ વિચાર ખટકવા લાગ્યો. એનું હૃદય ભરાઇ આવ્યું—આંખોમાં આંસુ ભરાઈ આવ્યા, પરંતુ પડ્યાં નહિ. તેથી એ આંસુ દેવીના જોવામાં આવ્યાં નહિ. જોવામાં આવ્યાં હોત, તો મામલો ગંભીર બની જાત. બન્ને વાદળમાં વીજળી ચમકી રહી હતી.

પ્રણામ કરી આંખો નીચી નમાવીને દેવી કહેવા લાગી: મેં જોરજુલમ કરીને આપને અહિં પકડી મંગાવ્યા છે અને

એ રીતે આપને ભારે કષ્ટ આપવાનું સાહસ ખેડયું છે. મેં એવું કુકર્મ કેમ કર્યું તે સંબંધમાં આપના સાંભળવામાં કાંઇ આવ્યું છે ! મારા અપરાધને મનમાં આણુશો નહિ.'

વ્રજેશ્વરે કહ્યું: આપે તો મારા પર ઉપકારજ કર્યો છે.

વધુ વાતચીત કરવાની એનામાં શક્તિ ન હતી.

દેવી ફરીથી કહેવા લાગી: આપે કૃપા કરીને મારે ત્યાં નાસ્તો કરવાની કૃપા કરી, તેથી આપે મને માન આપ્યું સમજું છું. આપ કુલીન છો—આપની તે મુજબ મર્યાદા રાખવી એ મારૂં કર્ત્તવ્ય છે. આપ મારા સંબંધી છો—વિદાયગીરી તરીકે આપને જે કાંઇ હું આપું તે સ્વીકારશો.

તે બોલ્યો: પોતીકી સ્ત્રીના સમાન બીજું કયું ધન હોઈ શકે ? તે તો આપે મને આપ્યું; એના કરતાં વિશેષ બીજું હવે શું આપશો !

અલ્યા વ્રજેશ્વર ! આ તેં શા ઉદ્દગાર કાઢ્યા ! સ્ત્રીના સમાન બીજું કોઇ ધન નથી ! ત્યારે તમે બાપ દીકરા બન્નેયે મળીને પ્રફુલ્લને શું કામ ઘરમાંથી હાંકી કાઢી !

પલંગની પાસે ચાંદીનો એક કળશીયો હતો, તેને પાસે ખેંચીને દેવીએ એની થડમાં મૂકી દીધો અને પછી કહેવા લાગી: આનો સ્વીકાર આપે કરવોજ પડશે.

એ જોઇ તે બોલ્યો: આપની પનાઇ પર સોનાચાંદીની એટલી રેલમછેલ છે કે, આ કળશીયો લેવામાં હું જો કાંઇ વાંધો ઉઠાવું તો સાગર મારા પર નારાજ થયા વિના રહે નહિ. પણ એક બાબત—

એના કચવાટનો મર્મ સમજી જઇને દેવીએ કહ્યું: હું સોગનપૂર્વક કહું છું કે આ ચોરી અગર લુંટનો માલ નથી. આપે પણ સાંભળ્યું હશે, કે મારી પાસે મારી ખાનગી મિલકત પણ કાંઇક છે—માટે આ વસ્તુનો સ્વીકાર કરવામાં કોઇ પણ પ્રકારના સંકોચનું કારણ નથી.

આખરે એ કબૂલ થયો—ખાનદાન માણસના છોકરાઓને પણ—આવી માનભરી ભેટ કે વિદાયગીરી સ્વીકારવામાં કોઇ પ્રકારે લાજશરમ નડે નહિ—આજકાલ પણ કોઇને નડતી નથી. કળશીયો વજનમાં ભારે નીકળ્યો, સહેલાઇથી એનાથી ઉંચકી શકાય તેવો ન હતો. તે બોલી ઉઠયો: આ શું ! કળશીયો તો કાંઈ ઘણો સંગીન લાગે છે ને !

દેવી: ખેંચતી વખતે એની અંદરથી અવાજ થયો હતો—માંહેથી પોલો છે, નક્કર નથી.

વ્રજ: તેથીજ તો ! એમાં શું છે ?

એ કળશીયામાં હાથ ઘાલીને જુએ છે તો એમાં મહોરો નજરે પડે છે. કળશીયો મહોરથી ભરપૂર ભરેલો છે.

વ્રજ: આ સર્વ મહોરોને શેમાં ઠાલવી દઉં ?

દેવી: ઠાલવવાની શી જરૂર છે ? એ સઘળી આપનેજ બક્ષિસ કરેલી છે.

વ્રજ: શું.........?

દેવી: કેમ ?

વ્રજ: કેટલી મહોરો છે ?

દેવી: તેત્રીસસો.

વ્રજ: તેત્રીસસો મહોરના પચાસ હજારથીયે વિશેષ રૂપીયાં ઉપજે છે. સાગરે આપને રૂપીયાની વાત પણ કરેલી હોવી જોઇએ.

દેવી: સાગરને મોઢેથીજ સાંભળવામાં આવ્યું કે આ-પને પચાસ હજાર રૂપીયાની સખ્ત જરૂર છે.

વ્રજ: એટલીજ આપો છો, એમ !

દેવી: રૂપીયા મારા નથી; મને દાન કરવાનો અધિકાર નથી. એ રૂપીયા દેવના છે. દેવની કૃપાથી એ દ્રવ્ય મને પ્રાપ્ત થયું છે. મારી એ દિવ્ય સંપત્તિમાંથી આ રૂપીયા હું તમને ઉધાર આપું છું.

વ્રજ: મને એ રૂપીયાની ખાસ જરૂર છે. ચોરી કરીને અગર ધાડ પાડીને એ રૂપીયા મેળવું તોયે મને પાપ લાગવાનું નથી. કેમકે એ રૂપીયા વગર મારા પિતાની જીંદગી જોખમમાં આવી પડે તેમ છે. એ રુપીયા હું લઇશ તો ખરો, પણ મારે ક્યારે એ ચૂકતે કરવાના !

દેવી: દેવની સંપત્તિ દેવને પ્રાપ્ત થાય એટલે બસ છે. મારા મરણના સમાચાર સાંભળવામાં આવે ત્યારે મૂળ મુદ્દલ રકમ અને તેના પર એક મહોર જેટલી વ્યાજની રકમ દેવની સેવામાં ખર્ચજો.

વ્રજ: હું જ જો એ બધા રૂપીયા જાતે ખર્ચી મારૂં, તો એક રીતે આપને દગો દીધા બરોબર થાય. મને એ શરત મંજુર નથી.

દેવી: ત્યારે, આપને રૂપીયા જેમ ચુકવવા હોય તેમ

મુકવજો.

વ્રજ: રૂપીયાની સવડ થતાંજ હું આપને મોકલી દઇશ.

દેવી: આપનો કોઇ પણ માણુસ મારી પાસે આવી શકશે નહિ.

વ્રજ: હું પોતે રૂપીયા લઇને આવીશ.

દેવી: ક્યાં આવશો ? હું એક જગ્યાએ રહેતી નથી.

વ્રજ: જે જગોએ કહેશો, ત્યાં આવી આપી દઇશ.

દેવી: આપ જો મુદ્દત ઠરાવો, તો હું સ્થાન પણ ચોક્કસ તમને જણાવી દઉં.

વ્રજ: મહા ફાગણમાં હું રૂપીયા એકઠા કરી શકું. પણ એથીયે મુદત વધારીએ તો હરકત નથી. વૈશાખ મહિનામાં હું રૂપીયા આપી શકીશ.

દેવી: ત્યારે તો વૈશાખ માસમાં શુકલ પક્ષની સાતેમે રાત્રીના સમયે આ ઘાટ પર રૂપીયા લઇને આવજો. સાતેમનો ચંદ્ર અસ્ત થતાં સુધી હું અહિંજ થોભીશ. સાતેમનો ચંદ્ર અસ્ત થયા પછી તમે આવશો તો મારી મુલાકાત તમને થઈ શકશે નહિ.

વ્રજેશ્વરે પોતાની સંમતિ દર્શાવી, એટલે દેવીએ પોતાની દાસીઓને ફરમાવ્યું: જાઓ, મહોરોવાળા આ ઘડાને ઉચકીને હોડીમાં મૂકી આવો. વ્રજેશ્વર પણ દેવીને આશીર્વાદ દઇને પોતાની નાવ પર જવા લાગ્યો, ત્યારે દેવીએ તેને રોકીને કહ્યું: હજી એક વાતનો ખુલાસો કરવાનો રહ્યો છે. આ તો મેં દેવું આપ્યું—વિદાયગીરી ક્યાં આપી છે?

વ્રજ: કળશીયાને જ વિદાયગીરી માની લ્યોને.

દેવી: આપને છાજે તેવી એ બક્ષિસ નથી. લાયકને લાયક માન મળવું જોઇએ.

એમ કહીને દેવીએ પોતાની આંગળીમાંથી વીંટી ઉતારીને તેની આગળ ધરી. વ્રજેશ્વરે વીંટી લેવા સારૂ હસતાં હસતાં હાથ લંબાવ્યો. દેવીએ એના હાથમાં વીંટી ન આપી. પરંતુ પોતાના હાથે વીંટી પહેરાવવા માટે એનો હાથજ ઓચીંતો પકડી લીધો. વ્રજેશ્વર સંયમી પુરૂષ હતો, છતાં આ પ્રસંગે તેનાં અંતઃકરણમાં કદી નહિ અનુભવેલો એવો સાત્વિક ભાવ જાગ્રત થયો. મનમાં અવર્ણનીય ઉથલપાથલ થઇ રહી. શરીરનાં રૂંવેરૂંવાં ખડાં થઇ ગયાં—અંતરનાં ઉંડાણમાંથી અમૃતનો ફુવારો એકાએક ફુટવા લાગ્યો. પોતે ઇન્દ્રિયનિગ્રહ કરનાર ધીર પુરૂષ હોવા છતાં એ અત્યારે આત્મભાન ભૂલી ગયો. દેવીના હાથમાંથી પોતાનો હાથ છોડાવવાનું તેને સાંભર્યું સરખુંયે નહિ. વિધાતા ઘણું ખરૂં આવો કેર વર્તાવે છે, તેથી મનુષ્ય કર્ત્તવ્યભ્રષ્ટ થયા વિના રહેતો નથી.

એનું ચિત્ત જ્યારે આવું અસ્થિર અને પરવશ બની ગયું હતું ત્યારે એવા સમયનો લાભ લઇને દેવી તેના હાથમાં હળવે હળવે વીંટી પહેરાવવા લાગી. તે સમયે તેની આંખમાંથી બે ગરમ ટીપાં વ્રજેશ્વરના હાથ પર સરી પડયાં. વ્રજેશ્વરે જોયું કે દેવીનું મુખ આંસુના અઢળક પ્રવાહથી ઢંકાઈ ગયું છે! કેવી રીતે શું થયું હતું તે શબ્દોમાં વર્ણવી

શકાય તેમ નથી. વ્રજેશ્વર જીતેન્દ્રિય હતો, છતાં તેના ચિત્તની અંદર અજબ ઉથલપાથલ થઈ રહી હતી. વળી પાછું પેલું મુખ એને એકાએક સાંભરી આવ્યું—એ મુખમાંથી એજ રાત્રે બરાબર આવી અશ્રુધારા વહી રહી હતી. તેનાં આંસુ લુછવાની વાત—પણ એકાએક એને યાદ આવી. એ તેજ છે, એ તેજ છે, ખરેખર એ આવીજ હતી. એના મનમાં કાંઇક આવીજ ધૂન મચી રહી. ભાનભૂલા થઇ જઇને એણે દેવીની ખાંધ પર ઓચીંતો પોતાનો હાથ મૂકી દીધો, અને બીજા હાથ વતી તેનું મ્હોં પોતાના હાથમાં લઇ લીધું. અમારી સમજ પ્રમાણે એને દેવીનું મુખ પ્રપુલ્લના જેવુંજ ભાસ્યું હોવું જોઇએ. વિવશ, વિહ્વલ થઈ જઇને આંસુભીનાં તે હોઠ ઉપર એણે—આહ ! શું કર્યું ? અરે વ્રજેશ્વર ! ફરી પાછું !

એ વખતે વ્રજેશ્વરના માથા પર જાણે આકાશજ અકસ્માત તૂટી પડ્યું ના હોય, એવું એને લાગવા માંડ્યું: અરે ! મેં આ શું કર્યું ? આ કાંઈ પ્રપુલ્લ છે ? એને મરણ પામ્યાને તો દશ વરસ થઈ ગયાં છે ! ઉંચા શ્વાસે તે ત્યાંથી એકદમ નાસી છૂટ્યો અને હાંફળોફાંફળો પોતાની નાવ પર જ ઝટ ચઢી ગયો. સાગરને પણ પોતાની સાથે લીધી નહિ. “ પકડો, પકડો, આસામી ભાગી જાય છે ” એમ કહેતી કહેતી સાગર પણ તેની પાછળજ નાવડી પર આવી પહોંચી. નાવ વાયુવેગે છુટી ને વ્રજેશ્વર અને તેનાં બન્નેય રત્નાધાર—સાગર તેમજ મહોરોનો કળશીયો—

એ બંનેને વ્રજેશ્વરની પનાઇ પર પહોંચાડી દીધાં. આણી તરફ નિશિએ આવીને દેવીના શયનગૃહમાં પ્રવેશીને નજર કરી તો દેવી નાવના પાટીયા પર પડી પડી રૂદન કરી રહી છે. નિશિએ દેવીને ઉઠાડીને બેઠી કીધી—તેની આંખમાંનાં આંસુ લુછી નાંખ્યાં, અને શાન્ત પાડી. પછી તે કહેવા લાગીઃ મા! આ શું આપનો નિષ્કામ ધર્મ છે! આ કાંઇ સંન્યાસ કહેવાય? મા! અત્યારે તમારૂં ભાગવદ્‌વાક્યનું શાણપણ ક્યાં સંતાઈ ગયું!

દેવી કશો જવાબ દીધા વગર ચુપચાપ બેસી રહી.

નિશિ બોલીઃ આવાં કઠણ વ્રત સંસારી સ્ત્રીઓને કાજે ન હોય. સ્ત્રીઓએ જો એવોજ માર્ગ આદરવો હોય તો એણે મારા જેવાજ બનવું રહ્યું. વ્રજેશ્વર મને કદાપિ વિલાપ કરાવી શકશે નહિ. મારે મન તો વ્રજેશ્વર અને વૈકુણ્ઠેશ્વર એ બન્ને સરખાજ છે.

આંસુ લુછતાં લુછતાં દેવી બોલી ઉઠીઃ જા, તું તારે જમને દરબાર પહોંચી જા.

નિશિઃ મારી મેળે નહિ જાઉં. પણ મારા પર તો જમનોયે અધિકાર નથી ચાલતો. તમેજ સંન્યાસ ત્યાગીને ઘેર સીધાવો.

દેવીઃ એ રસ્તો ખુલ્લો હોત, તો આ રસ્તે કદી હું ચઢતજ નહિ. હશે. ચાલો, હવે પનાઈ છુટી મૂકવાની વરદી આપી દો. ચાર શઢ ચઢાવી દો.

આજ્ઞા મળતાંજ મોટા જહાજ જેવી તે પનાઇ ચાર શઢ ચઢાવીને પક્ષી પેરે ઉડી ગઇ.

## પ્રકરણ ૯

વ્રજેશ્વર પોતાની નૌકામાં આવીને ગંભીર થઇને બેઠો. સાગરની સાથે કશી વાતચીત કીધી નહિ. દેવીની પનાઈ પક્ષીની પેઠે એકાએક ઉડીને અદૃશ્ય થઇ જતી તેના જોવામાં આવી. એટલે એ સાગરને પૃછવા લાગ્યો: પનાઇ ક્યાં ગઈ!

સાગરે કહ્યું; એ વાત દેવી સિવાય બીજું કોઈ જાણતું નથી. એ સઘળી હકીકત તે કદી કોઇને કહેતી નથી.

વ્રજ: દેવી કોણ છે?

સા: દેવી દેવી છે.

વ્રજ: તારી શી સગી થાય?

સા:: બહેન.

વ્રજ: બહેન કેવી રીતે વળી?

સા: જાતિ બહેન.

વ્રજ ફરીથી મુંગો રહ્યો. માછીઓને બૂમ પાડીને તેણે પૃછ્યું: તમે લોકો પેલી મોટી પનાઇની સાથે થઇ શકશો?

માછીઓએ કહ્યું: કોની તાકાત છે? એ તો નક્ષત્રની જેમ નાસી છૂટી છે. એ જવાબ સાંભળીને વ્રજેશ્વર તો ઠંડોજ થઈ ગયો. સાગર સૂઈ ગઇ.

મળસ્કું થતાં વ્રજેશ્વરે પનાઇને છુટી મૂકી દીધી.

સૂર્યોદય થયા બાદ સાગર આવીને તેની પાસે બેસી ગઈ. તે પૂછવા લાગ્યો: આ દેવી પણ લુંટ કરે છે કે?

સા: તમે શું ધારો છો?

વ્રજ: દેદાર તો સઘળો ડાકુઓના જેવોજ દીઠા—લુંટ કરતાં એને આવડે છે તે પણ અનુભવ્યું. તેમ છતાં દેવી ખચીત લુંટફાટ કરતીજ હશે એવી હજી સુધી ખાતરી થતી નથી.

સા: ખાતરી કેમ નથી થતી?

વ્રજ: શી ખબર? પણ લુંટફાટ કર્યાં વગર આટલું બધું ધન પણ કયાંથી ભેગું કર્યું હશે!

સા: કોઇ કહે છે કે દેવના વરદાનને લીધે દેવીને આટલી બધી સંપત્તિ મળી છે. કોઇ કહે છે કે જમીનની અંદર દાટેલું ધન મળ્યું છે. કોઇ કહે છે કે દેવી સોનાનો કીમીઓ કરે છે.

વ્રજ: એ પોતે શું કહે છે!

સા: એ કહે છે કે આમાંનું કોડીભાર પણ મારૂં દ્રવ્ય નથી—સઘળું પરાયું છે.

વ્રજ: પરાયું ધન આટલું બધું કયાંથી મળ્યું!

સા: એ બધું હું કયાંથી જાણું!

વ્રજ: પરાયું ધન હોવા છતાં આવડો અમીરી ઠાઠ રાખે છે; અને દોલત જેની છે તે તો કાંઈ બોલેજ નહિ એ કેવી ખુબી કહેવાય?

સા: એ તો કશોયે અમીરી ઠાઠ રાખતી નથી—કોદરી

ખાય છે, જમીન પર સૂએ છે, શણનાં કપડાં પહેરે છે. કાલે આપના જોવામાં જે આવ્યું હતું, તે બધું 'તમારે માટે અને મારે માટે હતું, એ ખાલી ડોળદમામ છે. તમારા હાથમાં આ શું છે?

વજ્રેશ્વરના હાથમાંહેની નવીનકકોર વીંટી ઉપર સાગરની નજર પડી.

વજ્રેશ્વરે કહ્યું: કાલે મેં દેવીની નાવ ઉપર નાસ્તો કર્યો'તો, તેની દક્ષિણા અગર વિદાયગીરી તરીકે મને આ વીંટી મળી છે.

સા: જોઉં તો ખરી.

વજ્રેશ્વરે આંગળીપરથી વીંટી ઉતારીને સાગરને જોવાને આપી. સાગર તે વીંટીને હાથમાં લઇને આમતેમ ફેરવીને જોવા લાગી. આખરે તે બોલી ઉઠી: એના ઉપર તો દેવી ચૌધરાણીનું નામ લખ્યું છે.

વ્રજ: ક્યાં છે?

સા: અંદર. ફારસીમાં.

વ્રજ: (વાંચીને) અરે! આ શું? આના પર તો મારૂં નામ છે—આ તો મારી વીંટી છે. સાગર! તું જો સાચે સાચી હકીકત ન કહી દે તો તને મારા સોગન છે. સાચું બોલ, દેવી કોણ છે?

સા: તમને ઓળખાણ ન પડે, એ કાંઇ મારો વાંક કહેવાય? હું તો પળવારમાં એમને ઓળખી ગઇ.

વ્રજ: કોણ? કોણ? દેવી કોણ છે?

સ્ત્રા: પ્રફુલ્લ.

વ્રજેશ્વરે બીજી કાંઇપણ વાત કીધી નહિ. સાગરે જોયું કે એનાં રૂંવાં પહેલાં ઉભાં થઇ ગયાં, ત્યારબાદ નહિ વર્ણવી શકાય એવા આનંદનાં ચિન્હો—અનુપમ સુખનાં તરંગોની ઉછળી રહેલી છોળ તેના પ્રત્યેક અવયવોને વિષે નજરે પડી. મુખની કાન્તિ તેજસ્વી થઈ ગઇ, આંખો ઉજ્જવલ થઇ ગઇ અને તેમાં પાણી ભરાઇ આવ્યું, દેહ ઉન્નત થઇ જતાં ચહેરા પર કાન્તિ અને સ્ફુર્તિ છવાઈ રહ્યાં. થોડીવાર પછી સાગરે પાછી નજર કરી તો એમાંનું કશું રહ્યું નથી. એ પ્રભાયુકત કાન્તિને ઠેકાણે ભયંકર વિષાદે પોતાની સત્તા જમાવી દીધી છે. વ્રજ તદ્દન શૂન્ય થઈ ગયો છે. થોડીવાર પછી સાગરના મુખ સામું તાકી રહીને એણે આંખો મીંચી દીધી. શરીર તદ્દન લોથપોથ થઇ ગયું. સાગરે વ્યાકુળ ચિત્તે તેને અનેક સવાલો પૂછવા માંડ્યા. પરંતુ કાંઇ પણ જવાબ મળ્યો નહિ. એના મુખમાંથી એકવાર ફકત આટલાજ ઉદ્ગાર નીકળી શકયા: અફસોસ! પ્રફુલ્લ લુંટારણ બની!



•

## પ્રકરણ ૧૦

વ્રજેશ્વર અને સાગરને વિદાય કરીને દેવી ચૌધરાણી–હાય! એ દેવી ક્યાં જતી રહી હશે! ક્યાં તે અલબેલો સ્વાંગ, ઢાકાઇ સાડી, સોનાની માળા, હીરા મોતી પન્ના—સઘળું ક્યાં સંતાઇ ગયું? દેવીએ એ બધું ઉતારી નાંખ્યું હતું—જોતજોતાંમાં એનો બધો ભપકો અદૃશ્ય થઇ ગયો છે. શરીર પર એક જાડું ખરબચડું લુગડું અને હાથમાં ફક્ત કડાં સિવાય બીજુ કાંઇ ઘરેણું નથી. પછી પનાઇનાં ખાલી પાટીયા પર એક બાજુએ ગુણપાટ બીછાવીને તે સુઈ ગઈ. ઉંઘ આવી હશે કે કેમ તે કહી શકાય નહિ. પ્હો ફાટતાં, પનાઈ ધારેલે સ્થાન પર આવી પહોંચવા લાગી છે એવી ખાતરી થતાં તેણે નદીમાં ઉતરીને સ્નાન કર્યું. સ્નાન કર્યા કેડે ભીનાં કપડાંજ પહેરી રાખ્યાં—કપડાંમાં જુઓ તો એક ટાટના જેવી ખરબચડી સાડી હતી. કપાળ અને છાતીના ભાગ પર ગંગાની માટી લપેડાં. કોરા અને ભીના વાળને છુટ્ટા મૂકી દીધા. અત્યારે એની ખુબસુરતીનો બહાર કાંઈ અલબેલોજ દીસતો હતો આગલી રાત્રે તેણે હીરા, મોતી, વગેરેના કીંમતી દાગીના પહેર્યા હતા, તથા સુન્દર સુન્દર વસ્ત્ર ધારણ કર્યાં હતાં, ત્યારે પણ રાણીગીરીના એ મોહક

ભપકામાંયે આવી નૈસર્ગિક સુન્દરતા નજરે પડતી ન હતી. કાલે રત્નાલંકારમાં સજ્જ થએલી દેવી મહારાણી જેવી દીસતી હતી; આજે સર્વાંગે ગંગાની માટી ચોપડયાથી દેવી સાક્ષાત્ દેવી સરખીજ ભાસતી હતી. જે કુદરતી સુંદર વસ્તુ છે તેને માટી તજીને હીરા વગેરે ધારણ કરવાની શી જરૂર?

આવા અનુપમ સ્વાંગમાં સજ્જ થઇને પોતાની સાથે એક દાસીને લઇને એ કિનારે કિનારે ચાલવા લાગી—પનાઇ પર પાછી ગઈ નહિ. થોડેક દૂર સુધી ગયા બાદ તે એક જંગલમાં દાખલ થઇ.

અમે દરેક વાર્ત્તામાં જંગલની વાત કર્યા વિના રહેતા નથી—વાતવાતમાં લુંટફાટનો વિષય ઘુસાડી દઇએ છીએ, તેથી વાંચકે એમ નહિ સમજવું કે અમે જરા પણ અતિશયોકિત કરીએ છીએ, અથવા તો જંગલ અને લુંટફાટની વાતોજ અમને ગમે છે.

અમે જે જમાનાની વાત કરીએ છીએ, તે સમયે દેશ જંગલોથી ઉભરાતો હતો. અત્યારે પણ અનેક સ્થળોએ ભયંકર જંગલો અમારા પ્રત્યક્ષ જોવામાં આવ્યાં છે. લુંટફાટની તો વાતજ શી કરવી? વાંચકના સ્મરણમાંજ હશે કે ભારતવર્ષના લુટારાઓને શિકસ્ત આપવા સારૂ માર્કિવસ હેસ્ટિંગ્ઝને જેવા ભારે યુદ્ધની તૈયારી કરવી પડી હતી, તેવા યુદ્ધની તૈયારી તો પંજાબની લડાઈ પહેલાં કદીયે કરવી પડી નથી. એ સઘળા અરાજકતાના સમયમાં સશકત માણુસોનો ધંધોજ લુંટફાટ કરવાનો થઇ પડયો હતો. જેઓ

શરીરે નબળા પોચા અગર સીધા સાદા હતા, તેઓજ એ જમાનામાં ભલા માણસ કહેવાતા. એ દિવસોની બલિહારી તો એ હતી કે લુંટફાટનો ધંધો કોઇને મન શરમભરેલો અગર નિન્દાસ્પદ ગણાતો નહિ.

જંગલની અંદર પ્રવેશ કરીને દેવી ઘણે દૂર નીકળી ગઇ. એક ઝાડ હેઠળ આવ્યા પછી તે પોતાની પરિચારિકાને કહેવા લાગી: દિવા ! તું અહિં બેસજે. હું હમણાં આવું છું. આ વનમાં રીંછ, વાઘ વગેરે ઝનુની પશુઓ ઘણાં થોડાં છે. કદાચ આવી પહોંચે તોયે ડર જેવું નથી, કેમકે પહેરો સારો છે.

એમ કહીને દેવીએ વધારે ધીચોધીચ જંગલમાં પ્રવેશ કર્યો. અત્યંત ગાઢ જંગલની વચ્ચોવચ્ચ એક સુરંગ હતી. તેમાં ઉતરવાને પત્થરનાં પગથીઆં હતાં. જે જગ્યાએ ઉતરવાનું હતું ત્યાં તદ્દન અંધારૂં હતું—ઘર પત્થરનું હતું. અસલના વારામાં એ કોઇ શિવાલય હશે. અત્યારે કાળચક્રના પ્રભાવને લીધે એ ખંડીએર જેવું થઇ ગયું હતું. એની ચારે બાજુએ ફક્ત માટીના ઢગલા જોવામાં આવતા હતા. તેથીજ નીચે ઉતરવા સારૂ પગથીઆંની વ્યવસ્થા કરવામાં આવી હતી. દેવી અંધારામાં આ પગથીઆં ઉતરી ગઇ.

પૃથ્વીના પેટાળમાં આવેલા એ મન્દિરમાં એક દીવો ઝાંખો બળી રહ્યો હતો. તેને અજવાળે એક શિવલિંગ નજરે પડતું હતું. શિવલિંગની સામે બેસીને એક બ્રાહ્મણ પૂજા કરી રહ્યો હતો. શિવલિંગને પ્રણામ કરીને દેવી

પેલા બ્રાહ્મણથી થોડેક છેટે બેસી ગઇ. બ્રાહ્મણ પૂજા ખલાસ કરી, આચમન લઇને દેવીની સાથે વાતે મંડયો. એણે પૂછ્યું: મા! કાલે રાત્રે તમે શું કર્યું? ધાડ પાડી કે નહિ?

દેવીએ કહ્યું: આપ શું ધારો છો?

બ્રાહ્મણ બોલ્યો: મને શી ખબર?

બ્રાહ્મણ બીજો કોઇ નથી, આપણો પૂર્વપરિચિત ભવાની પાઠક છે.

દેવીએ કહ્યું: શી ખબર એમ કેમ કહો છો, મહારાજ! આપ ક્યાં મને ઓળખતા નથી! આ ધાડપાડુઓના ટોળામાં સામેલ થયાને આજે મને દશ વરસ થઇ ગયાં. દુનિયા એમ જાણે છે કે જેટલી લુંટફાટ થાય છે તે સઘળી હુંજ કરૂં છું. મારાથી એક દિવસ પણ એ કામ થઇ શક્યું નથી–એ વાત આપ સારી રીતે જાણો છો. છતાં કેમ કહો છો કે મને શી ખબર?

ભવાની: નારાજ શું કરવા થાઓ છો? અમે જે મતલબથી લુંટ કરીએ છીએ, તેને કાંઇ અમે નઠારૂં કામ ગણતા નથી. નઠારૂં સમજતા હોત, તો એક દિવસ પણ એવું કામ કરત નહિ. મારી સમજ પ્રમાણે તો તમે પણ ખરા અંતઃકરણથી આ કામને નઠારૂં સમજતાં નથી. એમ હોત, તો આ દશ વરસ——

દેવી: એ વિષે હવે મારો અભિપ્રાય બદલાઇ ગયો છે. આટલા દિવસ તો આપની વાતોમાં હું ભોળવાઇ ગઇ

હતી–પણ હવે ભૂલથાપ ખાવાની નથી. પરાયું ધન..છીનવી લેવું એ બુરૂં કામ ન હોય, તો એના કરતાં વધારે બૂરૂં પાતક બીજું કયું હોઇ શકે ? આપ લોકોની સાથે હવે હું કોઈ પ્રકારનો સંબંધ નહિ રાખી શકું.

ભવાનીઃ આ તે શું કહેવાય ! આટલા દિવસ જે શીખવ્યું હતું તે શું મારે ફરીથી શીખવવું પડશે ? આ બધી લૂંટફાટની દોલતમાંથી હું પાઇ સરખી પણ જો સંઘરતો હઉં, તો ખરેખર એ મહાપાતક જ કહેવાય. પણ તમે સારી રીતે જાણો છો કે હું કેવળ સખાવત કરવા ખાતરજ આ લુંટફાટ કરૂં છું. જેઓ ધર્મનિષ્ઠ હોઈ ધર્મને માર્ગે ધન મેળવે છે, તેમના ધનની જો હાનિ થાય તો તેઓને પોતાનું ભરણપોષણ કરવું કઠણ થઇ પડે. હું અગર રંગરાજ બેમાંથી એકે એવા સજ્જનોના દ્રવ્યને હાથ સરખો અડાડતા નથી. જેઓ હરામખોર, દગાબાજ બદમાશો છે, જેમણે પારકાનું દ્રવ્ય ચોરી યા લૂંટી લીધું છે, એવા લોકો પરજ અમે અમારૂં જોર અજમાવીએ છીએ. લૂંટ કરીને પણ એક પૈસો સરખો પાસે રાખતા નથી. લૂંટારાઓએ જેમનું દ્રવ્ય લૂંટી લીધું હોય, તેમનેજ બોલાવીને પાછું સોંપી દઇએ છીએ. આ સઘળી વાતો તમે કયાં નથી જાણતાં ? દેશમાં અરાજકતાની અંધાધુંધી વ્યાપી ગઇ છે, દુષ્ટોનું દમન થતું નથી. જીસ્કી લાઠી ઉસ્કી ભેંસ, મારે તેની તલ્વાર—એ કહેવતને અનુસરીને મનગમતી રીતે લોકો પરાઇ મિલ્કત છીનવી લે છે. એટલા માટેજ અમે

લોકોએ તમને રાણી બનાવીને રાજશાસન કરવા માંડયું છે. તમારા નામ પર અમે દુષ્ટોનું દમન અને શિષ્ટોનું સંરક્ષણ કરી રહ્યા છીએ. એ કાંઈ અધર્મ કહેવાય ?

દેવીઃ રાણી તો જેને બનાવવી હશે, તે બની શકશે. મને હવે મુકત કરો—આ રાણીગીરીમાં મારૂં ચિત્ત હવે ચોંટતું નથી.

ભવાનીઃ બીજા કોઈને આ રાજ્ય છાજે નહિ—તમારા જેવું અતુલ ઐશ્વર્ય પણ બીજા કોઈનું નથી. તમારાં દાનેશ્વરીપણાથી બધા લોકો તમારે વશ છે.

દેવીઃ જે દ્રવ્ય મારૂં છે, તે હું સઘળું આપને બક્ષિસ કરી દઉં છું. હું જેમ એ દ્રવ્યનો ખર્ચ કરતી હતી, તેવીજ રીતે આપ એને ખર્ચજો. મારો વિચાર કાશી જઈને વસવાનો છે.

ભવાનીઃ માત્ર તમારા ધનને લીધેજ લોકો તમારે વશ રહે છે, એમ સમજો છો ! તમે રૂપે પણ યથાર્થ મહારાણી છો—ગુણ વડે પણ એ મહારાણીપદને દીપાવો છો. ઘણા માણસો તમને સાક્ષાત્ ભગવતી માને છે, કારણ કે તમે સંન્યાસિની છો, માતાની જેમ બીજાંનું મંગલ ઇચ્છો છો, ખરી શ્રદ્ધાથી લોકોને દ્રવ્ય બક્ષી દો છો અને પાછાં કાન્તિમાંયે સાક્ષાત્ દેવી સરખાં રૂપાળાં છો; એથીજ અમે લોકો તમારે નામે આ રાજ્ય ચલાવીએ છીએ—નહિ તો અમને લેખવે પણ કોણ ?

દેવીઃ એજ કારણને લીધે લોકો મને લુંટારણ ગણે છે.

એ બદનામી તો મરણ પછીયે નહિ ભૂંસાય.

ભવાની: બદનામી વળી કેવી? આજકાલ આ વરેન્દ્રભૂમિમાં એ બદનામીથી ડરી જાય એવો કોણ છે? પણ એ વાતજ પડતી મૂકોને. ધર્માચરણમાં પ્રખ્યાતિ મેળવવાના વલખાં મારવાની શી જરૂર? સારી યા નરસી ખ્યાતિની ઈચ્છા રાખ્યાથી કાંઇ પણ કર્મ નિષ્કામ રહી શકશે ખરૂં? તમે બદનામીથી ડરો છો, તેમાં પણ તમારા સ્વાર્થનોજ વિચાર કરો છો, બીજાના સ્વાર્થની ચિન્તા કરતા નથી. એ કાંઇ આત્મવિસર્જન ઓછુંજ કહેવાય!

દેવી: આપની સાથે દલીલ કરવામાં હું ફાવી શકું તેમ નથી—આપ મહામહોપાધ્યાય છો અને હું તો મારી સ્ત્રી-બુદ્ધિને જે વાત સમજાય છે, તેજ કહી રહી છું. મારે આ રાણીગીરીમાંથી છુટા થવું છે. હવે મને એ બીલકુલ પસંદ નથી.

ભવાની: પસંદ ન પડતું હોય, તો કાલે રંગરાજને લુંટ કરવા માટે કેમ મોકલ્યો? એ વાત કંઇ મારાથી છાની રહી નથી.

દેવી: એ વાત છુપી રહી નહિ હોય ત્યારે તો આ વાત પણ જરૂર જાણતા હશો—કે રંગરાજે કાલે લુંટ કરી નહોતી—માત્ર લુંટનો ડોળજ કર્યો હતો.

ભવાની: એમ કેમ! એ વાત હું જાણતો નથી.

દેવી: એક માણસને ગિરફતાર કરવાની બાજી હતી.

ભવાની: એ માણસ કોણ હતો?

દેવીને હોઠ લગી એ નામ આવી આવીને અટકી જતું હતું, પરંતુ નામ દીધા વગર ચાલે તેમ ન હતું; કેમકે ભવાની સાથે કોઈ પ્રકારની ચાલાકી નકામી હતી. દેવીએ લાચાર થઇને કહ્યું: એનું નામ વ્રજેશ્વર રાય.

ભવાની: હું એને સારી પેઠે ઓળખું છું. તમારે એનું શું કામ હતું ?

દેવી: કાંઇક આપવાની મતલબ હતી. એના બાપને ઇજારદારે કેદ કર્યા છે. થોડીક દ્રવ્યની મદદ કરીને મેં બ્રાહ્મણનું રક્ષણ કર્યું છે.

ભવાની: એ કાંઇ ઠીક ન કર્યું. હરવલ્લભ રાય ઢોંગી ધૂતારો છે. એણે પોતાની વ્હેવાણને વગર વાંકે ન્યાત બહાર મૂકાવી હતી—એવાની આબરૂ જતી રહે તે કાંઈ ખોટું નહિ.

દેવી એકદમ ધ્રૂજી ઉઠી. આખરે તે બોલી: એ વળી શી વાત છે ?

ભ: એના છોકરાની વહુને પોતાની વિધવા મા સિવાય બીજું કોઇ સગું ન હતું. હરવલ્લભે બિચારી ગરીબ વિધવા પર મિથ્યા કલંક મૂકાવીને પુત્રવધુને ઘરમાંથી કાઢી મૂકી. દુઃખની મારી એ વહુની મા બીચારી મરી ગઈ.

દેવી: અને વહુનું શું થયું ?

ભ: સાંભળવા પ્રમાણે તેને ખાવાનાં સાંસા પડ્યાથી તે બાપડી પણ મરણ પામી છે.

દેવી: આપણે એ બધી હકીકતની સાથે શી લેવા દેવા છે ? આપણે તો પરાયું હિત સાધવાનું વ્રત લીધું છે, તેથી

જે કોઇ મનુષ્યને દુઃખી હાલતમાં જોઇએ, તેનું દુઃખ દૂર કરવું જોઇએ.

ભ: ફીકર નહિ, પણ અત્યારે ઘણા મનુષ્યો દારિદ્રયનાં દુઃખમાં દબાઈ રહ્યા છે—ઇજારદારની દુષ્ટતાને લીધે તેઓ સઘળી માલમિલ્કત ગુમાવી બેઠા છે. આ સમયે જો એમને થોડી ઘણી મદદ કરવામાં આવે, તો એ લોકો પોતાનું પેટીયું કૂટી કાઢે અને એમ થાય તો જ એમનાં શરીરમાં બળ આવી શકે. શરીરમાં બળ આવે તોજ એમનાથી લાઠી વગેરે સાધનો વડે પોતાનું રક્ષણ કરી શકાય. બનતી તાકીદે એક દિવસ દરબાર ભરીને એ લોકોનું રક્ષણ કરો.

દેવી: તો આવતા સોમવારે આજ જગ્યાએ દરબાર ભરાશે એવી મતલબની દાંડી પીટાવી દો.

ભ: નહિ. આ ઠેકાણે હવે તમારે રહેવું સલામત નથી. તમે અત્યારે આ પ્રદેશમાં છો એ મતલબની અંગ્રેજોને બાતમી મળી ચુકેલી છે. હવે એ લેકો પાંચસો સિપાઇઓને લઇને તમારી શોધમાં નીકળી પડ્યા છે. એટલા માટે દરબાર અહિં નહિ ભરાય. વૈકુંઠપુરના જંગલમાં દરબાર ભરાશે એવી મેં દાંડી પીટાવી દીધી છે. દિવસ સોમવારનોજ નક્કી કરેલો છે. એ જંગલમાં દાખલ થવાનું સાહસ સિપાઇઓ નહિ કરી શકે—કરશે તો માર્યા જશે. તમારી ઇચ્છા હોય તેટલા રૂપીઆ લેઇને આજેજ વૈકુંઠપુર ઉપડી જાઓ.

દેવી: વારૂ, અત્યારે તો હુ જાઉં છું, પણ હવે પછી

ભવિષ્યમાં આવું કામ હું કરીશ કે કેમ એ શક ભરેલું છે. એમાં હવે મારૂં મન લાગતું નથી.

એમ કહી દેવી ઉઠી—આખું જંગલ પાછું ખુંદી વળીને પનાઈ પર ચઢી બેઠી. ત્યાં રહ્યાં રહ્યાંજ રંગરાજને બોલાવીને હળવેથી કહ્યું: આવતા સોમવારે વૈકુંઠપુરના જંગલમાં દરબાર ભરાશે. અત્યારેજ પનાઇ ચાલુ કરો—એજ જગ્યાએ ચાલો બરકન્દાજ વગેરેને પણ વરદી આપી દો. હેવીગઢ થઇને જજો, કેમકે રૂપીયા લઈને જવું પડશે. પાસે વધારે નાણું નથી.

જોતજોતાંમાં પનાઇના ડોલ ઉપર ત્રણ ચારેક સફેદ શઢ હવામાં ઉડવા લાગ્યા: નાની હોડીને પનાઈની સાથે બાંધી દેવામાં આવી. તેના ઉપર સાડ જુવાનો બેસી ગયા અને 'રાણીજી કી જય' નો પોકાર કરીને ઉત્સાહભેર હુંકારવા લાગ્યા—જહાજના જેવી એ પનાઈ પણ તેજ વખતે તીરની પેઠે છુટી. આણી તરફ બીજા કેટલાક માણસો જેઓ વટેમાર્ગુ જેવા દીસતા હતા, તેઓ પણ નદીને કાંઠે કાંઠે જંગલની અંદરના ભાગમાંથીજ પનાઇની સાથે દોડ્યા દોડયા આવતા હતા. તેઓની પાસે હાથમાં એકેકી લાઠી હતી—પરંતુ પનાઇની અંદર ઘણી ઢાલ, બરછી, બન્દૂક વગેરે લડાયક અસબાબ હતો. એ લોકો દેવીના બરકન્દાજ સિપાઇઓ હતા.

આમ સઘળી વ્યવસ્થા રીતસર છે એમ જાણીને દેવી પોતાને હાથે રસોઈ બનાવવાને રસોડામાં ગઇ. હાય! દેવિ! આ તે તમારો કેવા પ્રકારનો સંન્યાસ!

## પ્રકરણ ૧૧

સોમવારે સ્હવારના સૂર્ય કિરણોથી ઝળહળી રહેલા ગાઢ અરણ્યમાં દેવીરાણીનો દરબાર ભરાયો. એ દરબારમાં કોઇ પ્રકારનો મુકદ્દમો અગર બીજું ત્રીજું કામકાજ થતું ન હતું. રાજકાજને નામે માત્ર એકજ કાર્ય થયાં કરતું: એ કાર્ય તે સાચી શ્રદ્ધાથી દાન કરવાનું.

ગાઢું જંગલ છે; પરંતુ તેની અંદર લગભગ ત્રણસો વિંઘા જમીન સાફ કરવામાં આવી છે. જમીન સાફ થઇ ગઇ છે, પરંતુ મોટાં મોટાં ઝાડ કાપવામાં આવ્યાં નથી, કેમકે તેમની છાયામાં લોકોને બેસવાનું છે. સાફસુફ કરેલી જમીનમાં લગભગ દશહજાર માણસો એકઠા થયા છે. વચ્ચોવચ દેવીનો દરબાર આવી રહ્યો છે. ઝાડની ડાળોની સાથે બાંધીને મોટો માંડવો રચવામાં આવ્યો છે. તેની નીચે મોટા મોટા રૂપેરી સ્તંભ ઉપર કિનખાબનો ચંદરવો શોભી રહ્યો છે, મોતીની સુંદર ઝાલરો તેમાં લટકી રહી છે. અંદરના ભાગમાં ચંદનનાં લાકડાંની વેદી રચવામાં આવી છે. એ વેદી પાસે માંચડા ઉપર એક ભારે કીંમતી ગાલીચો બીછાવવામાં આવ્યો છે. ગાલીચાની ઉપર નાનકડું ચાંદીનું સિંહાસન છે. તે પર સુંદર ગાદી શોભા રહી છે

અને તેના ઉપર પણ મોતીની ઝાલર લટકી રહી છે. દેવી-નો અંલબેલો સ્વાંગ આજે કાંઈક અલૌકિકજ ભાસે છે. સાડીના બુટ્ટાની વચ્ચે એકેકો હીરો આવી રહ્યો છે. આખા અંગ પર સુંદર રત્નો ઝળહળી રહ્યાં છે—થોડા થોડી વારે અંદરથી એનાં ગોરાં ગોરાં અવયવો ચળકી ઉઠે છે. ગળામાં એટલા બધા મોતીના હાર છે કે છાતીપરનું વસ્ત્ર સુદ્ધાં ઢંકાઈ જાય છે. માથા પર રત્નજડિત મુકુટ આવી રહ્યો છે. દેવીએ આજે શરદકાલની દેવીની મૂર્ત્તિના જેવોજ સઘળો પોશાક ધારણ કર્યો છે. આ સઘળો દેવીનો બાદશાહી ઠાઠ છે. બે બાજુ ચાર ચાર સુંદર યુવતિઓ સોનાની છડી તથા ચમ્મર લઇને દેવીને પવન નાંખી રહી છે. ચોમેર અનેક ચોપદારો ભપકાભેર ચાંદીની છડીઓ લેઇને ઉભા છે. બરકન્દાજોની કટારોનો ભપકો તો વળી સહુથી ભારે હતો. લગભગ પાંચસો બરકન્દાજ કેડે કટાર ખોસીને દેવીની બન્ને બાજુએ ઉભા છે. સઘળાજ સુસજ્જીત થએલા છે—લાલ પાઘડી, લાલ અંગરખા, માથાપર લાલ ફેંટા, પગમાં નાગોરી જોડા તથા હાથમાં ઢાલ બરછી ધારણ કર્યા છે. ચારેમેર લાલરંગી નિશાન ફરકી રહ્યાં છે.

દેવી સિંહાસન પર આવીને બેઠી. પેલા મેદાનમાં બેઠેલા દશહજાર માણસોએ 'દેવી રાણીકી જય' નો એક સામટો જયધ્વનિ પોકાર્યો. પછી સુંદર પોશાકમાં સજ્જ થએલા દશ જુવાનોએ આગળ આવીને મધુર અવાજે દેવી-ની સ્તુતિ કીધી. પછી રંગરાજ એ દશ હજાર ગરીબડાઓને

એક પછી એક એમ યથાક્રમે દેવીના સિંહાસન પાસે લાવવા લાગ્યો. તેમણે દેવીની સામે ઉભા રહી ભક્તિભાવથી સાષ્ટાંગ પ્રણામ કર્યા. જે વૃદ્ધ અને બ્રાહ્મણ હતા તેમણે પણ પ્રણામ કર્યા—કેમકે ઘણાખરાને સચોટ શ્રદ્ધા હતી કે દેવી ભગવતીનો અંશ છે, અને લોકોના ઉદ્ધારને કાજેજ પૃથ્વી પર અવતરી છે. તેથીજ એમના સંબંધી કાંઇપણ ખબર અગ્રેજોને કોઇ પહોંચવા દેતું નહિ—કેદ પકડવામાં સહાય તો ક્યાંથીજ કરે! દેવીએ બધા માણસોની સાથે મધુર સંભાષણ કરીને તેઓની અવસ્થા જાણી લીધી. પરિચય મેળવ્યા કેડે સર્વને તેમની જરૂર મુજબ તે દાન કરવા લાગી. મહોરોના ભરેલા ઘડા તેની પાસેજ પડેલા હતા.

આમ સ્હવારથી તે સાંજ સુધી એણે ગરીબ ગુરબાંઓને દાન કર્યું. સન્ધ્યાકાળ પછી એક પ્રહર રાત્રી વીતી ત્યારે તે કામ પૂરૂં થયું. ત્યા સુધી દેવીએ પાણી સરખું પીધું ન હતું. દેવીની લુંટ આવા પ્રકારની હતી—બીજા કોઇ પ્રકારની સમજવી નહિ.

* * *

થોડાક દિવસમાં ગુડલેડ સાહેબને રંગપુરમાં એવા સમાચાર મળ્યા કે વૈકુંઠપુરના જંગલમાં દેવી ચૌધરાણીના લુંટારાઓનું ટોળું અડ્ડો જમાવીને બેઠું છે. તેમની સંખ્યા પાર વિનાની છે. વળી એવી પણ અફવા ઉડી કે તેમનાં ટોળેટોળાં ઢગલાબંધ રૂપીયા લઇને પાછા ઘર તરફ વળે છે—એથી તેમણે ઘણી ધાડ પાડી હશે એમાં સંદેહ નથી.

પછી તો જે લોકો દેવીની પાસેથી રૂપીયા લેઇ લેઇને આવતા હતા, તેઓ સઘળાજ પોતાને રૂપીયા મળ્યાની વાતનો ઇન્કાર કરવા લાગ્યા. તેનું કારણ સ્પષ્ટ હતું. એ ગરીબ માણસોને સખ્ત દહેશત રહેતી હતી કે રુપીયા મળ્યાની વાત કહી દઇશું તો ઈજારદારના માણસો આવીને લૂંટી લીધા વગર રહેશે નહિ. ઉપરાંત મનમાની રીતે તેઓ પોતાની પાસેની રકમ ખર્ચવા લાગ્યા—તેથી જ્યાં ત્યાં એવી વાત ફેલાઇ ગઇ કે આ વેળા દેવીએ બહુ જબરી ધાડ પાડી હશે.



## પ્રકરણ ૧૨

યોગ્ય સમયે પિતાની પાસે પહોંચી જઇને વ્રજેશ્વરે તેના ચરણમાં સાષ્ટાંગ પ્રણામ કર્યા. બીજી ત્રીજી વાતો થઇ રહ્યા બાદ હરવલ્લભે પૂછ્યુંઃ સમાચાર શા લાવ્યો છે? રૂપીઆનું શું થયું?

વ્રજેશ્વરે જવાબ દીધોઃ સસરા તો રૂપીઆ આપી શકે તેમ નથી. હરવલ્લભ પર જાણે વજ્રાઘાત થયો હોય એમ લાગ્યું. તેણે ચ્હીડાઇને પ્રશ્ન કર્યોઃ ત્યારે તને રૂપીઆ ન મળ્યા, એમ!

વ્રજ બોલ્યોઃ મારા સસરા તો રૂપીઆ આપી શક્યા નથી,

પરંતુ મને એક બીજીજ જગ્યાએથી રૂપીઆ મળ્યા છે—.

હર: મળ્યા છે? ત્યારે મને આટલી વાર લાગી કહ્યું કેમ નહિ? જય દુર્ગામા! હવે મારા જીવમાં જીવ આવ્યો!

વ્રજ: રૂપીઆ એવી જગ્યાએથી મળ્યા છે કે તે લેવાય કે નહિ એ મારાથી કહી શકાય નહિ.

હર: કોણે આપ્યા?

વ્રજેશ્વરે માથું નીચું નમાવીને ખંજવાળતાં ખંજવાળતાં કહ્યું: તેનું નામ તો મને યાદ નથી આવતું—પણ પેલી લુંટ કરે છે તેજ બાઇ.

હર: કોણ? દેવી ચૌધરાણી?

વ્રજ: હા, એજ.

હર: એની પાસેથી કેમ કરીને રૂપીયા મળ્યા?

વ્રજેશ્વરના પ્રાચીન નીતિશાસ્ત્રમાં એવું લખ્યું હતું કે બાપને ઉંધા પાટા બંધાવવામાં કોઈ પ્રકારનું પાપ લાગતું નથી. તેણે બેધડક ખુલાસો કરી દીધો: એ રૂપીઆ એક સુયોગ મળી જવાથી પ્રાપ્ત થયા છે.

હર: પૈસા સારા માણસના નથી. લખાણપત્તર કેવુંક કર્યું છે?

વ્રજ: પ્રસંગ કાંઇક એવોજ વિચિત્ર આવી ગયો હતો કે કાંઇજ લખાણ કરવું પડયું નથી.

હરવલ્લભ હવે એ બાબતમાં વધારે પૂછપરછ કરી અકળાવે નહિ એ મતલબથી વ્રજેશ્વરે વાતને ખુબીભરેલી રીતે દાબી દેતાં કહ્યું: પાપમાર્ગે મેળવેલું ધન જે સ્વીકારે છે તે પણ

પાપનોજ ભાગીદાર થાય છે. તેથી મારો અભિપ્રાય તો રૂપીઆ લેવાની તરફેણમાં થતો નથી.

હરવલ્લભે એકદમ ગુસ્સાભેર ગાજી ઉઠીને કહ્યું: રૂપીઆ ન લઈએ ત્યારે શું જેલમાં જઇએ ? ઉછીના રૂપીઆ લેવાના હોય ત્યારે વળી એ રૂપીઆ પાપના છે કે પુણ્યના છે એ તપાસવાની શી જરૂર ? અને જપ તપનાજ હોય એવા રૂપીઆ આપણને ક્યાંથી મળવાના હતા ? એવા વાંધાસાંધા તદ્દન નકામા છે. ખરા વાંધાની વાત તો એ છે કે એ રૂપીઆ લુંટારાઓના છે, લખાણુપતર કાંઈ થયું નથી—એથી ડર માત્ર એટલોજ રહે છે કે રખેને કાંઇ ઢીલ થાય તો ઘરબાર લુંટાઇ જાય.

વ્રજેશ્વરે કશો જવાબ દીધો નહિ.

હરઃ રૂપીયા પાછા વાળવાની મુદત ક્યાં સુધીની છે ?

વ્રજઃ આવતી વૈશાખ સુદ સાતેમના ચંદ્રાસ્ત સુધીની.

હરઃ અરે વાહ ! એ તો બધા ડાકુઓ–લૂંટારાઓ છે. તને મળશે ક્યાં ? એમને રૂપીઆ આપવાને ક્યાં જઈશ ?

વ્રજઃ એ દિવસે સાયંકાળ પછી સન્ધાનપુરમાં કાલસાજી ઘાટ ઉપર પનાઇની અંદરજ મેળાપ થશે. ત્યાં જઇને રૂપીઆ ચુકવી આપવા પડશે.

હરવલ્લભે કહ્યું: વારૂ, એજ દિવસે એજ જગ્યાએ રૂપીઆ મોકલી આપવામાં આવશે.

વ્રજેશ્વર જતો રહ્યો. પછી પોતાની સ્વતંત્ર બુદ્ધિ ચલાવીને હરવલ્લભે એ પ્રકરણનો પોતાની મેળેજ સૂક્ષ્મ

વિચાર કર્યો. આખરે નક્કી કર્યું: હં! એ લુંટારણને રૂપીયા તો પાછા આપતા હરવાયા! એને તો સિપાઇનેજ સ્વાધીન કરાવી દેવાની એટલે સઘળી આપદા ટળી જશે. વૈશાખ સુદ સાતેમને દિવસે સમીસાંજ પછી કપ્તાન સાહેબ પોતાની આખી પલટણ લેઇને એની પનાઇ પર ધસારો ન કરે તો મારૂં નામ હરવલ્લભ નહિ. મારી પાસેથી રૂપીઆ કઢાવવા કંઈ રસ્તામાં પડ્યા છે!

હરવલ્લભે પોતાનો આ સંકલ્પ પોતાના મનમાંજ રહેવા દીધો—વિશ્વાસ રાખી વ્રજેશ્વરને તેનાથી વાકેફ કરવાનું પાતક વહોર્યું નહિ.

આ તરફ સાગરે બુઢ્ઢાં દાદીમાની પાસે પહોંચી જઇને એવી છપ્પર ફેંકી કે વ્રજેશ્વરે એક રાજરાણીની પનાઇ પર ઉપડી જઇને તેની સાથે વિવાહ કર્યો છે—મેં એમને બહુ બહુ વાર્યા પણ એમણે જરાયે મને લેખવી નહિ. એ ઠ-ચરી જાતે માછણ છે અને બે વાર પરણી ચુકી છે—વ્રજેશ્વર એ કારણને લીધે પતિત થયો છે, માટે એને ન્યાતબહાર ગણવો જોઈએ. તેથી મેં પાકો ઠરાવ કર્યો છે કે હવે મારે કદી પણ એમણે ખાધેલી થાળીમાં જમવું નહિ, અગર એમનું છાંડેલું કદી ખાવું નહિ. ઘરડાં દાદીમાએ વ્રજેશ્વરને જ્યારે એ સઘળી હકીકતનો ખુલાસો પૂછયો, ત્યારે તેણે પોતાનો ગુન્હો કબૂલ કરતાં કહ્યું: રાણીજી ઉંચી કોમનાં છે—મારા પિતાશ્રીનાં એ ફોઇ થાય છે. અને વિવાહ કર્યાની જે વાત કહી, તે સંબંધમાં મારે એટલુંજ કહેવાનું છે કે

કે મારા યે ત્રણ વિવાહ થયા છે અને એમના પણ.

દાદીમા તરત જાણી ગયાં કે વાત પાયા વિનાની છે; પરંતુ સાગરની મતલબ એવી હતી કે દાદીમા એ વાત નયનતારાને કરે. એ મતલબ વગર વિલંબે પાર પડી. નયનતારા મૂળમાં તો સાગરને જોતાંવાર સળગી ઉઠી હતી, તેમાં વળી તેના પતિએ કોઈ ઘરડી બાઈ સાથે વિવાહ કર્યાની વાત તેના સાંભળવામાં આવી ત્યારે તો તે ઉભીને ઉભી સળગી ગઈ. પરિણામે થોડા દિવસ લગી વ્રજેશ્વરથી નયનતારાની પાસે જઈ શકાયું નહિ—સાગરના મહેલમાંજ તેને ગોંધાઈ રહેવાની ફરજ પડી.

સાગરની મતલબ સફલ થઈ. પણ નયનતારાએ તો ખળિયાણ મચાવ્યું—આખરે પોતાની સાસુની પાસે જઈને નિન્દાપુરાણ ખોલ્યું. સાસુ કહેવા લાગી: તું પણ અક્કલની દુશ્મન જણાય છે. બ્રાહ્મણનો છોકરો કદી માછીની છોકરીની સાથે વિવાહ કરે ખરો? લોકો તને ચ્હીડવે છે અને બનાવે છે; તું પણ એવી ભોળીભટાક છે કે કાચા કાનની થઈને ચ્હીડાયાં કરે છે.

આટઆટલું સમજાવવા છતાયે વહુની ખાતરી નહિ થઇ. તેણે શંકા દર્શાવી: પણ ખરેખર એની સાથે પરણીજ ગયા હોય તો?

સાસુએ જવાબ દીધો: ખરેખરાં લગનજ કર્યાં હશે તો વહુને આદરસત્કારભેર બોલાવીશ અને ઘરમાં રાખીશ. છોકરાની વહુ થઇ, પછી મારાથી તેને કેમ કરીને ઘરમાંથી

હાંકી કઢાય?

એજ વેળા વ્રજેશ્વર ત્યાં આવી પહોંચ્યો; અલબત્ત, નયનવહુએ તો ત્યાંથી ગભરડી મૂકી. વ્રજેશ્વરે પૂછ્યું: બા, અત્યારે તું શું કહેતી હતી?

માએ કહ્યું: હું એમ વાત કરી રહી હતી કે તું જો ફરીથી લગ્ન કરે તો વહુને ઘણા માનભેર ઘરમાં રાખું.

વ્રજેશ્વર છોભીલો પડી ગયો, પરંતુ કશોય જવાબ દીધા વગર ત્યાં આગળથી તે ચાલ્યો ગયો. સાંજે ગૃહિણીએ સ્વામીને પંખાવતી પવન નાંખતા નાંખતાં સઘળી હકીકત ભડાકી દીધી. હરવલ્લભે સવાલ કર્યો: તારો અભિપ્રાય શો છે?

તે બોલી: મારી સમજ પ્રમાણે સાગરવહુથી ઘરનું કશું કામકાજ થતું નથી. નયનવહુ મારા દીકરાના લાયકની નથી. તેથી કોઇ જુગતે જોડી શોધી કાઢીને મારો વ્રજ પોતાને મનલાયક બાયડી પરણી લાવે તો હું તો સુખે ઠરૂં.

હરવલ્લભ: છોકરાનો એ બાબતમાં શો નિશ્ચય છે, તેની બરાબર ખાતરી કરી લીધા પછી મને વાત કરજે. હું ગોરને બોલાવીને યોગ્ય તજવીજ કરાવીશ.

ગૃહિણી: વારૂ, હું પહેલાં એનાં મનનું માપ લઇશ.

વ્રજેશ્વરના મનનો કયાસ લેવાનું કામ ઘરડાં દાદાંમાને સોંપવામાં આવ્યું. દાદીમાએ અનેક વિરહવ્યાકુલ અને વિવાહને સારૂ વલખાં મારી રહેલા રાજપુત્રોની વાર્તાઓ વ્રજેશ્વરને છટાભરેલી રીતે કહી સંભળાવી, પરંતુ તેટલાથી

કાંઈ એના અંતઃકરણનો ખરો આશય કળાયો નહિ. એટલે દાદીમાએ લાચાર થઇ ખુલ્લા શબ્દોમાં પૂછપરછ કરવાનું શરૂ કર્યું. તેમ છતાં કશો પત્તો લાગ્યો નહિ. ઉસ્તાદ વ્રજેશ્વર મનનો ગલ આપતો ન હતો. છેવટે તેણે માત્ર એટલોજ ખુલાસો કર્યો, કે માબાપની જે કાંઇ આજ્ઞા થશે તે હું પાળીશ.

એ વાત એટલેથીજ અટકી.



# ત્રીજો ખંડ

<u>પ્રકરણ ૧</u>

વૈશાખ સુદ સાતેમ આવી પહોંચી, પરંતુ દેવી રાણીનું દેવું પતાવવાની કાંઈ વ્યવસ્થા થઇ નહિ. હવે તો હરવલ્લભ ઋણમુક્ત થઈ ગયો છે અને એણે મન પર લીધું હોત તો ઘણી સહેલાઇથી નાણાં ભેગાં કરીને દેવીનાં દેવામાંથી એ મુકત થઈ શકયો હોત; પરંતુ તેમ કરવાની એની દાનતજ નહતી. આ બાબતમાં એ કાંઈ પણ હીલચાલ કરતો નહિ હોવાથી વ્રજેશ્વરે બે ચાર વેળા એ વાત એની આગળ ઉપાડી પણ ખરી; પરંતુ હરવલ્લભે એને ઉધુંચ-તું સમજાવીને ચુપ કરી દીધો. બીજી બાજુ વૈશાખ સુદ સાતેમ નજીક આવી પહોંચી—માત્ર બે ચાર દિવસજ બાકી રહ્યા હતા. વ્રજેશ્વરે રૂપિયાને માટે ચાંપીને ઉઘરાણી કરવા માંડી. હરવલ્લભે કહ્યું: ઘણું સારૂં, કોઇ વાતે મુંઝાઇશ નહિ. હું રૂપિયાની ત્રેવડ કરવાને જાઉં છું, છઠને દિવસે પાછો ફરીશ. પછી પાલખી પર સવાર થઇને, રસોઇઆ બ્રાહ્મણ, નોકર, અને બે લાઠીવાળા ભૈયાઓને લેઇને તે ઘરની બહાર નીકળી પડયો.

ઘરમાંથી તો એ રૂપિયાની તજવીજમાં જવાનું કહીને નીકળ્યો હતો પરંતુ એનો ખરો મુદ્દો કાંઇ નિરાળોજ હતો. તેણે ખાસ રંગપુર જઇને ત્યાંના કલેકટરનીજ મુલાકાત લીધી. તે વેળા સુલેહ શાન્તિ જાળવવાનું કામ કલેકટરનુંજ ગણાતું હતું. હરવલ્લભે કહ્યું: આપ મારી સાથે થોડાક સિપાઈ મોકલી આપો હું દેવી ચૌધરાણીને પકડાવી આપીશ. પણ આમ પકડાવી આપું તો આપ મને ઇનામ તરીકે શું આપશો?

સાહેબ ઘણા રાજી થયા. દેવી ચૌધરાણી ડાકુઓની આગેવાન હોવાની વાત તેને અજાણી ન હતી. એણે ધાર્યું કે એ દેવી જો પકડાશે તો બીજા ઘણા લુંટારાઓ પણ સહેલાઇથી કબજે થઇ શકશે. તેથી આવી ભયંકર રાક્ષસીને હરવલ્લભ પકડાવી આપે છે તે જાણીને સાહેબના જીવને ઘણો સંતોષ થયો. તેમણે એને ઈનામ આપવાનું પણ કબૂલ્યું. હરવલ્લભે કહ્યું: મારી સાથે પાંચસો સિપાઇ લઇ જવાનો પરવાનો આપો. સાહેબે સિપાઇઓને માટેનો હુકમ આપ્યો. હરવલ્લભની સાથે લેફ્ટેનન્ટ બ્રેનન સિપાઇઓને સાથે લઈ દેવીને ગિરફતાર કરવા નીકળી પડયો.

દેવીનો કયા ઘાટપર મેળાપ થશે, તે વાતની ચોકકસ ખબર હરવલ્લભને વ્રજેશ્વર મારફત મળી ગઈ હતી. વસ્તુતઃ દેવી પનાઇ પરજ રહેવાની હતી. એટલા માટે લેફ્ટેનન્ટ બ્રેનન થોડીક ફોજને સાથે લઇને મછવામાં બેસીને નીકળી પડયો. એવીજ રીતે બીજા પાંચ મછવા દેવીની પનાઇને

ઘેરો ઘાલવાને નીકળી પડયા. વળી એ ઉપરાંત લેફ્ટેનન્ટ બ્રેનનને બીજા કેટલાક સિપાઇઓને જંગલના રસ્તામાં છુપાઇ રહેવાને જમીનને માર્ગે મોકલી આપ્યા. દેવીની પનાઇ ક્યાં પડી રહેવાની છે તે હરવલ્લભે પહેલેથીજ કહી દીધું હતું. બ્રેનન સાહેબે એ તીરના જેવા આકારના વનમાં પોતાની ફોજને એવી ખુબી ભરેલી રીતે છુપાવી રાખી કે મછવા વડે હુમલો કર્યા બાદ દેવી તીરની જેમ નાસી છુટવા મથે, તો એ ફોજ તેને ઘેરી વળીને આબાદ સકંજામાં સપડાવે. નાસી છુટવાનો બીજો પણ એક માર્ગ હતો. મછ-વાઓને ભાઠાં તરફ આવતા જોઇને દેવી ભાઠાંને માર્ગે નાસી છુટે; તેથી લેફ્ટેનન્ટ સાહેબે બાકી રહેલા સિપાઇઓને બે કોશ સુધી ભાઠામાં ગોઠવી દીધા અને રહેવા સારૂ એવું સ્થાન નકકી કરી આપ્યું કે જ્યાં ગંગા નદીને એ ઉનાળાના સમયમાં હોડી વગેરે સાધન વગર ઘણીજ સહેલાઇથી ઓળંગી શકાય. સિપાઇઓએ એ જગ્યાએજ છુપાઇ રહેવું અને પનાઇ જેવી નજરે પડે કે તરતજ પાણીમાં ઉતરીને તેને ઘેરી લેવી, એમ ઠરાવવામાં આવ્યું. એક સંન્યાસિનીને કબજે કરવા સારૂ આવી ભયંકર અને ભારે તૈયારી કરવામાં આવી. પરંતુ લેફ્ટેનન્ટ સાહેબના અમલદારોએ આવી સખત તૈયારીને નકામી ગણી નહિ. દેવી સંન્યાસિની હોય યા ન હોય. પરંતુ હજારો યોદ્ધાઓ એના તાબામાં છે એ વાત અંગ્રેજ લોકોથી અજાણી ન હતી. એ યોદ્ધાઓ ‘બરકન્દાજ’ કહેવાતા. એમ કહેવાય છે કે કંપની સરકારના સિપાઇઓએ

આ ગારકન્દાજોની લાઠીનો સ્વાદ અનેક વાર ચાખ્યો હતો. હાય લાઠી ! તારા દિવસ જતા રહ્યા છે ! તું એક સાધારણ વંશમાં—વાંસમાંથી પેદા થઇ છે એ વાત ખરી છે, પરંતુ કેળવાએલા હાથમાં આવી પડતાં તું ન કરી શકે એવું કોઇ પણ કામ નથી. કેટલીયે તલવારોના તેં બે કકડા કરી નાંખ્યા છે, કેટલીયે ઢાલોના ભાંગીને ભૂકા કરી નાંખ્યા છે !—હાય ! બન્દુક અને સંગીન જેવાં શસ્ત્રો પણ તારા ઝટકાના જોરને લીધે યોદ્ધાઓના હાથમાંથી સરી પડતાં હતાં. યોદ્ધા ભાંગેલા હાથે નાસી છૂટતા. અફસોસ ! લાઠી ! તું બંગાળાની આબરૂ ઇજ્જત બચાવતી. માન, ધાન, ધન અને જન એ સર્વનું સંરક્ષણ કરતી અને સઘળાનાં મન મનાવતી. મુસલમાન તારા ભયથી ચોંકેલા રહેતા; લૂંટારા તારી સત્તાના પ્રતાપથી ત્રાસી જતા. ગળી બનાવનારા પણ તારા ડરને લીધે ધ્રૂજી ઉઠતા. એ જમાનાનો પીનલકોડ પણ તુંજ હતી—પીનલકોડની જેમ તું દુષ્ટોને દમતી અને પીનલકોડની પેઠે શિષ્ટોને પણ સપડાવતી અને પીનલકોડની જેમ રામને વાંકે શ્યામનું માથું ભાંગતી. પીલનકોડના કરતાં તારામાં વિશેષતા એ હતી કે તારા ઉપર અપીલ ચાલતી નહિ. હાય ! આજે તારો એ મહિમા રહ્યો નથી. તને હરાવીને પીનલકોડે તારી જગ્યા લઇ લીધી છે—સમાજના શાસનનો ભાર તારા હાથમાંથી એના હાથમાં ચાલ્યો ગયો છે. અત્યારે તું લાઠી નથી, માત્ર વાંસનો ટુકડોજ છે. છડીનું રૂપ ધારણ કરીને, શિયાળ કૂતરાના

ડરથી ડરી જનારા બાબુઓના હાથની શોભાને તું વધારે છે અને કૂતરાંનું ભસવું શરૂ થતાં તેઓના માખણ સમા મુલાયમ હાથમાંથી તું ગબડી પડે છે. હવે તારો એ પ્રભાવ રહ્યો નથી. સાંભળવા પ્રમાણે તને ભારે ઔષધિ જેવી ગણવામાં આવતી હતી—માનસિક વ્યાધિના ઉત્તમ ચિકિત્સકોને મોંઢેથી સાંભળીએ છીએ કે: 'मूर्खस्य लाठ्यौषधम्' હવે તો મૂર્ખ માટેનું ઓસડ 'બાબુ ભૈયા' 'શેઠ સાહેબ' વગેરે વિશેષણો વળગાડીને ખુશામત કરવાનું છે—એનાથી પણ રોગ મટતો નથી. માછલી ફસાવવાની ગલ, જાળ, વાંસની ચીપ અને ખુંટાખીંટીથી માંડીને તે શ્રીનન્દનન્દનની મોહન મુરલી સુધીના ગુણ અમને અજાણ્યા નથી, પરંતુ હે લાઠી! તારી તોલે કોઇ આવી શકે તેમ નથી. હવે તું રહી નથી, ચાલી ગઈ છે. તને કદાચ અક્ષય સ્વર્ગ મળ્યું હોય. ઈન્દ્રલોકમાં જઇને નન્દનકાનનનાં પુષ્પોના ભારથી ઝુકી રહેલી પારિજાતકની ડાળીઓને ટેકો આપવાનું કામ તું કરી રહી છે. દેવકન્યાઓ તારી સહાયથી કલ્પવૃક્ષ પરથી ધર્મ—કામ—મોક્ષ—રૂપી ફલ તોડયાં કરે છે. એક અડધું પડધું ફુલ પણ આ પૃથ્વી પર ગબડી પડતું હોય તો કેવું!

•

## પ્રકરણ ૨

જેની લાઠીના ડરને લીધે આટલા બધા સિપાઇઓ ભેગા કરવામાં આવ્યા હતા તેની પાસે એક પણ લાઠી ન હતી તેમજ તેની નજીકમાં કોઇ લાઠીબાજ પણ ન હતો. જે ઘાટ પર વ્રજેશ્વરને કેદ કરીને પનાઇમાં લાવવામાં આવ્યો હતો, તેજ ઘાટ પર દેવી છે. સાંજ પડી છે. પનાઇ પણ તે દિવસના જેવાજ ઠાઠથી શણુગારવામાં આવી છે–બીજું બધું આગળ જેવું નથી. હોડી આજે એજ જગ્યાએ નથી, તેમજ એમાં જે પચાશ લાઠીવાળા તે દિવસે બેઠા હતા, તે પણ આજે નથી. વળી પનાઇની ઉપર કોઇ પુરૂપ પણ જોવામાં આવતો નથી–માછીઓ, રંગરાજ વગેરેમાંથી કોઇજ નથી.

પનાઇનો ડોળ સવિશેષ પ્રમાણમાં ધ્યાન ખેંચે છે. ચારે શઢને ખુલ્લા મૂકવામાં આવ્યા છે. પવન પડેલો હોવાથી શઢ ડોળને વળગી રહ્યા છે–પનાઇને લંગર સુદ્ધાં નાંખવામાં આવ્યું નથી; માત્ર બે દોરડાં વડે કિનારા પર એક ખીલાની સાથે બાંધી રાખી છે.

ત્રીજું એ કે દેવીએ અત્યારે તે વખતની જેમ મહામૂલાં વસ્ત્ર અને કીંમતી રત્નાલંકાર ધારણ કર્યાં નથી, તેમ છતાં શોભા કાંઇક અનેરીજ પ્રકટી રહી છે. કપાળ, ગાલ, બાહુ,

હૃદય વગેરે તેનાં સકલ અંગ સુગંધીદાર ચન્દનથી મ્હેંકી રહ્યાં છે; ચન્દન ચોપડેલા કપાળ ઉપર વિરાજમાન થઇ રહેલી સુવાસિત પુષ્પમાલાએ એના મસ્તકની શોભામાં સવિશેષ ઉમેરો કરી દીધો છે. હાથમાં ફક્ત ફુલની કલગી છે, બીજું કાંઇ ઘરેણું નથી. પોશાકમાં પેલીજ જાડી ખરબચડી સાડી છે.

વળી આજે દેવી છાપરા પર એકલી બેઠી નથી. પાસે બીજી બે સ્ત્રીઓ બેઠી છે. એક નિશિ અને બીજી દિવા. તેમની વચ્ચે જે વાર્ત્તાલાપ ચાલી રહ્યો હતો, તે અધવચથી અહિં રજુ કરવામાં કાંઇ હરકત નથી.

દિવા–( દિવા શિક્ષણસંસ્કાર વિનાની છે, એ વાંચકે સ્મરણમાં રાખવા જેવું છે )–આમ કહી રહી હતીઃ વારૂ, પણ ઇશ્વરને કાંઇ પ્રત્યક્ષ જોઇ શકાય છે ?

પ્રફુલ્લે પ્રત્યુત્તર વાળ્યોઃ ના, પ્રત્યક્ષ જોઇ શકાતો તો નથીજ, પરંતુ પ્રત્યક્ષ જોવાની વાત હું ક્યાં કહેતી હતી ? –હું તો પ્રત્યક્ષ કરવાની વાત કરી રહી હતી. પ્રત્યક્ષ છ પ્રકારનાં હોય છે. તને પ્રત્યક્ષની વાત કહી તે તો ચક્ષુ-પ્રત્યક્ષ–આંખોએ જોવાની વાત છે. મારા ગળાનો અવાજ તારાથી સંભળાય છે–મારા ગળાનો અવાજ તને શ્રવણ-પ્રત્યક્ષ યાને તારા કાનનો પ્રત્યક્ષ વિષય થઇ રહ્યો છે. મારા હાથમાં જે પુષ્પ છે તેની સુગંધિ તારા નાકને પહોંચે છે ખરૂં ને ?

દિવાઃ હા, પહોંચે છે.

દેવીઃ એ તારી ઘ્રાણેન્દ્રિયની અસર તું પ્રત્યક્ષ અનુભવે છે. હવે તારા ગાલમાં હું જો લપડાક મારૂં તો મારા હાથની અસર તને પ્રત્યક્ષ થશે—એ સ્પર્શેન્દ્રિય—પ્રત્યક્ષ થઇ એમ કહેવાશે અને અત્યારે નિશિ જો તારૂં માથું કરડી ખાય, તો તારૂં મગજ એની સ્વાદેન્દ્રિયને પ્રત્યક્ષ થાય.

દિવાઃ પણ તેથી કાંઈ બુરાઇ પ્રત્યક્ષ નહિ થાય. પરંતુ પરમેશને તો નથી જોઇ, સાંભળી અગર સુંઘી શકાતા, તેમજ તેમનો સ્પર્શ કે સ્વાદ પણ લઇ શકાતો નથી. તો એમને કેમ કરીને પ્રત્યક્ષ કરવા ?

નિશિઃ એ તો જાણે થઈ પાંચ પ્રકારનાં પ્રત્યક્ષની વાત, અને હું તો છ પ્રકારનાં પ્રત્યક્ષ સિદ્ધ કરી ચૂકી છું: કેમકે આંખ, કાન, નાક, જીભ અને ચામડી ઉપરાંત બીજી પણ એક વધારાની ઇન્દ્રિય જ્ઞાનેન્દ્રિય છે, તે કયાં તું નથી જાણતી ?

દિવાઃ કઈ ઇન્દ્રિય ? દાંત કે ?

નિશિઃ મોં સંતાડ દાધાબળી ! મન તો એવું થઇ આવે છે કે હમણાંજ તારૂં ડાચું તોડી નાંખીને એ ઇન્દ્રિયની લંગારની લંગાર બહાર કાઢી નાખું.

દેવી (હસતાં હસતાં): આંખ વગેરે પાંચ જ્ઞાનેન્દ્રિય છે. હાથ, પગ આદિ પાંચ કર્મેન્દ્રિય છે અને એ ઇન્દ્રિયોનું અધિપતિ જે મન છે, તે ઉભયેન્દ્રિય છે અર્થાત્ મન જ્ઞાનેન્દ્રિય પણ છે, તેમજ કર્મેન્દ્રિય પણ છે. મન જ્ઞાનેન્દ્રિય હોવાથી એ મનની મારફત પણ પ્રત્યક્ષ કરી શકાય

છે. એને કહે છે માનસપ્રત્યક્ષ. ઈશ્વર માનસપ્રત્યક્ષનો વિષય છે.

નિશિ: "ईश्वरा सिद्धेः—प्रमाणाभावात् !"

જેમણે સાંખ્યપ્રવચન સૂત્ર તેમજ ભાષ્યનું અધ્યયન કર્યું હશે, તેઓ નિશિની આ વ્યંગોક્તિનો મર્મ સમજી શકશે. નિશિ એક પ્રકારે પ્રફુલ્લની સહાધ્યાયિની હતી.

પ્રફુલ્લે પ્રત્યુત્તર દીધો: **सूत्रकारस्योभयन्द्रियशून्यत्वात् न तु प्रमाणाभावात् ।**

દિવા: રહેવા દો હવે તમારા હોવાત્ ભાવાત્—હું તો પરમેશ્વરને કદીયે મનની માંહે જોવા પામતી નથી.

પ્રફુલ્લ: ફરી પાછા જોવા છે? જોવાનું તો આંખ વડેજ થાય છે, બીજી કોઇ રીતે પ્રત્યક્ષ કરવું એ જોવું કહેવાય નહિ—માનસપ્રત્યક્ષ પણ જોવું ગણાતું નથી. દર્શનેન્દ્રિય–ચક્ષુ વડે એ પ્રત્યક્ષનો વિષય છે—રૂપ બહારનો વિષય છે. માનસપ્રત્યક્ષનો વિષય અન્તર્વિષય છે. મન દ્વારા ઈશ્વર પ્રત્યક્ષ થઈ શકે છે, ઈશ્વરને દેખી શકાતો નથી.

દિવા: એ વળી શી રીતે? હું કેમ ત્યારે કદીયે ઈશ્વરને મનની અંદર પ્રત્યક્ષ કરી શકતી નથી?

પ્રફુલ્લ: મનુષ્યની કુદરતી પ્રત્યક્ષશક્તિ ઘણી અલ્પ છે—સહાય અગર આધાર વિના સઘળીજ વસ્તુઓ કદી પ્રત્યક્ષ થઇ શકે નહિ.

દિવા: પ્રત્યક્ષ કરવા સારૂ સહાયની શી જરૂર? જુઓને, હું તો આ નદી, પાણી, ઝાડપાન, નક્ષત્ર સઘળું સહાય

વગરજ જોઇ શકું છું.

સઘળાંની વાત ન કર. એને માટે એક ઉદાહરણ બસ થશે—એમ કહીને પ્રફુલ્લ હસવા લાગી.

હસવાની ઢબ જોઇને નિશિએ પ્રશ્ન કર્યો: શું ?

પ્રફુલ્લ કહેવા લાગી: અંગ્રેજના સિપાઇ આજે મને પકડવા આવ્યા છે, તેની કાંઇ ખબર છે ?

દિવાએ ઉંડો નિસાસો નાંખીને કહ્યું: હા, એની તો ખબર છે.

પ્રફુલ્લ: સિપાહીઓને પ્રત્યક્ષ જોયા છે ?

દિવા: ના, આવશે ત્યારે જોઇશ.

પ્રફુલ્લ: હું કહું છું કે આવી ગયા છે; પરંતુ સહાય લીધા વિના પ્રત્યક્ષ કરી શકાશે નહિ. લે, આની સહાય લે. એમ કહી દિવાના હાથમાં પ્રફુલ્લે એક દૂરબીન આપ્યું, કઇ બાજુએ જોવાનું તે પણ દેખાડી દીધું. દિવાએ જોયું.

દેવીએ પૂછ્યું: શું દીઠું ?

દિવા: એક હોડી. ઘણા માણસો એમાં બેઠેલા જણાય છે.

દેવી: એમાં સિપાઇ છે. એક વાર ફરીથી જો.

દેવીએ આવી રીતે પાંચ હોડીઓ દિવાને જુદાં જુદાં સ્થાનમાં દેખાડી. નિશિએ તે જોઇ. પછી પૂછવા લાગી: હોડીઓને કિનારા પર લાંગરી હોય એમ લાગે છે. એ લોકો આપણને પકડવાને આવ્યા છે, તો આપણી પાસે આવવાને બદલે હોડીઓને કિનારા પર શા માટે રહેવા દીધી હશે ?

દેવી: મને લાગે છે કે જે સિપાઇઓ જમીનમાર્ગે

આવવા માંગતા હશે, તેઓ હજી આવ્યા નથી. હોડીવાળા સિપાઇઓ તેમનીજ રાહ જોઈ રહ્યા હોવા જોઇએ. જમીન માર્ગે આવનારા સિપાઇઓના આવતાં પહેલાં હોડી માંહેના સિપાઇઓ જો આગળ ધસારો કરે, તો હું જમીનને માર્ગે નાસી જાઉં. એજ કારણને લીધે તેઓ આગળ ધપતા નથી.

દિવા: પરંતુ આપણે તો એ લોકોને જોઇ શકીએ છીએ. મન પર લઈએ તો સટકી જઇએ પણ ખરાં.

દેવી: પણ એ લોકોને ક્યાં તેનું ભાન છે? આપણી પાસે દૂરબીન છે, તેની તેમને ખબર નથી.

નિશિ: બહેન! જીવ ઉગરી શકશે, તો તો કોઇને કોઇ દિવસ પણ પ્રાણનાથનો ભેટો થઇ શકશે. ચાલો, જમીન માર્ગે નાસી છૂટીને પ્રાણરક્ષા કરીએ. ખુશ્કી લશ્કર એ રસ્તે આવી પહોંચ્યું નથી ત્યાં સુધી હજીએ પ્રાણરક્ષાનો ઉપાય છે.

દેવી: પ્રાણની મને એવડી પરવા હોય તો જાણી બુઝીને આટલે લગી આવુંજ શું કરવા? આવી, તોયે સઘળા માણસોને વિદાય શું કરવા કરી દઉં? મારી પાસે એક હજાર બરકન્દાજ હોવા છતાં તેમને બીજે ઠેકાણે શું કામ ધકેલી દઉં?

દિવા: અમને અગાઉથી આ બાબતની ખબર હોત તો આવું કામ તમને કદી કરવા દેત નહિ.

દેવી: તારી શી મગદુર કે તું મને રોકી શકે? હું તો જે ધાર્યું હોય છે તેજ કરૂં છું. આજે હું સ્વામીનાં દર્શન કરીશ. સ્વામીની અનુમતિ લઇને જન્માન્તરમાં તેમને

મેળવવાની કામના કરીને પ્રાણ અર્પણ કરીશ. દિવા! નિશિ! તમે બન્ને જણાં મારી વાત સાંભળો. મારા સ્વામી જ્યારે પાછા ફરે, ત્યારે તમે બન્ને એમની નાવમાં બેસીને એમની સાથે ચાલી જજો હું એકલીજ પકડાઈ જઈશ. હું એકલીજ ફાંસીએ ચઢીશ. એટલા માટેજ પનાઈ પરથી સઘળાં માણુસોને મેં હાંકી કાઢયા છે. એ સમયે તો તમે ગયાં નહિ; પણ અત્યારે મને આટલી ભિક્ષા આપો—મારા સ્વામીની નાવ પર ચઢીને તમારે નાસી છુટવું.

નિશિ: દેહમાં પ્રાણ હશે, ત્યાં લગી હું તો તમને છોડવાની નથી. મરવાનુંજ હશે તો સહુ સાથેજ મરીશું.

પ્ર: રહેવા દે એ બધી વાત હવે. હું જે વાત કરી રહી હતી તેજ પૂરી કરૂં. જેમને આંખ વડે પ્રત્યક્ષ કરી શકાતા નહતા તેમને આંખ વડે જે પ્રમાણે પ્રત્યક્ષ કરી લીધા તેવીજ રીતે ઇશ્વરને પણ માનસપ્રત્યક્ષ કરવા સારૂ મન પાસે દૂરબીનની જરૂર છે.

દિવા: તે દૂરબીન વળી કેવીક હશે?

પ્ર: યોગ.

દિવા: શું—પેલું ન્યાસ, પ્રાણાયામ, કુંભક, તંત્રમંત્ર વગેરે ધતીંગ!

પ્ર: એને હું યોગ કહેતી નથી. યોગ અભ્યાસ માત્ર છે. પણ સઘળાજ અભ્યાસને યોગ કહી શકાય નહિ. તું ઘી દુધ ખાવાનો અભ્યાસ કરે તે કાંઈ યોગ ગણાય નહિ. ત્રણ પ્રકારના અભ્યાસને યોગ કહે છે.

દિવા: કયા કયા ?

પ્ર: જ્ઞાન, કર્મ અને ભક્તિ. જ્ઞાનયોગ, ભકિતયોગ, કર્મયોગ.

ત્યાં લગી નિશિ દૂરબીન લઇને આમતેમ જોયાં કરતી હતી. તે બોલી ઉઠી: હવે ગરબડ યોગ આવી પહોંચ્યો.

પ્ર: તે શું વળી? ગરબડ યોગ કેવો ?

નિશિ: એક મછવો આવે છે. અંગ્રેજોજ કદાચ આણી તરફ ધસી આવતા હશે.

પ્રફુલ્લે નિશિના હાથ માંહેથી દૂરબીન લઇ લીધું ને મછવા તરફ નજર માંડી. તે બોલી ઉઠી: આજ મારે માટે સુયોગ છે. એજ આવતા હશે. તમે બન્ને નીચે જાઓ.

દિવા અને નિશિ છાપરાપરથી ઉતરીને ઓરડાની અંદર જતાં રહ્યાં. આસ્તે આસ્તે મછવો આગળ વધીને પનાઇની લગોલગ આવી પહોંચ્યો. તે મછવા પર વ્રજેશ્વર હતો. વ્રજેશ્વર કૂદીને એકદમ પનાઇ પર ચાલ્યો આવ્યો અને મછવાને આઘે લઇ જઇને બાંધી રાખવાનો હુકમ કર્યો. મછવાપરનાં માણસોએ તે મુજબ કર્યું.

વ્રજેશ્વર પાસે આવતાં પ્રફુલ્લ ઉઠીને ઉભી થઇ અને મસ્તક નમાવી એના પગની ધૂળ આંખે અડાડી. બન્ને જણાં બેસી જતાં વ્રજેશ્વરે કહ્યું: હું આજે રૂપિયા લાવી શકયો નથી, બનતાં લગી બે ચાર દિવસ બાદ આપી શકીશ. હું એટલુંજ જાણવા માગું છું કે બે ચાર દિવસ પછી તમારો કયે વખતે અને કયાં મેળાપ થઇ શકશે ?

અરે વ્રજેશ્વર! દશ વરસ પછી પ્રફુલ્લની સાથે તું આ કેવી ઢબથી વાત કરી રહ્યો છે?

દેવીએ ઉત્તર આપ્યોઃ મારો મેળાપ હવે થઈ શકશે નહિ—

એટલું બોલતાં બોલતાં તે ગળગળી થઈ ગઇ. તેની છાતીએ ડૂમો ભરાઇ ગયો—તે આંખો લૂછવા મંડી ગઇ. ત્યારબાદ કહેવા લાગીઃ મારો મેળાપ તો નહિ થઇ શકે, પરંતુ મારૂં દેવું અદા કરવાનો એક બીજો પણ ઉપાય છે. તમને જ્યારે સવડ હોય, ત્યારે ગરીબ દુઃખીયારાંને મારા રૂપિયા તમે વ્હેંચી દેજો. બસ, એમ કર્યાથી મારો હિસાબ ચૂકતે થઇ જશે.

વ્રજેશ્વરે દેવીનો હાથ ઓચીંતો ઝાલી લીધો ને કહ્યું: પ્રફુલ્લ! તારા રૂપિયા—

પૂળો મૂકાયો રૂપિઆમાં. રૂપિઆની વાત પૂરી થઇ નહિ, મ્હોંની વાત મ્હોંમાં રહી ગઈ—વ્રજેશ્વરે જેવી એને પ્રફુલ્લ કહીને બોલાવી અને એનો હાથ પકડી લીધો કે તરતજ પ્રફુલ્લનો દશ વર્ષથી રોકી રાખેલો આંસુનો ધોધ એકદમ સરી પડયો. રૂપિઆની વાત તો એ ધોધમાં કયાંની કયાં ડુબી ગઈ. તેજસ્વિની દેવીરાણી નાના બાળકની જેમ પોકે-પોક મૂકીને રડી પડી. વ્રજેશ્વરની વિપત્તિનો પાર રહ્યો નહિ. એના મનમાં તો કાંઇક એવીજ અસર હતી કે આ પાપણી લુંટફાટ કરે છે તેથી એની આંખમાં આંસુનું ટીપું સરખુંએ કદી આવી ન શકે! પરંતુ આંખનાં

આંસુઓને એટલી વિધિવ્યવસ્થાનું ભાન રહ્યું નહિ, તેથી વગર નોંતર્યે તેઓ એકાએક વ્રજેશ્વરની આંખમાં પણ ચાલ્યાં આવ્યાં. એને લાગ્યું કે આંસુ લૂછવાને હાથ ઉંચો કરવા જતાં ચોરી પકડાઈ જશે, તેથી તેણે આંખ લૂછી નહિ. આંખો નહિ લૂછાતાં તેઓ તળાવને પણ ટપી જવા લાગી, ગાલ પર આંસુના રેલાનો ધોધ છૂટવા લાગ્યો. આંસુનાં થોડાંક ટીપાં પ્રફુલ્લના હાથ પર પણ સરી પડયાં, ત્યારે તો રેતીનો બંધ પૂરેપૂરો છુટી ગયો. વ્રજેશ્વર એવો વિચાર કરીને આવ્યો હતો કે પ્રફુલ્લને લૂંટફાટ કરવા બદલ ખુબ મેણાં મારીને તિરસ્કારી કાઢવી અને સખ્ત ઠપકો આપી જીંદગીભરને માટે એનો ત્યાગ કરીને ચાલ્યા આવવું. પરંતુ પોતેજ રોઈને જેનો હાથ આંસુઓથી પલાળી નાંખ્યો હતો, તેને ઠપકો કેમ કરીને આપી શકાય?

પછી આંસુ લૂછીને વ્રજેશ્વર કહેવા લાગ્યો: જોની, પ્રફુલ્લ! તારા રૂપિઆ તે મારાજ રૂપિઆ છે—એ ચૂકવવાને મારે શા માટે આમ અકળાવું જોઇએ? પણ ખરેખર, મને ઘણોજ ગભરાટ છૂટે છે. આજ દશ વર્ષ થયાં હું તને ને તનેજ ઝંખ્યા કરૂં છું. મારે બીજી બે સ્ત્રીઓ છે—પણ આ દશ વર્ષમાં કદી મેં એમને મારી સ્ત્રી તરીકે ગણી નથી, તનેજ હું મારા પ્રેમનું પાત્ર માનું છું. કેમ, તે કદાચ હું તને બરાબર નહિ સમજાવી શકું. મેં તો એમ સાંભળ્યું હતું કે તું નથી; પરંતુ મારે માટે તું હાજરાહજુર હતી. ત્યારપછી પણ મારા મનથી મને એવી ખાતરી હતી કે મારાં

હૃદયની અધિષ્ઠાત્રી માત્ર તુંજ છે—મનમાં બીજી કોઇને કદી મેં સ્થાન આપ્યું નથી. મેં નહિ કહેવાનો નિશ્ચય કર્યો હતો, પરંતુ કહેવામાં કાંઇ હાનિ નથી, તેથીજ કહું છું કે તારા મરણના સમાચાર સાંભળીને હું પણ મરવાને તૈયાર થયો હતો. અત્યારે સમજાય છે કે મરી જવુંજ બેહતર હતું. તું મરી ગઈ હોત તોયે ઠીક થાત. નહિ તો હું મરણ પામ્યો હોત તેનીયે કાંઇ હરકત નહોતી; કેમકે આ વેળા જે સાંભળવું પડે છે, તે સાંભળવું પડત નહિ. આજે દશ વર્ષે ખોવાયલા ધન રૂપ તને મેં ફરીથી પ્રાપ્ત કરી છે. એથી મને સ્વર્ગથી યે અધિક સુખ થવું જોઈતું હતું. તેમ થવાને બદલે, આજે તને ફરીથી મેળવતાં મને અપાર વેદના થઇ રહી છે.

કંઇક થોભી જઇ, થરથરતા માથા પર હાથ મૂકીને વ્રજેશ્વર કહેવા લાગ્યો: મનમન્દિરને વિષે મેં સોનાની પ્રતિમા રચી રાખી હતી—એજ મારી પ્રફુલ્લની હાય, બોલતાં જીભે કાંટા વાગે છે—એજ પ્રફુલ્લની આવી વૃત્તિ!

પ્રફુલ્લે કહ્યું: શું? હું લૂંટફાટ કરૂં છું એમ?

વ્રજ: ત્યારે શું નથી કરતી?

આના જવાબમાં પ્રફુલ્લ એક વાત કહી શકત—હરવલ્લભે હંમેશ માટે પ્રફુલ્લને ઘરમાંથી હાંકી કાઢી હતી, તે વેળા એણે ઘણીજ નરમાશથી સસરાજીને પૂછ્યું હતું: મારે અન્ન દાંતને વેર છે, એવી સ્થિતિમાં આપ મને કાઢી મૂકશો, તો હું કેવી રીતે ભરણપોષણ કરીશ? સસરાએ જવાબમાં

કહ્યું હતું કેઃ તારે જોઇએ તો ચોરીલુંટ કરીને ભરણપોષણ કર. પ્રફુલ્લ બુદ્ધિશાળી હતી; તે એ વાત ભૂલી ન હતી, વાત સહજ ભૂલાય તેવીયે નથી. આજે વ્રજેશ્વરે પ્રફુલ્લને લુંટારણ કહીને તુચ્છકારી કાઢી હતી. જવાબ રોકડોજ હતો. પ્રફુલ્લ ખુશીથી કહી શકતઃ હું લુંટ કરૂં છું એ વાત સાચી છે, પરંતુ તેથી મારો તિરસ્કાર શા માટે ? તમે લોકોએજ ચોરી લુંટ કરીને પેટ ભરવાનું કહ્યું હતું. મોટેરાંની આજ્ઞાનુંજ હું પાલન કરૂં છું. એ જવાબ મનમાં ને મનમાંજ શમાવી દેવામાં ભારે સંયમ રહેલો હતો. પ્રફુલ્લે એટલો સંયમ દાખવ્યો. એ વાત હોઠ પર પણ આવવા દીધી નહિ. હાથ જોડીને તેણે ઉત્તર આપ્યોઃ હું ડાકુ નથી—હું સોગંદ ખાઇને કહું છું કે મેં કદી લુંટ કરી નથી. લુંટની કોડી સરખી પણ કદી સંઘરી નથી—તમે મારા દેવતા છો. અત્યાર લગી હું અન્ય દેવોની પૂજા કરવાની ઘેલછા શીખી હતી—ઉંબર મૂકીને ડુંગર પૂજતી હતી; પરંતુ એટલું સમજી ન હતી કે મારે તો તમેજ સૌ દેવોને સ્થાને છો. તમેજ મારા એક માત્ર દેવ છો. તમારી સમક્ષ હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, હું લુંટારણ નથી. તેમ છતાં લોકો મને એ પ્રમાણે કેમ નિન્દે છે તેનું કારણ પણ તમારાથી અજાણ્યું નથી. એ વાત તમારે મારી પાસેથી સાંભળવી પડશે. એ ખુલાસો કરવા સારૂજ હું આજે અહિં આવી છું. આજે નહિ બને તો ફરીથી કદી એ જોગ નહિ આવે. સાંભળો. પછી પ્રફુલ્લે પોતે સાસરેથી વિદાય થઇ હતી, ત્યારથી

માંડીને તે અત્યાર સુધીની સઘળી હકીકત નિખાલસપણે કહી સંભળાવી. તે સાંભળીને, વ્રજેશ્વરને અજાયબી, શરમ ને કેટલોક આનંદ પણ ઉપજ્યો. પોતાની સ્ત્રીના આવાં અદ્ભુત માહાત્મ્યને લીધે તેને કાંઇક ડર પણ લાગ્યો. પોતાની વાત પતાવીને પ્રફુલ્લે પૂછ્યું: તમને આ વાત પર ભરોસો બેસે છે કે નહિ ?

ન માનવાની તે શી મગદૂર ? પ્રફુલ્લની એકેએક વાત વ્રજેશ્વરના કાળજામાં કોતરાઇ ગઇ હતી. તેનાથી કશો જવાબ પણ દઈ શકાયો નહિ; એના ચહેરાપરથીજ પ્રફુલ્લ ચેતી ગઇ કે એને વિશ્વાસ બેઠો છે. તે જોઇને તે કહેવા લાગી: હવે તમારી ચરણરજ આપીને હંમેશ માટે મને વિદાયગીરી આપો અને આપ પણ હવે આ સ્થાનમાં જરાયે થોભશો મા. રહેશો તો જબરી આફત છે. દશે વર્ષે આપને મેળવી શકી છું, તેમ છતાં આપને ચાલ્યા જવાનું કહું છું, તે પરથી કયાસ કરજો કે વિઘ્ન જેવું તેવું નથી. મારી બે સખીઓ આજ વહાણમાં છે. તેઓ ઘણી ભલી છે. મારૂં હેત પણ એમના પર અપાર છે. તમે એમને તમારી નાવમાં બેસાડીને લઈ જજો. ઘેર પહોંચ્યા પછી એમને જ્યાં જવું હોય, ત્યાં જવા દેજો. મને અત્યારે જેવી યાદ કરો છો તેવીજ સદાને માટે સ્મરણમાં રાખજો. સાગર મને વીસરવા પામે નહિ તેની કાળજી રાખજો.

ક્ષણવાર વ્રજેશ્વરે વિચાર વમળમાં ગોથાં ખાધાં. પછી કહે: મને કશુંજ સમજાતું નથી, પ્રફુલ્લ ! મને સમજ પાડ.

તારી પાસે આટલા બધા માણસો હોવા છતાં અત્યારે કોઇ નથી, એમ કેમ ? તારી પનાઇમાંથી માછી સુદ્ધાં વંજો માપી ગયા છે? માત્ર બે સ્ત્રીઓજ છે અને તેઓને પણ તું અલગ કરવા ઇચ્છે છે? કહે છે કે માથા પર આફત ઝઝુમી રહી છે—મને પણ અહિં રહેવાની મના કરે છે. વળી પાછી કહે છે કે આ જીવનમાં હવે ફરીથી મુલાકાત નહિ થાય. એ બધો ગોટાળો શો છે? એવી તે શી આફત છે? એ બધી વાત સ્પષ્ટ નહિ કરે, ત્યાં સુધી હું અહિંથી જવાનો નથી. આફતની હકીકત સાંભળી લીધા પછી પણ જઇ શકીશ કે કેમ તે કહી શકતો નથી.

પ્રફુલ્લ: એ બધી વાતો તમારે સાંભળવા જેવી નથી.

વ્રજ: ત્યારે શું તારે મન હું કાંઇજ નથી ?

એ સમયે ઓચીંતો બન્દુકનો ધડૂમ કરીને અવાજ સંભળાયો.



## પ્રકરણ ૩

'ધડૂમ' કરીને બન્દૂકનો અવાજ થયો; વ્રજેશ્વરના શબ્દો એના મ્હોંમાંજ રહી ગયા—બન્ને જણાં ચમકીને સામે જોઇ

રહ્યાં, આખરે થોડેક દૂર પાંચ હોડીઓ દેખાઈ. તે સપાટાબંધ ચાલી આવતી હોવાથી પાણી ચાંદનીમાં ચમકી રહ્યું હતું. વધારે તપાસ કરતાં પાંચે હોડીઓ સિપાઇઓથી ભરેલી જોવામાં આવી. ખુશ્કી લશ્કર આવી પહોચ્યું છે. તેમના આવવાની ખબર સંકેતથી આપવાને બંદુકનો અવાજ થયો છે. એ સંકેત મળતાંજ હોડીઓ એકદમ પવનવેગે છુટી. તે જોઇને પ્રફુલ્લે કહ્યું: ઢીલ કરવામાં સાર નથી. મછવા પર બેસીને નાસી છુટો.

વ્રજ: કેમ ? એ હોડીઓ કોની છે ? બન્દૂકનો એ અવાજ શાનો થયો ?

પ્ર: તે જાણ્યા વિના નહિ જાઓ, એમ ?

વ્રજ: ના, કદી નહિ.

પ્ર: હયો ત્યારે જાણો. હોડીઓ પર કંપનીના સિપાઇઓ છે. તેમણેજ બન્દુકનો બાર કર્યો છે.

વ્રજ: આટલા બધા સિપાઇઓ આણી તરફ કેમ આવે છે ? તને પકડવા સારૂ કે ?

પ્રફુલ્લ પાછી શાન્ત થઈ ગઈ. વ્રજેશ્વરે પૂછ્યું: તારી વાતો પરથી માલુમ પડે છે કે આ બધી બાબતની તને પહેલેથીજ ખબર હતી.

પ્ર: હા, ખબર હતી—મારા જાસુસો હરેક જગ્યાએ છે.

વ્રજ: ઘાટ પર આવ્યા પછી જાણ્યું કે પહેલેથીજ જાણતી હતી ?

પ્ર: પહેલેથીજ જાણતી હતી.

વ: ત્યારે જાણી જોઈને અહિં શું કામ આવી?.

પ્ર: તમને ફરીથી એક વાર મળાય એટલા માટે.

વ: તારા માણસો બધા ક્યાં છે?

પ્ર: વિદાય કરી દીધા. મારે ખાતર એ લોકોએ શામાટે મરવું જોઈએ?

વ: એટલે તેં ખરેખર પકડાઈ જવાનોજ નિશ્ચય કર્યો છે?

પ્ર: જીંદગીનો મારે હવે શો ખપ છે? તમને મળાયું, તમારી આગળ ઠાલવીને દિલનો એકરાર કર્યો; તમે મને ચાહો છો, એ વાત પણ સાંભળી લીધી; મારી પાસે જે કાંઈ દ્રવ્ય હતું, તે પણ બધું ઉડાવી દીધું છે. હવે જીવનનો મોહ શા માટે હોવો જોઈએ? મારે જીવીને પણ હવે કરવું શું?

વ: ઘેર ચાલ, આપણે સંસાર માંડીશું.

પ્ર: સાચું કહો છો?

વ: તેં મારી આગળ પ્રતિજ્ઞા લીધી છે, તો હું પણ તારી સમક્ષ પ્રતિજ્ઞા કરૂં છું કે તું આજે તારો જીવ બચાવીશ, તો તને મારે ઘેર લઈ જઈશ–તને ગૃહિણી બનાવીશ.

પ્ર: સસરાજી શું કહેશે?

વ: તેમને સમજાવી લેવાશે.

પ્ર: હાય! એ વાત કાલે કેમ નહિ જાણી?

વ: કાલે સાંભળ્યાથી શું થાત?

પ્ર: તે વખતે મને પકડવાનું સામર્થ્ય કોનામાં હતું?

વ: અને અત્યારે?

પ્રઃ હવે તો કાંઈ ઉપાય નથી રહ્યો. તમારો મછવો મંગાવી લ્યો, નિશિ દિવાને લઇને જલદી ચાલ્યા જાઓ.

વ્રજેશ્વરે મછવો મંગાવ્યો ને મછવાવાળા આવતાં એમને કહ્યું: તમે લોકો આ જગ્યાએથી જલદી નાસી છૂટો. જુઓ પેલી કંપનીની હોડીઓ ધસી આવે છે. એમની નજરે પડશો તો એ સિપાઇઓ તમને વેઠીઆ તરીકે પકડી જશે. માટે જલદી ચાલ્યા જાઓ; હું નથી જવાનો, હું તો અહિંઆજ રહીશ.

મછવા પરના માછીઓ કાંઇ પણ આનાકાની કર્યા વગર મુંગે મોંઢે મછવો હંકારી ગયા.

મછવાને ગયેલો જોઇને પ્રફુલ્લ બોલી ઉઠીઃ કેમ તમે નહિ ગયા ?

વ્રઃ કેમ, તનેજ મરતાં આવડે છે શું ? મને નથી આવડતું એમ ? તું મારી સ્ત્રી છે—હું તો સેંકડો વાર તારો ત્યાગ કરી શકું છું. પણ હું તારો સ્વામી છું—આફતના વખતે હુંજ ધર્મ સમજીને તારૂં રક્ષણ કરવાવાળો છું. વિપત્તિના સમયે મારાથી તારૂં રક્ષણ ન થાય તેથી શું મારે તારો ત્યાગ કરીને ચાલ્યા જવું જોઇએ ?

ત્યારે લાચાર થઇને સ્વીકાર કરૂં છું કે કોઇ પ્રકારે જીવ બચી શકે એમ હશે, તો હું બચાવીશ.—એમ કહેતાં કહેતાં પ્રફુલ્લે આકાશ તરફ નજર કરી. જે જોવામાં આવ્યું, તેનાથી એને આશા બંધાઇ. છતાં તરતજ નિરાશ થઇને કહેવા લાગી: પણ મારા બચવામાં બીજો પણ વાંધો છે.

વ્ર: શું ?

પ્ર: તમને એ વાત કહેવા જેવી નથી, પણ અત્યારે કહ્યા વિના નહિ ચાલે એમ લાગે છે. એ સિપાઈઓની સંગાથે મારા સસરા પણ છે. હું નહિ પકડાઉં તો એ સપડાશે.

વ્રજેશ્વર ધ્રૂજી ઉઠયો–માથું કુટવા લાગ્યો. પછી કહેવા લાગ્યો: એ વળી શો ભેદ ?

પ્રફુલ્લ મુંગી રહી. પરંતુ વ્રજેશ્વરને સમજતાં વાર લાગી નહિ. આજે રાત્રે દેવી ચૌધરાણીની અહિં મુલાકાત થશે એ વાત એની પાસેથીજ હરવલ્લભે સાંભળી હતી. બીજા કોઈને વ્રજેશ્વરે એ વાત કહી નહોતી. દેવીની મસલત પણ એવી ખાનગી થતી, કે બીજા કોઈના જાણવામાં તે આવે એવો સંભવ ન હતો. દેવી આ ઘાટ પર આવી તે પહેલાંજ સિપાહીઓ રંગપુરથી ઉપડયા હશે, એમાં સંદેહ નથી; નહિ તો આટલી વારમાં આવી પહોંચે નહિ. અને હરવલ્લભ તો સહુથી પહેલોજ કોઇને કશું કહ્યા કારવ્યા વગરજ કયારનો ઘર બહાર ચાલ્યો ગયો હતો, તે અત્યાર સુધી પાછો ફર્યો ન હતો. વાત ઝટ સમજાઈ ગઇ. આથીજ રૂપીયા ચુકવવાની એને કશી ફીકર થતી નહોતી. પણ વ્રજેશ્વરને સાંભર્યું:

पिता स्वर्गः पिता धर्मः पिताहि परमं तप ।
पितरि प्रीतिमापन्ने प्रीयन्ते सर्व देवता ॥

તે કહેવા લાગ્યો: હું મરૂં તો કાંઇ હરકત નથી. તું

મરણ પામે એ તો મને મારાં મરણ કરતાંયે વધારે અસહ્ય થઇ પડે; પણ હું જોવા આવીશ નહિ. તોયે તારી રક્ષા પહેલાં, તેમજ મારા પાપી પ્રાણને બચાવતાં પહેલાં મારે પિતાને બચાવવા પડશે.

પ્ર: કંઇ ફીકર નહિ. હું નહિ બચું તો ચાલશે. એમની મરજી હશે, તો એ તમને બચાવી લેશે. ત્યારે તમારા સંતોષને ખાતર મારે એટલુંજ કહેવાનું છે કે, એમને કાંઇ પણ અનિષ્ટ થવાનો સંભવ હશે. તો હું જાતે બચવાનો કશો પણ ઉપાય નહિ કરૂં. તમે કહેશો તોયે નહિ કરૂં. નહિ કહો તોયે નહિ કરૂં. એ વિષે બેફીકર રહેજો.

દેવીએ આમ ખરા અંતઃકરણના ઉદ્ગાર કાઢયા હતા. હરવલ્લભે પ્રફુલ્લનો સર્વનાશ કર્યો હતો. અત્યારે પણ તે તેનો સર્વનાશ કરવાની તજવીજમાં હતો. તેમ છતાં દેવી તો એનું ભલુંજ ઇચ્છે છે. કેમકે, એ નિષ્કામ છે. જેનો ધર્મજ નિષ્કામતા છે, તે પોતે કોનું ભલું કરે છે તેનો વિચાર પણ કરતો નથી.

પરંતુ એજ વેળા કિનારા પરના જંગલમાં ભેરીનો ગંભીર અવાજ કાને પડયો. બન્ને જણાં ચમકી ઉઠયાં.



## પ્રકરણ ૪

દેવીએ બૂમ પાડી: નિશિ !

નિશિ છાપરા ઉપર આવી.

દેવી: આ કોની ભેરી વાગી છે ?

નિશિ: દાદા બાબાજીની ભેરી વાગી હોય એમ ભાસે છે.

દેવી: રંગરાજની ?

નિશિ: એમજ લાગે છે.

દેવી: એમ કેમ બને ? એને તો મેં સ્હવારેજ દેવીગઢ મોકલ્યો છે.

નિશિ: રસ્તેથીજ પાછો ફર્યો હશે.

દેવી: એને બોલાવો.

વ્રજેશ્વરે કહ્યું: ભેરીનો અવાજ ઘણે દૂરથી આવ્યો છે. અહિં રહ્યાં રહ્યાં બૂમ પાડ્યાથી કોઇ સાંભળશે નહિ. હું નીચે જઇને તપાસ કરૂં છું.

દેવી બોલી: કશું કરવું નહિ પડે. તમે જરા નીચે જઇને નિશિની ચાલાકી જુઓ.

નિશિ અને વ્રજેશ્વર નીચે આવ્યાં. નિશિએ નીચે જઇને બંસી કાઢી. એને ગાતાં બજાવતાં સારૂં આવડતું.

એ તાલીમ એને રાજમહેલમાંજ મળી હતી. દેવીને વીણા વગાડતાં એણેજ શીખવ્યું હતું. બંસીમાં એણે મલારની ધૂન લગાવી. તેજ ક્ષણે રંગરાજે પનાઈ પર હાજર થઇને દેવીને આશીર્વાદ દીધો. એટલે વ્રજેશ્વરે નિશિને કહ્યું: તું છત પર જા. કોઈ તારી આગળ વાત છુપાવશે નહિ. શી વાત થાય છે, તે સાંભળી આવીને મને બરાબર કહેજે.

નિશિ રાજી થઇને ઓરડાની બહાર ગઈ, પણ-પાછી ફરીને તેને કહેવા લાગી: આપ જરા બહાર આવીને નજર કરો.

તેણે બહાર જઈ જોયું તો જંગલની અંદરથી અસંખ્ય માણસો નીકળતાં દેખાયાં. તેણે પૂછ્યું: એ માણસો કોણ છે? સિપાઇઓ છે?

નિશિ બોલી: ઘણું કરીને બરકન્દાજ હશે. રંગરાજે એમને એકઠા કર્યા હશે.

દેવી પણ માણસોના એ ઝુંડ તરફ તાકી રહી હતી. તેજ વેળા રંગરાજે આવીને આશીર્વાદ આપ્યો.

દેવીએ પૂછ્યું: તમે અહિં શું કરવા આવ્યા, રંગરાજ?

પહેલાં તો તેણે કશો ઉત્તર દીધો નહિ. દેવીએ ફરીથી પૂછ્યું: સ્હવારે તો મેં તમને દેવીગઢ મોકલ્યા હતા. તમે ત્યાં ન ગયા? મારી આજ્ઞા માની નહિ, કેમ?

રંગરાજ: હું દેવીગઢ જતો હતો, તેજ વખતે રસ્તામાં ઠાકુરજી અચાનક મળ્યા. એમનીજ મારફત સાંભળ્યું કે કંપનીના સિપાઇઓ આપને પકડવાને ધસી આવ્યા છે.

તેથી અમે બન્ને બરન્દાજોને ઘસડી લાવ્યા છીએ. , તેમને અરણ્યમાં સંતાડીને હું કિનારાપર બેઠો હતો. હોડીઓને આવતી જોઇ મેં ભેરી બજાવીને સંકેત કર્યો છે.

દેવી: એ જંગલમાં સિપાઇઓ છે ?

રંગ: અમે એ લોકોને ઘેરી લીધા છે.

દેવી ઠાકુરજી ક્યાં છે ?

રંગ: બરકન્દાજોને લઇને એ પેલા આવે.

દેવી: તમે કેટલા બરકન્દાજ લઇ આવ્યા છો ?

રંગ: હજારેક હશે.

દેવી: સિપાઇ કેટલા છે ?

રંગ: પાંચસોક છે.

દેવી: એ પંદરસો માણસોની લઢાઇ થતાં કેટલાં મરશે ?

રંગ: બસોચારસો મરેસ્તો.

દેવી: જાઓ, જઇને ઠાકુરજીને કહો અને તમે પણ સાંભળી લ્યો કે તમારા આ કૃત્યથી મને અપાર વેદના થઇ છે.

રંગ: કેમ મા ?

દેવી: એક સ્રીને ખાતર તમે આટલા બધા માણસોને મારી નાંખવા તૈયાર થયા છો ? તમને લોકોને શું ધર્મ જ્ઞાન પણ નથી ? મારી જીવનદોરી આવી રહી હશે, તો હું મરણ પામીશ—એક મારે લીધે ચારસો માણસો શા માટે મરવા જોઇએ ? તમે લોકોએ શું મને એવી ઓછું પાત્ર માની

લીધી કે મારી જીંદગી બચાવવા કાજે હું એટલા બધા માણસોનો સંહાર થવા દઉં ?

રંગ: આપ જીવતા રહેશો, તો ઘણાને આધાર રહેશે.

ક્રોધ અને ઘૃણાની લાગણીથી આકળી થઇ જઇને દેવી ગાજી ઉઠી: છટ્ !

એ સાંભળીને રંગરાજે નીચું ઘાલ્યું. ધરતી મારગ દે તો તેમાં સમાઈ જાય, એવો તે શરમિન્દો પડી ગયો. પછી દેવીએ ડોળા કાઢી ઘૃણાથી થથરતા હોઠ ફફડાવીને ધ્રૂજારો કર્યો: રંગરાજ ! ઝટ જઇને ઠાકુરજીને કહો કે, આજ ક્ષણે બરકન્દાજોને પાછા વાળો. સહેજ પણ ઢીલ થશે, તો હું આ જ જળમાં ડૂબી મરીશ; કોઈ પણ મને ઉગારી શકશે નહિ.

રંગરાજ તદ્દન છોભીલો પડી ગયો. તે બોલી ઉઠયો: હું જાઉં છું. એમની પાસે જઇને સઘળી હકીકત એમને કહીશ. પછી યોગ્ય લાગશે તેમ કરશે. હું તો આપ બન્નેનો આજ્ઞાધારી સેવક છું.

એ ચાલ્યો ગયો. નિશિ છત પર ઉભી ઉભી સર્વ વાતચીત સાંભળી રહી હતી. રંગરાજ ગયા પછી તે દેવીને કહેવા લાગી: સારૂ, તમારે તમારી જીંદગીને માટે જેમ કરવું હોય તેમ કરો. કોઇને મનાઈ કરવાનો અધિકાર નથી; પરંતુ તમારી સાથે તમારા પતિ પણ છે—તેમને માટે પણ ફીકર કરી નહિ?

દેવી: કરી છે બહેન ! પરંતુ ફીકર કરવાથી કશો ઉપાય

જડયો નથી. ભરોસો એક માત્ર શ્રી હરિનોજ છે. જે થવાનું હશે તે થશે. પણ ગમે તે થાય તોયે નિશિ! એક વાત ચોક્કસ છે. મારા સ્વામીને બચાવવા ખાતર આટલા બધા માણસોનો સંહાર કરવાનો મને કાંઇ હક નથી. મારે મન એ પ્રાણ સમા છે પરંતુ તેથી બીજાને શું?

મનમાં ને મનમાંજ નિશિએ દેવીને ધન્યવાદ આપ્યો. તે મનમાં કહેવા લાગી: સાચો નિષ્કામ ધર્મ તે આ. એની સાથે મરવું એ પણ એક લ્હાવો છે.

નિશિએ જઇને વ્રજેશ્વરને સઘળી હકીકતથી વાકેફ કર્યો. તે હવે ઝાઝો કાળ પ્રફુલ્લને પોતાની સ્ત્રી માની શક્યો નહિ. તે ગણગણવા લાગ્યો: એ તો સાચી દેવી છે, હું નરાધમ છું! અરેરે, અત્યાર લગી હું એને લુંટારણ કહીને તિરસ્કારી રહ્યા હતો!

આણી તરફ પાંચ બાજુએથી પાંચ હોડીઓ પનાઇની પાસે આવી પહોંચી. પ્રફુલ્લે તેમના તરફ નજર સરખી કરી નહિ. પત્થરની મૂર્ત્તિની પેઠે તે નિશ્ચેષ્ટ થઇને છત ઉપર બેસી રહી. હોડીઓ તરફ તેમજ બરકન્દાજોના તરફ નજર કરવાને બદલે તે તો દૂર આકાશને એકીટસે નિહાળી રહી હતી—આકાશના એક ખુણામાં ઘણા વખતથી એક નાનું સરખું વાદળું દેખાતું હતું, તે તરફ જ તે તાકી રહી હતી. તેના તરફ નજર કરતાં તે જાણે એકાએક વધી ગયું હોય એમ લાગ્યું; "જય જગદીશ્વર!" એમ કહીને છત ઉપરથી તે નીચે ઉતરી.

તેને જોઇને નિશિએ પૂછ્યું: હવે શું કરશો?

પ્રફુલ્લ બોલી: મારા સ્વામીને બચાવીશ.

નિશિ: અને તમે?

દેવી: મારી વાત તો જવાજ દે. અત્યારે હું જે કાંઇ કહું અગર કરૂં, તે ધ્યાન દઇને જોજે. તારૂં ને મારૂં ભાગ્ય ગમે તેમ સરજાયું હોય, પરંતુ સ્વામીને બચાવવા પડશે, દિવાને બચાવવી પડશે, અને સસરાજીને ઉગારવા પડશે.

એમ કહીને તેણે એક શંખ લઇને ફુંકયો.

નિશિએ કહ્યું: આ પણ ઠીક.

દેવી કહ્યું: સારાં નરસાંનો વિચાર કરી જો. જે કાંઇ કરવાનું હશે તે તને સૂચવી દઇશ. સઘળો આધાર તારા ઉપર છે.



## પ્રકરણ ૫

કીડીઓની હારની પેઠે બરકન્દાજોનાં ટોળેટોળાં ગંગાના કિનારા ઉપરનાં એ જંગલોમાંથી નીકળવા લાગ્યાં. સૌએ માથા ઉપર લાલ પાઘડી ચઢાવી હતી, કછોટા માર્યા

હતા અને પગ ઉઘાડા હતા. પાણીમાં લડાઇ કરવી પડશે એમ ધારીને તેમણે જોડા પહેર્યા ન હતા. સૌના હાથમાં એકેકી બરછી હતી–કોઇ કોઇના હાથમાં બન્દુક પણ હતી, પરંતુ તેવાની સંખ્યા ઘણી થોડી હતી. સઘળાએ પીઠ પર લાઠી બાંધી હતી–બંગાળાનું એ રાષ્ટ્રીય હથિયાર છે. બરકન્દાજોએ જોયું કે હોડીઓ આવી ગઈ છે–અને હવે તેઓ પનાઇને ઘેરો ઘાલવા માંગે છે. તેઓ દોડયા. "રાણીજી કી જય"નો પોકાર કરીને તેઓ પણ પનાઇને ઘેરાઈ પડયા. તેઓ છેક આગળ જઈ પડયા. હોડીઓએ ઉલટા તેમને ઘેર્યા. શંખ ફુંકાયો, તે વેળા કેટલાક બરકન્દાજ આવીને પનાઈ પર ચઢી ગયા હતા. તેઓ પનાઇના માછીઓ હતા–નાવ હંકારવાનું કામ કરતા. પરંતુ જરૂર પડયે લાઠી તેમજ ભાલા બરછી પણ વાપરી શકતા. તેમણે દેખીતી રીતે લડાઈમાં સામેલ થવાની કશી ઇચ્છા દર્શાવી નહિ. ડોલ, સુકાન દોરડાં વાંસ વગેરે પકડીને તેઓ પોતાની જગ્યાએ બેસી ગયા. બીજા પણ ઘણા બરકન્દાજો પનાઇ પર ધસી આવ્યા. ત્રણસો ચારસો બરકન્દાજો કિનારા પર રહ્યા–ત્યાંથી તેઓ લઢવા લાગ્યા. હોડીઓ પરથી કેટલાક સિપાઇઓએ ઉતરીને બન્દુકની બેયોનેટ ચઢાવીને તેઓના પર ધસારો કર્યો. પનાઇને ફરતા જે બરકન્દાજો ઉભા થઇ રહ્યા હતા, તેમના ઉપર બાકી રહેલા સિપાઇઓ તૂટી પડયા. ઠેર ઠેર દ્વન્દ્વ યુદ્ધ શરૂ થઇ ગયું. તે સમયે માર ફાડ, ઘોંઘાટ, બન્દુકના ધડાકા અને લાઠીઓના ઝપાટાનો ભારે કોલાહલ મચી ગયો. કોઇ

એક બીજાની વાત સાંભળી શકતું યે નહિ—કોઇ સ્થાનમાં કોઈથી ઠરાતું સરખુંયે નહિ.

દૂર રહ્યાં રહ્યાંજ લડાઈ ચાલી રહેલી હોવાથી, સિપાઇઓની સામે લાકડીવાળાઓથી ઝાઝો વખત ટકી શકાયું નહિ. લાઠી તે આઘે સુધી કેમ કરીને ચાલી શકે ? પરંતુ સિપાઈઓને હોડી પર રહ્યાં રહ્યાં લડવામાં ફાવટ આવી નહિ. જેઓ કિનારા પર જઇને લડતા હતા, તેઓ તો બેયોનેટ વડે લાઠીવાળાઓને હઠાવવા લાગ્યા. પણ જે પાણીમાં લડી રહ્યા હતા, તે સિપાઇઓ તો બરકન્દાજોની લાઠી અને બરછી વડે હાથ, પગ અને માથામાં ઘાયલ થઇને શરણે આવવા લાગ્યા.

પ્રફુલ્લ નીચે ઉતર્યા પછી થોડીવારમાંજ આ ધમાલ શરૂ થઇ ગઈ હતી. તેણે ધાર્યું કે ભવાની ઠાકુરને કદાચ મારો સંદેશો નહિ પહોંચ્યો હોય—અથવા તેણે મારી વાત માની ન હોય અને મારાથી મરી શકાશે નહિ એમ માની લીધું હોય. ભલે, મારી ઉસ્તાદી પણ બતાવી આપીશ.

રાણીપદ દરમ્યાન દેવીમાં એક અજબ ચમત્કારિક ગુણ ઉત્પન્ન થયો હતો. કોઇ પ્રકારે ઉપયોગી થઇ પડે એવી ચીજ હોય, તેને પહેલેથીજ તે પોતાની પાસે રાખી મૂકતી. એ ગુણનો ઘણીવાર આપણને પરિચય પણ થઈ ગયો છે. દેવીને આ સમયે પોતાની પાસેજ એક સફેદ નિશાન મળી આવ્યું. એ સફેદ નિશાનને બહાર લઇ જઈને પોતાના હાથે વડેજ તેણે ઉંચું કર્યું.

એ નિશાન નજરે પડતાંજ લડાઇ એકાએક બન્ધ થઈ ગઈ. જે જ્યાં હતા, ત્યાંજ પોતપોતાનાં હથિયાર રહેવા દઇને ઉભા થઇ રહ્યા. પ્રચંડ વાવાઝોડું અકસ્માત્ શમી ગયું. એમ સમજો કે મહાસાગર એકદમ પ્રશાન્ત સરોવરના સ્વરૂપમાં ફેરવાઈ ગયો.

દેવીએ જોયું કે વ્રજેશ્વર પાસેજ છે. યુદ્ધ સમયે દેવીને બહાર આવતી જોઇને વ્રજેશ્વર પણ સાથે સાથેજ ચાલ્યો આવ્યો હતો. દેવીએ એને કહ્યું: તમે આ નિશાનને આમ પકડી રાખજો. અંદર જઇને હું નિશિ અને દિવાની સાથે કાંઇક મસલત કરૂં છું. અહિં રંગરાજ આવે, તો એને કહેજો કે આ દરવાજા આગળજ ઉભો રહીને મારા હુકમની રાહ જુએ.

એમ કહીને વ્રજેશ્વરના હાથમાં સફેદ નિશાન આપીને દેવી ત્યાં આગળથી ચાલી ગઇ. નિશાન ઉપાડીને વ્રજેશ્વર ઉભો થઇ રહ્યા. થોડી વારમાં રંગરાજ ત્યાં આવી પહોંચ્યો. વ્રજેશ્વરના હાથમાં સફેદ નિશાન જોઇને રંગરાજ ડોળા ધુરકાવીને બોલી ઉઠયો: કોના હુકમથી તમે સફેદ નિશાન દેખાડયું ?

વ્રજ: રાણીજીના હુકમથી.

રંગ: રાણીજીના હુકમથી? તમે કોણ છો ?

વ્રજ: મને નથી ઓળખતા?

ઘડીભર રૂવાબભેર જોઇ રહીને રંગરાજ ગાજી ઉઠયો: હા, ઓળખ્યા. તમે વ્રજેશ્વર બાબુ છોને? શા હેતુથી અહિં

પધાર્યા છો ? બાપ દીકરા એકજ ધંધો લઇ બેઠાછો, કેમ ? કોઈ છે કે ? બાંધો આને.

રંગરાજ એમ ધારતો હતો કે હરવલ્લભની પેઠે વ્રજેશ્વર પણ દેવીને પકડાવવા સારૂ કંઈ પણ બહાને પનાઇ પર ચઢી આવ્યો હશે. તેની આજ્ઞા થતાં બે માણસ વ્રજેશ્વરને બાંધવાને આવ્યા. વ્રજેશ્વરે કાંઈ ડખળ કીધી નહિ. તે બોલ્યો: મને બાંધશો, તેમાં મને કાંઇ નુકસાન થવાનું નથી. પણ એક વાતનો ખુલાસો જોઇએ છે. સફેદ નિશાન જોતાંજ બન્ને પક્ષોએ લડાઇ કેમ એકદમ બંધ કરી દીધી ?

રંગરાજે કહ્યું: શો ભોળપણનો ડોળ કરે છે ! જોઈ લ્યો, જાણે અણસમજુ બાળક ! એટલી પણ ખબર નથી કે સફેદ નિશાન નજરે પડતાંજ અંગ્રેજો યુદ્ધ કરતા નથી ?

વ્રજ: તે હું જાણુતો ન હતો. પણ તમે આટલી પંચાત શીદને કરો છો ? રાણીજીનાજ હુકમથી મેં સફેદ નિશાન દેખાડ્યું છે કે નહિ એ વાતની તમે તમારે ખાતરી કરી લ્યો. અને તમને પણ આજ્ઞા છે કે તમારે દરવાજા આગળ રહીનેજ હુકમ લેવો.

રંગરાજ ઠેઠ ઓરડાના દરવાજા સુધી ચાલ્યો ગયો. દરવાજો બંધ જોઇને તેણે બહારથીજ બૂમ પાડી: રાણીમા !

અંદરથી જવાબ મળ્યો: કોણ છે ? રંગરાજ ?

રંગ: જી હા, આપણી પનાઇ પરથી એક સફેદ નિશાન દેખાડવામાં આવ્યું છે, તેથી લડાઈ બંધ થઇ ગઇ છે.

અંદરથી અવાજ સંભળાયો: મારાજ હુકમથી એ કામ

થયું છે. અત્યારે તમે સફેદ નિશાન લઇને લેફ્ટેનન્ટ સાહેબની પાસે જાઓ. જઇને કહેજો કે લડાઈ કરવાની કશી જરૂર નથી. હું પોતેજ હાજર થાઉં છું.

રંગ: મારા શરીરમાં પ્રાણ હશે, ત્યાં લગી એમ કદી નહિ થઈ શકે.

દેવી: તમે જીવ આપીને પણ મને ઉગારી શકશો નહિ.

રંગ: તો પણ હું જાન કુરબાન કરીશ.

દેવી: સાંભળો ! અકકલહીણની જેમ બકવાટ કરો મા. તમે જાન કુરબાન કરવા છતાંયે મને બચાવી શકશો નહિ. સિપાઈઓની બન્દૂક આગળ લાઠી સોટાનું શું વળશે ?

રંગ: કેમ નહિ વળે ?

દેવી: વધારે જીદ ના કરો—હવે એક પણ રક્તબિન્દુ પડતાં પહેલાં હું પ્રાણ આપીશ—બહાર જઇને ગોળીબારની બરાબર સામે ઉભી રહીશ—તમે મને બચાવી શકશો નહિ. અરે, અત્યારે પણ જો હું પકડાઈ જાઉં તો યે નાસી છુટવાની આશા રહે છે. આ વેળા તો પોતપોતાના જીવ બચાવી મને છોડાવવાનો તમને ફાવટ આવે તેવો પ્રયાસ કરો. મારી પાસે ઘણા રૂપીયા છે. કંપનીના માણસો રૂપીયાના લોભી છે—નાસી છૂટવામાં હરકત આવે એમ નથી.

લાંચ આપીને નાસી છૂટવાની દેવીની લેશમાત્ર પણ ઈચ્છા ન હતી. રંગરાજને ભૂલથાપ આપવા માટેજ એણે એવા ઉદ્દગાર કાઢયા હતા. દેવીનાં હ્રદય આડે છુપાઇ રહેલું ગંભીર મુત્સદ્દીપણું હજુ રંગરાજના સમજવામાં આવ્યું

ન હતું.* દેવીએ એટલા માટેજ વિશેષ ખુલાસો કર્યો ન હતો. ચૂપચાપ અંગ્રેજોને શરણે થઇ જવું એટલુંજ માત્ર એણે નક્કી કર્યું હતું. પરંતુ તેની સાથે તે એટલી વાત પણ સમજી ગઇ હતી કે અંગ્રેજો પોતાની બુદ્ધિથીજ સઘળું ગુમાવી બેસવાના છે. વળી દેવીએ એવો પણ નિશ્ચય કર્યો હતો કે શત્રુનું કોઈ પણ પ્રકારે નુકસાન કરવું નહિ, ઉલટા તેમને હોશિયાર બનાવી દેવા. તો પણ પોતાના સસરા તેમજ સખીઓના ઉદ્ધારને કાજે જે કરવા જેવું હશે, તે કર્યા વિના ન રહેવું એવો એનો નિશ્ચય હતો. ભવિષ્યમાં બનવા જોગ સઘળી ઘટના જાણે એ દર્પણમાં નિહાળી રહી હતી.

રંગરાજ કહેવા લાગ્યો: જે આપવાથી કંપનીના માણસો વશ થઇ શકે તેમ છે, તે તો પનાઇ પર પડ્યું છે. આપ પકડાઇ જશો તો પનાઇને પણ અંગ્રેજો કબજામાં લઇ લેશે.

દેવી: એમ થવા દેશો મા. કહેજો કે હું શરણે આવીશ, પરંતુ પનાઇને આપી શકીશ નહિ. પનાઇમાં જે કાંઇ હશે, તે પણ કશું આપી શકાશે નહિ. પનાઈપર જે બીજા માણસો છે, તેઓને પણ કબજે કરી શકાશે નહિ. એજ શરતે હું શરણે આવવાને રાજી છું.

રંગ: અંગ્રેજો એ શરત સ્વીકારે નહિ અને પનાઇને લૂંટવા ધસી આવે તો ?

દેવી: અટકાવજો—પનાઈની પાસે પણ ન આવે—સ્પર્શ સરખોયે કરી નહિ શકે તેમ કરજો. કહેજો કે મારી શરત

નહિ પાળ્યાથી, અંગ્રેજો આફતમાં આવી પડશે. પનાઇપર એ લોકો હુમલો કરશે, તો હું શરણે થઇ શકીશ નહિ. અંગ્રેજો જે ઘડીએ પનાઇ પર ધસી આવશે, તેજ ઘડીએ યુદ્ધનો આરંભ થશે, એમ સમજી રાખજો. મારી શરતો એ લોકો પાળશે, તો હું મારી મેળેજ એમની હોડી પર ચાલી જઇશ, એમનામાંથી કોઇને પણ અહિં આવવું નહિ પડે.

રંગરાજે ધાર્યું કે આમાં કાંઇક ગંભીર કુનેહ હશે. તેથી તેણે દેવીનો સંદેશો લઇ જવાનું કબૂલ કર્યું. ત્યારે દેવીએ પૂછયું: ભવાની ઠાકુર કયાં છે?

રંગ: કિનારા પર બરકન્દાજોને લેઇને યુદ્ધ કરી રહ્યા છે—મારી વાત માનતા નથી. મારી સમજ પ્રમાણે હજી સુધી ત્યાંજ છે.

દેવી: પહેલાં એમની પાસે જાઓ. સઘળા બરકન્દાજોને લઇને નદી કિનારે પોતાના સ્થાનપર ચાલ્યા જવાનું તેમને કહો. કહેજો કે મારી પનાઇના માણસોને રહેવા દેતા જાય એટલે બસ. મારા રક્ષણને કાજે હવે યુદ્ધ કરવાની જરૂર નથી. તેનો ઉપાય ભગવાને કરી મૂકયો છે. એમાં જો એ લોકો કાંઇ ડખળ કરે, તો એમને આકાશ તરફ દૃષ્ટિપાત કરવા કહેજો. એટલે તરતજ સમજી જશે.

રંગરાજે એ સમયે પોતેજ આકાશના તરફ નજર કીધી—તો વૈશાખની નવીન મેઘમાળાથી આકાશમાં સઘળે અંધકાર પ્રસરી રહ્યા છે, એમ દેખાયું.

રંગરાજે કહ્યું: મા ! બીજી એક બાબતની આજ્ઞા માગી લઉં છું. હરવલ્લભ રાય આ કામમાં જાસુસ બન્યો છે. મેં એમના દીકરાને પનાઇ પર દીઠો છે. કાંઇક દુષ્ટ હેતુથી એ આવ્યો હશે, એમાં સંદેહ નથી. હું એને કેદ કરવા માંગું છું.

એ સાંભળતાં વારને નિશિ અને દિવા એકદમ ખડખડાટ હસી પડ્યાં. દેવી બોલી ઉઠી: કેદ કરશો નહિ. એમની પાસે જઇને એમને છત પર બેસવા કહેજો. પછી દિવા નીચે ઉતરવા ફરમાવશે ત્યારે ઉતરશે.

એ મુજબ રંગરાજે પહેલાં તો જઇને વ્રજેશ્વરને છત પર બેસાડયો. ત્યારપછી ભવાની ઠાકુરની પાસે એ ગયો અને દેવીનો સંદેશો કહી સંભળાવ્યો. રંગરાજે વાદળાં તરફ નજર કીધી—ભવાનીએ પણ જોયું. ભવાનીએ કશી આનાકાની કર્યા વગર કિનારા પર તેમજ પાણીમાં ઉભા રહેલા બરકન્દાજોને એકઠા કરીને ગંગાને કિનારે કિનારે પોતાનાં મથક પર લઈ જવાની ખટપટ કરવા માંડી. આણી તરફ દિવા અને નિશિ એજ અવસરે બહાર આવીને બરકન્દાજવેશી માછીઓને, કોઇ નહિ જાણે એમ, ધીરેધીરે કાંઇક કહી ગઇ.



## પ્રકરણ ૬

આણી તરફ ભવાની ઠાકુરને વિદાય કરી, સફેદ નિશાન હાથમાં લઇને રંગરાજ પાણીમાં ઉતરી પડયો અને લેફ્ટેનન્ટ સાહેબની નાવ પર જઇ પહોંચ્યો. તેના હાથમાં સફેદ નિશાન જોઈ કોઇએ એને કંઇ કહ્યું નહિ. પરંતુ પોતાની નાવ પર આવેલો જોઇને સાહેબે પૂછયું: તમે લોકોએ સફેદ નિશાન દેખાડયું છે, શરણે આવવા રાજી છો?

રંગ: અમારે શા કાજે શરણે આવવું જોઇએ?—જેને પકડવા માંગો છો તે આવશે એજ વાત કહેવાને હું આવ્યો છું.

સાહેબ: દેવી ચૌધરાણી શરણે આવશે?

રંગ: હા, એજ ખબર આપવાને હું અહિં આવ્યો છું.

સા: અને તમે લોક?

રંગ: કયા લોકો?

સા: દેવી ચૌધરાણીનાં ટોળાંવાળા.

રંગ: અમે લોકો શરણે નહિ થવાના.

સા: હું તો સારાંયે ટોળાંને પકડવાને આવ્યો છું.

રંગ: એ ટોળામાં કોણ કોણ છે? આ હજાર બરકન્દાજોમાંથી ટોળાના અને ટોળા બહારનાને શી રીતે ઓળખી શકશો?

રંગરાજે આ હકીકત કહી, તે સમયે પણ ભવાની ઠાકુર પોતાનાં બરકન્દાજ સૈનિકોને લેઇને ચાલ્યા ગયા નહોતા, જવાની તૈયારી માત્ર કરી રહ્યા હતા.

સાહેબે કહ્યું: આ હજારો બરકન્દાજો ડાકૂઓજ છે, કારણ કે ડાકૂની પેઠે તેઓ સરકારની સામે લડાઈ કરી રહ્યા છે.

રંગ: હવે તેઓ યુદ્ધ નહિ કરે. જુઓ, એ લોકો પોતાને રસ્તે પડે છે.

સાહેબે જોયું તો બરકન્દાજોની સેના નાસવાની તૈયારી કરી રહી છે. સાહેબે એકદમ ધુંઆપુંઆ થતાં કહ્યું: સફેદ નિશાનની કપટકળા રચીને તમે નાસભાગ કરવા માંગો છો કેમ ?

રંગ: સાહેબ ! આપે એ લોકોને પકડ્યા ક્યારે હતા કે હવે નાસભાગ કરે છે એમ કહી શકાય ? હજી સુધી તો કોઇ નાસી ગયું નથી. પકડી શકાય એમ હોય, તો પકડો. સફેદ નિશાન હું ફેંકી દઉં છું.

એમ કહીને રંગરાજે પેલું સફેદ નિશાન ફેંકી દીધું, પરંતુ સાહેબનો કાંઈ પણ હુકમ નહિ મળવાથી સિપાઇઓ બધાજ ચૂપચાપ ઉભા થઇ રહ્યા.

સાહેબ વિચારમાં પડી ગયા. બરકન્દાજોનો પીછો પકડવાનું પણ મુશ્કેલ હતું. એમની પાછળ પડવાનું સાહસ કરે તો એ લોકો સાહેબ અને સિપાઇઓને જંગલની અંદર ક્યાંના ક્યાં ઘસડી લઈ જાય. એક તો રાતનો સમય, વાદળોની ઘનઘોર ઘટા—જંગલ પણ નિ:શંક અંધારૂં ઘોર હોવાનું. તેમાં વળી સિપાઈઓ એ રસ્તાના તદ્દન અજાણ્યા.

તેથી સાહેબ સમજી ગયા કે એ બરકન્દાજોને પકડવા મારા સિપાઇઓ શક્તિમાન નથી. સાહેબનો મિજાજ ઠેકાણે આવ્યો અને લાચાર થઇને તેમણે કહ્યું: ભલે જવા દો, મારે એ લોકોનું કામ નથી. આપણે જે વાત કરી રહ્યા હતા, તેજ કરીએ. તમે લોકો શરણે આવશો ?

રંગ: દેવી રાણી સિવાય બીજું કોઈ નહિ.

સાહેબ: છટ્ ! ત્યારે શું ફરી પાછા લડાઈ કરશો ? બે ચાર જણા તમે પાંચસો સિપાઇઓની સાથે લડી શકશો ? તમારૂં બરકન્દાજ સૈન્ય તો જંગલની અંદર ચાલ્યુ ગયું હોય એમ દેખાય છે.

રંગરાજે નજર કરી તો ભવાની ઠાકુરની સેના ખરેખર જંગલની અંદર ઘુસી ગઈ હતી.

રંગરાજે કહ્યું: બીજું કાંઈ હું જાણું નહિ. મારા માલીકે જે સંદેશો કહાવ્યો છે, તેજ હું તો કહી રહ્યો છું. આપને પનાઇ મળી શકશે નહિ, પનાઇની અંદર જે કાંઇ ધન છે, તે પણ નહિ મળે, અને અમારામાંથી કોઇને પણ આપનાથી પકડી શકાશે નહિ. માત્ર દેવી રાણીજ આપને શરણ થશે.

સા: એમ કેમ ?

રંગ: તે હું જાણતો નથી.

સા: જાણે યા ન જાણે, અત્યારે પનાઇ અમારી છે, અમે એને કબજે કરી લેવાના.

રંગ: સાહેબ ! આપ પનાઈ પર દોડી જવાનું સાહસ કરશો નહિ, એને કદી અડતા નહિ, નહિ તો ફસાઈ પડશો.

'સા: આહ! મારા પાંચસો સિપાઇઓને તમારા બેચાર જણાંનો શો ડર છે?

એમ કહીને સાહેબે સફેદ નિશાનને ફેંકી દીધું અને તેજ ક્ષણે હુકમ કર્યો: પનાઇને ઘેરી લો.

સિપાઇઓએ પાંચેય હોડી લઇ જઇને પનાઇને ઘેરી લીધી. ત્યારબાદ સાહેબે ફરમાવ્યું: પનાઇ પર ચઢીને બરકન્દાજોનાં હથિયાર છીનવી લો.

ઘણા મોટા અવાજે સાહેબે એ હુકમ આપ્યો. દેવીને સુદ્ધાં એ વાતની ખબર પડી ગઇ. દેવીએ પનાઇની અંદરથી એટલાજ રૂવાબભેર હુકમ આપ્યો: પનાઇ પર જેના હાથમાં જે કાંઇ હથિયાર હોય, તે પાણીમાં ફેંકી દે.

હુકમ છુટતાં વારને પનાઇપર જેની પાસે જે કાંઇ અસ્ત્ર હતું, તે તેણે પાણીમાં ફેંકી દીધું. રંગરાજે પણ પોતાનાં હથિયાર પાણીમાં ફેંકી દીધાં. તે જોઇને સાહેબ ખૂશ થયા, ને કહેવા લાગ્યા: ચાલો, જોઇએ હવે પનાઇમાં શું શું છે તે.

રંગ: સાહેબ! આપ જબરદસ્તીથી પનાઇપર ચઢી જાઓ છો, મારો કાંઇ કસૂર નથી.

સા૦ તમારો કસૂર શો છે?

એમ કહીને એકજ સિપાઇને લઇને સાહેબ હથિયારભેર પનાઇ પર ચઢી ગયા. એ કાંઇ ખાસ પરાક્રમનું કામ નહોતું, કેમકે પનાઇ પરના બધાય માણસોએ પોતાનાં અસ્ત્ર ફેંકી દીધાં હતાં. દેવીની સ્થિર બુદ્ધિજ તેજદાર મહાસ્ત્ર હતું, એ

વાતની સાહેબને ખબર ક્યાંથી હોય ? બુદ્ધિમ-તાની આગળ બીજાં કોઈ શસ્ત્ર અસ્ત્ર ટકી શકતાં નથી.

સાહેબ રંગરાજની સાથે ઓરડાના દરવાજા પર આવ્યા. તેજ સમયે બારણાં ખુલી ગયા. બન્ને અંદર ગયા. અંદર ગયા બાદ તેમણે જે જોયું તેનાથી એ બન્નેની અજાયબીનો પાર રહ્યો નહિ.

તેણે જોયું તો જે દિવસે વ્રજેશ્વર પહેલવહેલો કેદી થઈને એ ઓરડામાં આવ્યો હતો તે દિવસે એની જેવી મનોહર રચના હતી, તેવીજ આજે પણ નજરે પડે છે. દિવાલ ઉપર પણ તેવીજ સુંદર છબીઓ લટકી રહી છે. તેવોજ સુંદર ગાલીચો પથરાયો છે. તેવાંજ અત્તરદાની, ગુલાબદાની તેમજ સોનેરી પુષ્પપાત્રને વિષે ફુલ શોભી રહ્યાં છે. સોનેરી હુક્કામાં મુશ્કી તંબાકુ ભરેલો છે. તેવીજ રૂપેરી મૂર્તિઓ, રૂપેરી ઝાડ તથા સોનાની સાંકળમાં લટકતો સોનેરી પ્રદીપ સળગી રહ્યો છે ! પરંતુ ગાદી આજે એક નથી—બે છે. એ બન્ને ગાદી પર સુવર્ણ સુશોભિત તકીયાને અઢેલીને બે સુંદરીઓ અજબ છટાથી બેઠી છે. તેમના પોશાક ઘણા કીમતી છે, સર્વાંગ પર અણમોલાં રત્ન સજ્યાં છે. સાહેબ તો તેમને ક્યાંથી ઓળખી શકે ? રંગરાજ તરતજ ઓળખી ગયો કે એમાંની એક નિશિ અને બીજી દિવા છે.

સાહેબને સારૂ એક રૂપેરી ખુરશી રાખી હતી તેના ઉપર સાહેબ ગોઠવાયા. રંગરાજ શોધવા લાગ્યો કે દેવી ક્યાં છે ? થોડી વારે ઓરડાની એક બાજુએ તદ્દન સાદાં

કપડામાં સજ્જ થઇને ઉભી થઈ રહેલી દેવી તેની નજરે પડી. તેજ ખડબચડી સાડી અને હાથમાં ફક્ત ચુડીઓ પહેરી છે. વાળ છુટ્ટા મૂકી દીધા છે. બીજો કાંઈ પણ ભપકો કર્યો નથી.

સાહેબે પૂછયું: દેવી ચૌધરાણી કોણ છે? મારે કોની સાથે વાત કરવી?

નિશિ બોલી ઉઠી: મારી સાથે વાત કરો, હુંજ દેવી છું.

દિવા હસીને કહેવા લાગી: અંગ્રેજને જોઇને દિલ્લગી કરવા મંડી જાય છે? આ કાંઇ દિલ્લગી કરવાનો વખત છે? લેફ્ટેનન્ટ સાહેબ! મારી આ બહેનને જરા મજાક ઠઠ્ઠા કરવાની ટેવ છે, પણ આ કાંઇ મજાક ઠઠ્ઠા કરવા યોગ્ય સમય નથી. આપ મારી સાથેજ વાત કરો; દેવી ચૌધરાણી હું પોતેજ.

નિશિએ કહ્યું: જરા લાજી તો મર! મારે ખાતર ફાંસીએ ચઢવા માગે છે? સાહેબના તરફ ફરીને પછી નિશિ કહેવા લાગી: સાહેબ! આ મારી બહેન છે—મારા પ્રત્યેના સ્નેહને વશ થઇને મને બચાવવા ખાતર એ આપને હાથતાળી આપી રહી છે. પણ મારે નાહક શું કામ છેતરપીંડી કરીને બહેનને ફાંસીએ ચઢાવીને મારો જીવ ઉગારવો? પ્રાણ તો ઘણો તુચ્છ પદાર્થ છે, અમે બંગાળી સ્ત્રીઓ તો કોઈ પ્રકારના ક્લેશ વગર એનો ત્યાગ કરી શકીએ છીએ. ચાલો, મને જ્યાં લઇ જવી હોય, ત્યાં આવવા તૈયાર છું. હુંજ દેવી ચૌધરાણી છું.

દિવાએ કહ્યું: સાહેબ! બિનગુનેહગારને પકડી લઇ જાઓ તો તમને તમારા ઇસુ ખ્રીસ્તના કસમ છે. દેવી તો હું છું.

સાહેબે ગુસ્સાભેર રંગરાજને પ્રશ્ન કર્યો: આ શો ફારસ ભજવવા માંડયો છે? દેવી ચૌધરાણી કોણ છે, તે ખરેખરૂં કહો.

રંગરાજને કશી ગતાગમ પડી નહિ. કાંઇક કુનેહભર્યા દાવપેચ રમાય છે, એટલુંજ અનુમાન તે કરી શકયો. તેથી તેણે પોતાની અક્કલ ચલાવી નિશિના તરફ ઇશારત કરી હાથ જોડીને જવાબ દીધો: હુજૂર! એજ ખરેખરી દેવી રાણી છે.

હવે દેવીએ પહેલ વહેલી જબાન ખોલી. તે બોલી: આ બાબતમાં મારે કાંઇ પણ બોલવું યોગ્ય નથી, પરંતુ પાછળથી પોગળ પુટી જાય અને બધાજ માણસો માર્યા જાય, તેથીજ કહું છું કે, આ માણસે જે કાંઇ કહ્યું છે તે સત્ય નથી. ત્યારબાદ નિશિની તરફ ઇશારત કરીને બોલી: આ દેવી નથી. જે આદમીએ એને દેવી કહી છે, તે રાણીને મા કહીને બોલાવે છે અને માતાની પેઠેજ તેની ભક્તિ કરે છે. એટલા માટેજ રાણીજીને બચાવવાની મતલબથી એ ત્રાહિત વ્યકિતને બતાવી રહ્યો છે?

ત્યારે સાહેબે દેવીને પૂછયું: તો દેવી કોણ છે?

દેવી બોલી: હું દેવી છું.

દેવીએ આ પ્રમાણે ભડાકો દીધાથી નિશિ અને દિવાની

વચ્ચે તેમજ રંગરાજ અને દેવીની વચ્ચે ભારે ગરબડાધ્યાય મચી રહ્યો. નિશિ પોતાનો કક્કો ખરો કરતાં કહેવા લાગી: હું દેવી છું. દિવા "પણ હું દેવી છું" એ સિવાય બીજું કાંઇ બોલતી નહોતી. રંગરાજે નિશિને દેખાડીને કહ્યું: એજ દેવી છે. આણી તરફ દેવી પણ "હુંજ દેવી છું" એમ કહીને પોતાના સત્યવાદીપણાનું પૂછડું પકડી રહી. ગોટાળાનો ગરબડાધ્યાય મચ્યો.

ત્યારે લેફ્ટેનન્ટ સાહેબે એ તગાશાનો અન્ત લાવવાના ઈરાદાથી કહ્યું: તમારા બે જણામાંથી જ એક દેવી રાણી હોવી જોઇએ. એ તો દાસી છે, એ કાંઇ દેવી ન હોઈ શકે. તમારા બેમાંથી એ પાપિષ્ઠા કોણ છે તે તમે ચાલાકીથી મને જાણવા દેતાં નથી પણ તેથી કાંઇ તમારી મતલબ સરશે નહિ. આ સમયેજ હું બન્નેને પકડી લઈ જાઉં છું. ત્યારબાદ પુરાવા વડે જે દેવી તરીકે સાબીત થશે, તેને ફાંસી દેવામાં આવશે. પુરાવાનો કાંઇપણ પ્રકાશ નહિ પડે તો બન્નેને ફાંસીની સજા થશે.

એ સાંભળીને નિશિ અને દિવા બન્ને કહેવા લાગ્યાં: આટલી બધી ધમપછાડ કરવાની શી જરૂર? કોઇ જાસુસ ભેદીયો—આપની સંગાથે નથી? તેનેજ જો બોલાવવામાં આવે તો ખરી દેવી કોણ છે, તે એ સાબીત કરી આપશે.

દેવીનો મુખ્ય મુદ્દો એ હતો કે એ લોકો હરવલ્લભને પનાઇ પર લઇ આવે તો ઠીક. હરવલ્લભને ઉગારવાનો ઉપાય કર્યા વિના દેવીએ પોતાનું રક્ષણ નહિ કરવાનો જ

નિશ્ચય કર્યો હતો. પનાઇ ઉપર જ્યાં સુધી એને લાવવામાં ન આવે ત્યાં સુધી એનું રક્ષણુ પણ બરાબર શી રીતે થઇ શકે !

સાહેબને એ સલાહ ગળે ઉતરી ગઇ. પછી તેમણે પોતાની સાથે જે સિપાઇ આવ્યો હતો તેને ફરમાવ્યું: જાઓ, જઇને ભેદીયાને બોલાવી લાવો. તુરતજ ભેદીયાને માટે બૂમાબૂમ થઇ રહી. ભેદીયો કોણ હશે, કયાં હશે, તે કોઇ જાણતું ન હતું.



## પ્રકરણ ૭

ખરૂં જોતાં હરવલ્લભ બાબુ યુદ્ધ ક્ષેત્રમાં પધાર્યા હતા, પરંતુ તે પોતાની ઇચ્છાથી નહિ, કેવળ સંજોગવશ થઇનેજ. પહેલાં તો એકદમ દોડાદોડ કરવાનું તેમને પસંદ ન હતું. 'શૃંગીણાં શસ્ત્ર પાણિનાં' વગેરે ચાણક્ય નીતિના સદુપદેશને ધ્યાનમાં રાખીને સિપાઇઓની હોડીમાં તે આવેલા નહિ. એક ઇલાયદી હોડીમાં બેસીનેજ લેફ્ટેનન્ટ સાહેબને પનાઇ દેખાડી દીધેલી અને પછી પોતે ત્યાંથી અડધા કોસની ગબરડી મૂકી પોતાની હોડી અને કાયા રૂપી હોડીની કાળજી

કરી રહ્યા હતા. ત્યાર બાદ તેમણે આકાશમાં સર્વત્ર ઘનઘોર ઘટા છવાઇ ગયેલી દીઠી. તેમને ગભરાટ છૂટયો કે રખેને વાવાઝોડું થશે તો મારી બન્નેય હોડીના બાર વાગી જશે. રૂપીયાના લોભમાં જીવ ગુમાવતાં કશો સંસ્કાર પણ નહિ થાય. એટલે રાય મહાશય હોડી પરથી ઉતરીને કિનારા પર ચાલ્યા આવ્યા, પણ ત્યાં ચલીઉં સરખું નજરે નહિ પડવાથી તેમના ગભરાટનો પાર રહ્યો નહિ. સાપનો ડર, વાઘનો ડર, ચોર ડાકુનો ડર તેમજ ભૂતનો ડર સુદ્ધાં તેમને ઉપજ્યો. એમજ થયું કે મારા કયાં ભોગ લાગ્યા કે હું અહિં આવ્યો. એ વિચારથી તેમની આંખોમાં પાણી સુદ્ધાં ભરાઇ આવ્યાં.

એ સમયે બન્દુકોના બાર અને સિપાઇ બરકન્દાજોની ઝપાઝપીનો અંત આવી ગયો હતો. હરવલ્લભે માની લીધું કે સિપાઇઓ નક્કી જીત્યા હોવા જોઇએ. પેલી લૂટારણ બાઈ પકડાઇ ગઈ હોવી જોઇએ, નહિ તો લડાઇ કેમ કરીને બંધ થઇ જાય ? ત્યારે હરવલ્લભને કાંઇક હિંમત આવી અને યુદ્ધસ્થાનમાં જવાને તે આગળ થયો. તોપણ રાતને સમયે, આવા અંધકારમાં, જંગલની અંદર આગળ શી રીતે વધવું ? તેણે હોડી પરના માછીઓને પૂછયું: માછી ભાઇ ! આણી તરફ કયે રસ્તે થઇને જવાશે તે કહશો ?

માછી બોલ્યા: જવાને માટે આવડો ગભરાટ શો ? હોડી પર ચઢી બેસો. હમણાં પહોંચાડી દઈશું. પણ રસ્તામાં સિપાઇઓ પકડી તો લેશે નહિ ને ? પાછી લડાઇ તો શરૂ નહિ થાય ?

હરઃ સિપાઇઓ તો આપણને કાંઇ નહિ કરી શકે. હવે લડાઈ થવાનો સંભવ નથી, લુંટારણને કેદ કરવામાં આવી છે. પણ આકાશમાં વાદળ ઘનઘોર દીસે છે; તેથી માલુમ પડે છે કે તોફાન ભારે થવાનું–ને હોડીમાં બેસવું જોખમ ભરેલું છે.

માછીએ કહ્યું: હોડી કદી તોફાનમાં ડૂબતી નથી.

હરવલ્લભે એ વાત સાચી માની નહિ. પણ આખરે લાચાર થઇને તે હોડીમાં ગોઠવાયો. પછી માછીને કહેવા લાગ્યો: હોડીને કિનારે કિનારેજ હંકારજો. માછીઓએ તેમ કર્યું. હોડી ઝટઝટ પનાઇની પાસે આવવા લાગી. હરવલ્લભને સિપાઇઓના સંકેત શબ્દોની ખબર હતી, તેથી તેમણે એનો અટકાવ કર્યો નહિ. એજ સમયે "ભેદીયા ! ભેદીયા !" ની બૂમ પડી રહી હતી. હરવલ્લભે પનાઇ પર આવતાં વારને નમ્રતાથી કહ્યું: ભેદીયાને કોણ શોધે છે ? હું જ ભેદીયો છું.

સિપાઇએ કહ્યું: કેપ્ટન સાહેબ તમને બોલાવે છે.

હરઃ તેઓ કયાં છે ?

સિપાઇ: ઓરડાની અંદર છે. તમે ઓરડાની અંદર જાઓ.

હરવલ્લભને આવતો જોઇને દેવીએ નાસી છુટવાનો પ્રયત્ન કર્યો: હું કેપ્ટન સાહેબને સારૂ કાંઇકિ નાસ્તા પાણી વગેરેની વ્યવસ્થા કરૂં, એમ કહીને તે છેક અંદરના ભાગમાં ચાલી ગઈ.

આણી તરફ હરવલ્લભે ઓરડા તરફ જવા માંડયું.

ઓરડાનાં બારણાં આગળ ઉભા રહીને તેની અંદરનો ઠાઠમાઠ અને ખુબી, દિવા અને નિશિનું રૂપ અને ભપકો જોઇને તેના વિસ્મયનો પાર રહ્યો નહિ. સાહેબને સલામ કરવા જતાં ભુલથી તેનાથી નિશિને સલામ થઈ ગઇ. નિશિએ હસીને કહ્યું: બન્દગી ખાનસાહેબ! મિજાજ શરીફ?

દિવા પણ તે સાંભળીને કહેવા લાગી: બન્દગી ખાન સાહેબ! મને સલામ કેમ નહિ કરી? દેવી રાણી તો હું છું.

સાહેબે હરવલ્લભને કહ્યું: આ બન્ને [જણીઓ પ્રપંચ પાસા ખેલી રહી છે. બન્નેય પોતાને દેવી ચૌધરાણી તરીકે ઓળખાવે છે. દેવી ચૌધરાણી કોણ છે તેની ખબર નહિ હોવાથી, મેં તમને તેડાવ્યા છે. આમાં દેવી કઇ?

હરવલ્લભને ભારે મુંઝવણ થઈ પડી. તેણે સાત જનમમાયે દેવીને કદી જોઈ ન હતી. બિચારો કરે પણ શું? ઘણીવાર વિચાર વમળમાં ગોથાં ખાધાં કર્યા પછી તેણે નિશિને બતાવી દીધી. નિશિ ખડખડાટ હસી પડી. એથી છોભીલો પડી જઇ 'ભુલ થઇ ગઇ' એમ કહીને એમણે દિવા તરફ આંગળી કીધી. દિવા પણ પેટ પકડીને હસવા માંડી. રઘલું રઘલું મ્હોં કરીને હરવલ્લભે પાછી નિશિનેજ દેખાડી. સાહેબે તે જોઇને ધડક ધ્રૂજારો કર્યો: ટામ બડજાટ શૂઅર! ટામ પેચાનટા નહિ? ત્યારે દિવા બોલી: સાહેબ! આપ નારાજ થશો નહિ. એ ખરેખર ઓળખતા જ નથી, એમના દીકરા ઓળખે છે. પનાઈની છત ઉપર એ બેઠા છે. એમને બોલાવો—એ ઓળખી કાઢશે.

હરવલ્લભ પર તો જાણે સાતે આસમાન તૂટી પડ્યાં હોય તેમ થઇ પડ્યું ! ચમકી જઇને તે બોલ્યોઃ મારો દીકરો ?

દિવાઃ સાંભળવા મુજબ તો એમજ છે.

હરઃ વ્રજેશ્વર ?

દિવાઃ હા, એજ.

હરઃ ક્યાં છે ?

દિવાઃ છત ઉપર.

હરઃ વ્રજ અહિં ક્યાંથી !

દિવાઃ તે તો એજ કહી શકે.

સાહેબે હુકમ કર્યોઃ ઇસ્કુ બુલાઓ.

દિવાએ રંગરાજને ઇશારો કર્યો. રંગરાજે છત પર જઇને વ્રજેશ્વરને કહ્યુંઃ ચાલો, દિવા ઠાકુરાણી ફરમાવે છે.

વ્રજેશ્વર નીચે ઉતરીને ઓરડામાં આવ્યો. દેવીએ પહેલેથીજ ફરમાવ્યું હતું કે દિવાનો હુકમ થતાં વ્રજેશ્વર છત ઉપરથી નીચે ઉતરશે.

સાહેબે વ્રજેશ્વરને પૂછ્યુંઃ તમે દેવી ચાૈધરાણીને ઓળખો છો ?

વ્રજઃ હા, ઓળખું છું.

સાઃ દેવી અહિંઆ હાજર છે ?

વ્રઃ ના.

ક્રોધથી લાલપીળા થઇ જઇને સાહેબ બોલ્યાઃ એ તે શું ? આ બેમાંથી એકેય દેવી ચાૈધરાણી નથી ?

વ: એ તો તેની દાસીઓ છે.

સા: હૅં! તમે દેવીને ઓળખો છો?

વ: બહુ સારી રીતે.

સા: આ બેમાંથી જ્યારે કોઈપણ દેવી નહિ હોય, ત્યારે તો દેવી આ જ પનાઈમાં કોઇ ઠેકાણે છુપાઈ ગઇ હશે. મને લાગે છે કે પેલી દાસી જ દેવી ચૌધરાણી હોવી જોઈએ. હું પનાઈની જડતી લઉં છું, તમે ઓળખાવી આપવા મારી સાથે આવો.

વ: સાહેબ! પનાઈની ઝડતી તમારે લેવી હોય તો લ્યો, મારે શા સારૂ ઓળખાણુ કરાવી આપવી?

સાહેબ વિસ્મય પામીને એકદમ ગાજી ઉઠ્યા: ક્યોં બદજાટ! ટોમ ગોઇન્દા નહિ હૈ?

ગોયેન્દા શબ્દ સાંભળી વ્રજેશ્વરને ઝાંઝ ચઢી. હૅંએએ! કહેતાંની સાથેજ એણે તો ફડાક દઇને સાહેબના ગાલમાં સોળ ઉઠે તેવો તમાચો ખેંચી કાઢયો.

શું કર્યું? આ શું કર્યું? અરેરે, સર્વ નાશ કર્યો!—એમ કહીને હરવલ્લભ તો રોઈ પડયો.

હજુર! તોફાન થયું!—બહારથી જમાદારે પોકાર કર્યો. આકાશમાં ગડગડાટા કરતી ભયંકર વેગવંતી વાયુ ગર્જના પણ સંભળાઇ.

ઓરડાની અંદરથી બરાબર તેજ સમયે—જે સમયે સાહેબના ગાલ પર તમાચો પડયો હતો તેજ સમયે—ફરીથી શંખ વાગ્યો. આ વખત બે વાર ફુંકાયો.

પનાઇને લંગર નાંખવામાં આવ્યું નહોતું–ખીલાની સાથે દોરડું બાંધી રાખવામાં આવ્યું હતું અને ખીલાની પાસેથીજ માછીઓ બેઠા હતા. શંખ વાગતાંની સાથેજ તેમણે દોરડું છોડી નાખ્યું અને કુદાકડો મારીને પનાઈ પર ચઢી ગયા. કિનારા ઉપર જે સિપાઇઓ પનાઇને ઘેરીને ઉભા થઇ રહ્યા હતા, તેમણે એ લોકોને મારવાને બેયોનેટ ઉંચી કરી, પરંતુ તેમના હાથ માંહેની બન્દુકો હાથમાંજ રહી ગઇ—પલકવારમાં મામલો ફેરવાઇ ગયો. દેવીની ચાલાકીને લીધે કંપનીના પાંચસો સિપાઇઓ જોતજોતામાં પરાસ્ત થઇ ગયા.

અગાઉ વર્ણન કરેલું જ છે કે પનાઇ પર ચાર સઢ ચઢાવવામાં આવ્યા હતા. એ પણ કહી ચૂકયાજ છીએ કે નિશિ અને દિવાએ અધવચ આવીને માછીઓને કાંઇક સૂચના આપી હતી. એજ સૂચનાને અનુસરીને માછીઓ ખીલાની પાસે બેસી રહ્યા હતા. અને એજ સૂચના મુજબ ડોલના દોરડાંની પાસે ચાર માછીઓને બેસાડવામાં આવ્યા હતા. શંખનો શબ્દ સંભળાતાં જ એ લોકોએ દોરડાં ખૂબ જોરથી પકડી રાખ્યાં. બીજા માછીઓએ સુકાનને કાબુમાં રાખ્યું. એજ સમયે પ્રચંડ વેગવાળું વાવાઝોડું આવીને ચારે સઢમાં અથડાયું. પનાઇ ચક્કર ચક્કર ફરવા લાગી–જે બન્ને સિપાઇઓએ બેયોનેટ ઉપાડી હતી, તેમની બેયોનેટો તેનીજ હાલતમાં હાથમાં રહી ગઇ અને પનાઇ પચાસ કદમ દુર ચાલી ગઇ. પનાઈ ડગમગી ગઇ—પછી

તોફાની પવનમાં સપડાવાથી એક બાજુએ ઝુકી ગઇ—ડૂબું ડૂબું થઇ રહી. વ્રજેશ્વરના તમાચાના જવાબમાં સાહેબે મુક્કો ઉગામ્યો હતો—એટલી વારમાં આ સર્વ બનાવ બની ગયો. એમનો મુક્કો પણ એવોજ ઉગામેલો રહી ગયો અને પનાઇ ઝુકી જતાંની સાથેજ સાહેબ પણ ઉગામેલા મુક્કાભેર લથડીયું ખાઇને દિવાસુન્દરીના પગ પર પટકાઇ પડ્યા. વ્રજેશ્વર ખુદ જઇને પડયો સાહેબની ખાંધ ઉપર. હરવલ્લભ પહેલાં તો નિશિના ખભા ઉપર પડયો હતો, ત્યારબાદ ત્યાંથી ગબડતો ગબડતો આવીને પડયો વ્રજેશ્વરનાં નાગોરી બૂટ પર. તેને તો એમજ ભાસ્યું હતું કે નાવ ડૂબી ગઈ, અમે બધા મરી ગયા, હવે દુર્ગામાનું નામ જપ્યાથી શું વળશે?

પરંતુ નાવ ડૂબી નહિ; એટલુંજ નહિ પરંતુ ઝુકી ગઈ હતી, તે પાછી સીધી થઇ જઇને પવનના ઝપાટામાં વિ-જળીના વેગે ચાલવા લાગી. જે ગબડી પડ્યા હતા, તેઓ પણ પાછા ઉભા થઇ ગયા—સાહેબે પાછો મુક્કો ઉગામ્યો. પરંતુ સાહેબની ફોજના જે માણુસો પાણીમાં ઉભા હતા, તેઓના ઉપર થઇને પનાઈ પસાર થઇ ગઇ. ઘણાકોએ પાણીમાં ડૂબકી મારીને પોતાના પ્રાણુ બચાવ્યા; કેટલાકોએ દૂરથીજ પનાઇને ડામાડોળ થતી જોઇને દોટ મૂકીને પોતાના જીવ ઉગાર્યા, કોઇ કોઇ ઘાયલ પણ થયા, પરંતુ કોઇ મરણુ પામ્યું નહિ. હોડીઓ પનાઇની નીચે પડી જતાં ડૂબી ગઈ. એ જગ્યાએ પાણી પણ ઝાઝું નહોતું—વેગ પણ

વધારે ન હતો—તેથી સઘળાજ બચી ગયા. પરંતુ પનાઇ હવે કોઈની નજરે પડી શકતી નહોતી. આ વાવાઝોડામાં એ તો નક્ષત્રવેગે કયાંની કયાં ચાલી ગઇ હતી. સિપાઇ-ઓની સેના છિન્નભિન્ન થઈ ગઈ. દેવીએ એ બધાયને શિકસ્ત આપી હતી. પનાઈ ચારે સઢ ઉડાવતી કયાંની કયાં નીકળી ગઈ હતી. લેફટેનન્ટ સાહેબ તેમજ હરવલ્લભ બન્ને જણા દેવીના કેદી બન્યા. ક્ષણવારમાં દેવીને યુદ્ધમાં વિજય મળ્યો. તેથીજ દેવીએ આકાશના તરફ જોઇને આ પ્રમાણે ઉદ્દગાર કાઢ્યા: મારા રક્ષણનો ઉપાય ભગવાન સદૈવ કરી રહ્યા છે.



## પ્રકરણ ૮

ઘેરા જલરાશિને કાપતી ડામાડોળ થઇ રહેલી પનાઇ આખરે વાયુ વેગે છુટી. પનાઇની ગતિથી જે મોજાંની છોળ ઉડતી, તેની ગર્જના પણ ભયાનક હતી. તોફાનનો અવાજ પણ બિહામણો ભાસતો, પરંતુ એ નૌકાની કારીગરી અનુપમ હતી અને એના ઉપરના માછીઓ પણ તેવાજ બાહોશ હતા. ચારે સઢ ફફડાવતી એ નૌકા આ તોફાનમાં નિર્વિઘ્ન ચાલવા લાગી. ઉતારૂઓમાંના જેઓ કોળાની પેઠે

ગભડી ગયા હતા, તેઓ બધા પોતાની જગ્યાએ ગોઠવાઇ ગયા. હરવલ્લભ રાય અંગુઠામાં યજ્ઞાપવિત લપેટીને શ્રી દુર્ગામાનું નામ જપવા લાગ્યા કે જેથી ડૂબી ન જવાય. લેફ્ટેનન્ટ સાહેબે જે મુક્કો મુલતવી રાખ્યો હતો, તે ફરીથી લગાવવાને પોતાનો હાથ ઉપાડયો પણ તેજ ઘડીએ વ્રજેશ્વરે એમનો હાથ પકડી લીધો. હરવલ્લભે પુત્રને ધમકાવ્યો: આ શું કરે છે? અંગ્રેજ સાહેબના ઉપર હાથ ઉગામે છે?

વ્રજેશ્વરે કહ્યું: હું અંગ્રેજની ઉપર હાથ ઉગામું છું કે અંગ્રેજ મારા પર હાથ ઉગામે છે?

હરવલ્લભ સાહેબને આજીજી કરવા લાગ્યો: હજૂર! માફ કરો. એ તો હજી નાદાન છે, આપ એના અપરાધનો ખ્યાલ કરશો નહિ, માફ કરજો.

સાહેબ બોલ્યા: એ બડો બદમાશ છે. છતાં પણ એ હાથ જોડીને મારી માફી માગે, તો હું એને માફ કરી શકું.

હર: વ્રજ! ચાલ તો, હાથ જોડીને સાહેબને કહે કે મને માફ કરો.

વ્રજ: સાહેબ! અમે લોકો હિન્દુ છીએ, પિતાની આજ્ઞા કદી ઉથાપતા નથી. હું હાથ જોડીને આપની માફી માંગું છું, આપ મને માફ કરશો.

સાહેબે વ્રજેશ્વરની પિતૃભકિત જોઇ, પ્રસન્ન થઈને તેને ક્ષમા બક્ષી અને તેનો હાથ ઝાલીને ખુબ જોરથી હલાવ્યો.

એની ચૌદ પેઢીમાંયે કોઇને ભાન નહોતું કે શેઇકહેન્ડ ક્યા જાનવરનું નામ છે—તેથી એ તો બેબાકળો બની ગયો. ફરીથી આમ છેડછાડ કરીને પજવે નહિ એટલા ખાતર તે બહાર જઇને બેઠો. કેવળ તોફાન ચાલુ રહ્યું—વરસાદ નહોતો, તેથી ઝાઝી હરકત પડી નહિ.

રંગરાજ પણ બહાર આવી, ઓરડાનાં બારણાં વાસીને તેમના તરફ પીઠ ફેરવી બેસી રહ્યો—બન્ને બાજુએ તપાસ રાખવાનો તેનો ઇરાદો હતો. ખાસ કરીને બહારની બાજુએ સંભાળ રાખવી વધારે જરૂરી હતી; કારણ કે પનાઇ ભારે ઝડપભેર છુટી હતી, તેથી કાંઈ આફત આવી પડે એ બનવા જોગ હતું.

દિવા ઉઠીને દેવીની પાસે ગઈ—મરદોના ઓરડામાં બેસી રહેવાનું આ વેળા કાંઇ પ્રયોજન નહોતું. પરંતુ નિશિ એ પ્રમાણે ઉઠી નહિ—એમાં કાંઇક મતલબ હતી. તે સર્વસ્વ શ્રી કૃષ્ણને અર્પણ કરી ચૂકી હતી, તેથી એની હિંમત પણ અગાધ હતી.

સાહેબ પાછા અક્કડ બની રૂપેરી ખુરશી પર ગોઠવાયા. તે વિચારવા લાગ્યા: આ લુટારાઓના પંજામાંથી કેમ કરીને છુટાય? જેને પકડવા આવ્યો હતો, તેણે તો ઉલટો મને કેદ કરી દીધો—બાઇ માણસને હાથે પરાજય પામીને હવે અંગ્રેજોને કેમ મ્હોં દેખાડી શકાશે? અહિંથી પાછો ફરવા ન પામું તેજ વધારે ઠીક થઇ પડશે.

હરવલ્લભને બીજે ક્યાંઇ બેસવાને સ્થાન નહિ મળવાથી,

તે આવીને નિશિની ગાદી પાસે બેઠો. તેને જોતાંજ નિશિએ પૂછ્યું: કેમ, આપ હવે નિદ્રા લેશો?

હર: આજે ઉંઘ ક્યાં આવે છે?

નિ: આજે નહિ આવે, તો કદી નહિ આવે.

હર: એમ કેમ?

નિ: પછી સૂવાનો વખત ક્યાંથી મળશે?

હર: કેમ, વારુ?

નિ: આપ દેવી ચૌધરાણીને ગિરફતાર કરવા આવ્યા હતા.

હર: તે—તે—તમે પણ જાણો છો?

નિ: કેદ પકડાયા બાદ દેવી શી સજા કરે છે તે જાણો છો?

હર: તે શું!

નિ: બીજું શું વળી? ફાંસી.

હર: ના, ના એમ તે હોય? તમે ક્યાંથી જાણો?

નિ: દેવીએ તમારૂં કાંઇ બગાડયું નથી, બલકે ઘણો ભારે ઉપકાર કર્યો હતો—જ્યારે તમારે ન્યાતજાતમાંથી રખડી મરવાનો—જીવ ગુમાવવાનો વખત આવ્યો હતો ત્યારે, એવા કટાકટીના સમયે તમને પચાસ હજાર રૂપીયા રોકડા આપીને તમારૂં રક્ષણ કર્યું હતું. એ ઉપકારના બદલામાં તમે એને ફાંસીએ ચઢાવવાની ફીકરમાં પડયા હતા. બોલો, તમારે માટે કર્યા સજા યોગ્ય ગણાશે?

હરવલ્લભ ચૂપ થઇ રહ્યો.

નિશિ કહેવા લાગી: તેથીજ હું તમને કહેતી હતી કે અત્યારે સૂઇ લ્યો, રાતના પછી ઉંઘનું મ્હોં જોવા પામશો

નહિ. હોડી કેણી તરફ જઈ રહી છે, તેનું કાંઇ ભાન છે?

હરવલ્લભની તો અક્કલજ બ્હેર મારી ગઇ.

નિશિ બોલી: ડાકિની નામે એક ભયંકર સ્મશાન છે. અમે જેના પ્રાણ લેવા માગીએ છીએ, તેને ત્યાં લઈ જઇનેજ મારી નાંખીએ છીએ. અત્યારે પનાઇ ત્યાંજ જઇ રહી છે. ત્યાં પહોંચ્યા બાદ સાહેબને ફાંસી દેવામાં આવશે. એવો દેવીનો હુકમ છે. અને તમારે માટે શો હુકમ છે તે જાણો છો?

હરવલ્લભ રોવા લાગ્યો. હાથ જોડીને તે બોલ્યો: મને બચાવો.

નિશિએ કહ્યું: તમને બચાવે એવું પાપી–પાખંડી–કોણ હોય? તમને તો શૂળીએ ચઢાવવાનો હુકમ થયો છે.

હરવલ્લભ ડૂસકાં ભરીને રોવા લાગ્યો. તોફાન ભારે જોશથી ચાલી રહ્યું હતું; તેથી એના રોવાનો અવાજ વ્રજેશ્વરના સાંભળવામાં આવ્યો નહિ, દેવીએ પણ સાંભળ્યો નહિ. અલબત્ત સાહેબે કાંઈક સાંભળ્યો. સાહેબે વાતો તો કાંઈ સાંભળી નહોતી, પરંતુ રૂદન સાંભળ્યું ખરૂં. એણે તો તરતજ એને ધમકાવ્યો: રડ નહિ ઉલ્લૂ! મરવાનું તો એક દિવસ છે જ.

એ વાતને લેખવ્યા વગરજ એ વૃદ્ધ બ્રાહ્મણ હાથ જોડીને નિશિની આગળ કાલાવાલા કરતાં કહેવા લાગ્યો: ત્યારે શું કોઇ મારૂં રક્ષણ નહિ કરી શકે?

નિ: તમસરખા નરાધમની રક્ષા કરવાનું પાપ કોણ વ્હોરી લે? અમારી રાણી ઘણી દયાળુ છે, પરંતુ તમારે

ખાતર, એમની પાસે દયાની ભીખ માંગવા કોઇ નહિ જાય.

હર: હું લાખ રૂપીયા આપીશ.

નિ: કહેતાં શરમ નથી આવતી? પચાસ હજાર રૂપીયા માટે તો આટલી નિમકહરામી કીધી, હવે શીદને લાખ રૂપીયાની ડંફાસ હાંકો છો?

હર: તમે જે કાંઇ કરવા કહેશો, તેમ કરીશ.

નિ: તમારા જેવા માણસનો શો ભરોંસો કે જે કાંઇ કહે તે પ્રમાણેજ કરે?

હર: ઘણા નાના માણસો પણ ઉપકાર કરી શકે છે. જે કાંઇ કરવાનું હોય તે મને ફરમાવો. ગમે તે જોખમે પણ હું તે કરીશજ—મને બચાવો.

નિશિ: (વિચાર કરીને) તમે પણ મારૂં એક કામ કરી શકો તેમ છો, પરંતુ તમારા જેવા માણસ પાસે કાંઇ પણ કામ ન લેવું એજ બહેતર છે.

હર: હું તમને હાથ જોડું છું—તમારા હાથમાં મારૂં માથું સોંપું છું, મને બચાવો. એમ કહી તેણે નિશિનો હાથ પકડી તે પર માથું મૂક્યું.

હરવલ્લભ વિહ્વલ બની ગયો હતો—નિશિનો કડાં પહેરેલો ગોળ હાથ તેણે પકડી લીધો કે તેજ ક્ષણે ખંધી નિશિએ પાછળથી તે હાથ ખેંચી લીધો અને કહેવા લાગી: સાવધાન! એ હાથ શ્રી કૃષ્ણને સોંપાયો છે. પરંતુ તમારે હાથ પગ પકડવાની કાંઈ જરૂર નથી. તમે આટલા બધા નરમ થઈ ગયા છો, તો હું પ્રતિજ્ઞાપૂર્વક કહુંછું કે

તમને બચાવવા સારૂ જે કાંઈ કરવાની જરૂર હશે તે કરીશું. પરંતુ તમે જે કહેશો તેજ કરશો તે વાતની ખાતરી પડતી નથી. તમે દગલબાજ, પાપી, નિમકહરામ છો–ભેદીયાપણું કરો છો–તમારી વાતનો શો ભરોસો ?

હરઃ કહો તે કસમ ખાઉં.

નિઃ તમારા કસમનો પણ શો ભરોસો ? કસમ કેવાક ખાશો ?

હરઃ ગંગાજલ, તાંબુ ને તુલસી આપો, હું સોગંદ લઉં છું.

નિશિઃ વ્રજેશ્વરના માથા પર હાથ મૂકીને કસમ ખાશો ?

હરવલ્લભ ગાજી ઉઠ્યોઃ તમારી બધાની જે ઇચ્છા હોય તે કરો, મારાથી એ તો નહિંજ થાય.

પરંતુ એ તેજ ક્ષણિકજ નીવડ્યું. બીજીજ ક્ષણે હરવલ્લભ હાથ જોડીને કહેવા લાગ્યોઃ બીજા જે કાંઇ કસમ કહો તે ખાઉં. પણ મારૂં રક્ષણ કરો.

નિઃ વારૂ, તમારે કસમ ખાવા નહિ પડે; તમે તો અમારા હાથમાંજ છો. સાંભળો, હું કુલીન ઘરની દીકરી છું. અમને પાત્ર મળવું મુશ્કેલ થઇ પડે છે. મને તો એક પાત્ર મળી ગયું હતું (વાંચક જાણે છે કે આ નરી ગપ છે) પરંતુ મારી બ્હેનને હજી સુધી મળ્યું નથી. હજી તો એનો વિવાહ પણ થયો નથી.

હરઃ ઉમ્મર કેટલી થઈ છે ?

નિશિઃ પચ્ચીસ ત્રીસ વર્ષની.

હર: કુલીનોની દીકરીઓ એવીજ હાલતમાં રહે છે.

નિશિ: રહી શકે છે. પરંતુ હવે જો એનો વિવાહ ન થાય તો ભારે બેઆબરૂ થવાનો સંભવ છે. તમારે ત્યાં અમારા લોકોનું સગપણ બંધાઈ શકે. તમેજ જો મારી બ્હેનની સાથે પરણો, તો મારા બાપની ખાનદાનીનું રક્ષણ થઇ શકે. હું પણ એજ વાત કહીને રાણીજી પાસે તમને અભય અપાવી શકું.

હરવલ્લભને જાણે પોતાના માથા પરથી પહાડ સરખો બોજો હઠી ગયો હોય એવી નિરાંત થઇ. વિવાહ કરવાને તે કબુલ થયો—કુલીનોને કાંઈ એ કામ મુશ્કેલ ન થઇ પડે; પછી કન્યા ગમે તેટલી મોટી ક્યાં ન હોય? નિશિએ જે ધાર્યું હતું તેવોજ આબેહુબ જવાબ હરવલ્લભે દીધો. તે બોલ્યો: એમાં શી મોટી વાત છે? કુલીનના કુળની લાજ રાખવી, એ કુલીન માણસનું પહેલું કર્તવ્ય છે. પરંતુ એક-વાત ખાસ લક્ષમાં લેવા જેવી છે. હું ઘરડો થયો છું, મારી ઉમ્મર હવે પરણવા સરખી રહી નથી. મારા પુત્રની સાથે લગ્ન નહિ થઇ શકે?

નિ: એમ કરવા તે રાજી થશે?

હર: મારા કહેવાથી રાજી થશેજ.

નિ: તો કાલે આપ એને એ પ્રમાણે ફરમાવીને પછી જજો. પાલખીનો બંદોબસ્ત કરીને હું આપને માનભેર વિદાય કરીશ. આપ આગળથી ઘેર પહોંચીને ‘વહુભાત’ની વ્યવસ્થા કરજો. વરકન્યા પરણી ગયા બાદ અમે બંનેને

સાથે મોકલી આપીશું.

હરવલ્લભને જાણે સ્વર્ગ હાથવેંતમાં આવ્યું હોય એવો અપૂર્વ આનંદ થયો. કયાં શૂળીએ ચઢાવવાની વાત, અને કયાં વહુભાતની તૈયારી? હરવલ્લભને વિલંબ હવે સાલવા લાગ્યો. તે બોલી ઉઠયો: તમે જઇને રાણીજીને આ સર્વ હકીકત રોશન કરો.

નિશિ બોલી: જાઉંછું.

એમ કહીને તે ઓરડાની અંદર જતી રહી.

નિશિના ગયા બાદ સાહેબે હરવલ્લભને પૂછ્યું: પેલી બાઇ તમને શી વાત કહી રહી હતી?

હર: એવી કાંઇ ખાસ વાત નહોતી.

સાહેબ: તમે રોતા કેમ હતા?

હર: કયાં? હું તો કાંઇયે નથી રોયો.

સા: આ બંગાળીઓના જૂઠાણાથી તો તોબા પરમેશ્વર!

નિશિ અંદર ગયા બાદ દેવીએ તેને પ્રશ્ન કર્યો: તું મારા સસરા સાથે આટલી બધી શી વાત કરી રહી હતી?

નિશિ: તમારી સાસુ બનવાના દાવપેચ લડાવી રહી હતી.

દેવી: નિશિ ઠાકુરાણી! તેં તો તારાં મન પ્રાણ જીવન, યૌવન, સર્વસ્વ શ્રી કૃષ્ણને અર્પણ કરી દીધાં છે, માત્ર તારી ઠગવિદ્યા તારાથી તેને અર્પણ કરી શકાતી નથી. એ તારા સંસાર વ્યવહારને સારૂ તેં અનામત રહેવા દીધી છે, ખરૂં ને?

નિ: દેવને સારી ચીજોજ અપાય છે, નઠારી કાંઇ ઓછીજ અર્પણ કરી શકાય છે?

દેવી: જા, જા! તું તારે નરકમાં જઇને ડૂબી મર.



પ્રકરણ ૯

તોફાન શમ્યું; નૌકા પણ થોભી ગઇ. દેવીએ પનાઇની બારીમાંથી જોયું તો સ્હવાર પડી છે. તે કહેવા લાગી:

નિશિ! આજે પ્રભાત મજાનું છે.

નિશિ બોલી: હા, આજે સુપ્રભાત છે.

દિવા: તું અવસાન ને હું સુપ્રભાત.

નિશિ: જે દિવસે મારૂં અવસાન થશે, તેજ દિવસને હુ સુપ્રભાત કહીશ. ફક્ત એજ અંધકારને અવસાન નથી. આજે સમજાયું કે દેવી ચૌધરાણીનું સુપ્રભાત છે—કેમકે આજેજ દેવી ચૌધરાણીનું અવસાન છે.

દિવા: હાય, હાય પેટબળી! એ શું બકી મરે છે?

નિ: વાત છેક ખોટી નથી. દેવી મરી ગઇ. હવે તો પ્રફુલ્લ પોતાને સાસરે જવાની.

દેવી: હજી ઘણી વાર લાગશે. કહું તેમ કરો. જઇને પનાઇને બાંધી દેવાનું કહો.

નિશિએ હુકમ બજાવ્યો—માછીઓએ પનાઇને કિનારે લાવીને બાંધી દીધી. ત્યાર બાદ દેવીએ કહ્યું: રંગરાજને પૂછો, આપણે ક્યાં આવી પહોંચ્યાં? અહિંથી રંગપૂર કેટલું દૂર છે? ભૂતનાથ કેટલું દૂર છે?

રંગરાજે જવાબ દીધો: એક દિવસમાં આપણે ચાર દહાડાની મજલ કાપી નાંખી છે. અહિંથી રંગપૂર જતાં થોડાક દિવસ થતા હશે. પેદલ જવાથી એકજ દિવસમાં ભૂતનાથ પહોંચી શકાય છે.

દેવી: પાલખી—ભોઇ—મળશે?

રંગ: તપાસ કરીએ તો બધું મળી આવે.

દેવીએ નિશિને કહ્યું: ત્યારે મારા સસરાને કહો કે સ્નાન સંધ્યા કરવાને નીચે આવે.

દિવા: આટલી ધાડાધાડ શું કરવા?

નિશિ: સસરાનો દીકરો મોજથી આખી રાત બહાર બેસી રહ્યા હતો તેનું ભાન છે? જોતી નથી કે બિચારો સમુદ્રલંઘન કરવા છતાં હજી લંકામાં પ્રવેશી શકતો નથી?

એમ કહીને મોટે ઘાંટે નિશિએ હરવલ્લભની રૂબરૂમાં રંગરાજને કહ્યું: સાહેબને ફાંસી દેવામાં આવશે. બ્રાહ્મણને હવે શૂળીએ ચઢાવાય નહિ. એને પહેરાની અંદર સ્નાન સંધ્યા કરવા મોકલો.

હરવલ્લભે પૂછ્યું: મારે માટે કાંઇ હુકમ થયો છે?

નિશિએ આંખ મચકારીને કહ્યું: મારી વિનંતિ મંજૂર

થઇ ગઇ છે; તમે સ્નાન સંધ્યા કરી આવો.

રંગરાજના કાનમાં મ્હોં ઘાલીને નિશિએ કહ્યું: પહેરાનો અર્થ ન્હવડાવનારા નોકરો એવો સમજવો.

રંગરાજે એ મુજબ બંદોબસ્ત કરીને હરવલ્લભને સ્નાન સંધ્યા કરવાને નીચે ઉતરવા દીધો.

પછી દેવીએ નિશિને કહ્યું: સાહેબને છોડી મૂકવાનું કહો. સાથે કહો કે રંગપૂર ઘણું દૂર છે, તેથી વાટખરચીને માટે એને સો રૂપીયા આપજો, નહિ તો રસ્તામાં એનું શું થશે ?

નિશિએ સો મહોરો લાવીને રંગરાજને આપી અને હળવે હળવે તેના કાનમાં કાંઇક કહ્યું; દેવીએ કહેલી વાત સિવાય તેણે બીજું પણ કાંઇક કહ્યું હતું.

રંગરાજ બે બરકન્દાજોને સાથે લઇને સાહેબની પાસે ગયો; તેમને પકડ્યા, અને કહ્યું કે: ઉઠો.

સાહેબ: કયાં જવું પડશે ?

રંગ: તમે કેદી છો. તમે પૂછનારા કોણ !

કાંઇ પણ રકઝક કર્યા વગર રંગરાજની પાછળ પાછળ, બે બરકન્દાજોની વચ્ચે સાહેબ ચાલવા લાગ્યા. જે ઘાટ ઉપર હરવલ્લભ સ્નાન કરી રહ્યા હતા, તેજ ઘાટ પર થઇને એ લોકો ચાલવા લાગ્યા.

હરવલ્લભે પુછ્યું: સાહેબને કયાં લઇ જાઓછો ?

રંગરાજે કહ્યું: આ જ જંગલમાં.

હર: કેમ ?

રંગ: જંગલમાં લઇ જઇને એને ફાંસી દઇશું.

હરવલ્લભ ધ્રૂજી ઉઠયો. સન્ધ્યાના મંત્ર પણ ગભરાટમાં એ ભુલી ગયો. સન્ધ્યાકર્મ બરાબર થઈ શક્યું નહિ.

રંગરાજે સાહેબને જંગલમાં લઈ જઇને કહ્યું: અમે કોઇનેયે ફાંસી દેતા નથી. તમે તમારે ઘેર સીધાવો. હવે અમારો પીછો પકડશો નહિ. તમને છુટા કરીએ છીએ.

સાહેબને પહેલાં તો આશ્ચર્ય ઉપજ્યું. ત્યાર બાદ તે વિચારવા લાગ્યો: અંગ્રેજને ફાંસી દેવાની હિંમત, ભલા, બંગાળીમાં તે શી રીતે હોય ?

ત્યારબાદ રંગરાજે કહ્યું: સાહેબ ! રંગપુર અહિંથી ઘણું દુર છે, જશો શી રીતે ?

સાહેબ: જેમ જવાય તેમ.

રંગ: હોડી ભાડે કરી લેજો, અગર ગામમાં જઇને ઘોડા ખરીદજો. નહિતર પાલખી લેજો. અમારી રાણીએ તમને વાટ ખર્ચને માટે સો મહોરો આપી છે.

રંગરાજ ગણીને મહોરો આપવા લાગ્યો. સાહેબે પાંચથી વધારે મહોરો લીધી નહિ, અને કહ્યું: આટલીજ બસ છે. એટલી રકમ પણ હું ઉછીની લઉં છું.

રંગ: વારુ, તમારી પાસે માંગવા આવીએ ત્યારે પાછી આપજો. અથવા તમારા સિપાઇઓમાંથી કોઈ ઘાયલ થયું હોય, તો તેને આપી દેજો. જો કોઇ મરી ગયું હોય, તો તેના વારસને આપી દેજો.

સાહેબ: કેમ ?

રંગ: એવાઓને અમારી રાણી કાંઇક સખાવત કર્યા કરે છે.

સાહેબને વિશ્વાસ બેઠો નહિ. હા—ના કાંઇ પણ કહ્યા વગર તે પોતાને રસ્તે પડયો.

પછી રંગરાજ પાલખી અને તેને ઉંચકનારા ભોઇ લોકોને શોધવાને નીકળી પડયો. એ હુકમ પણ એનેજ થયો હતો.



## પ્રકરણ ૧૦

આણી તરફ રસ્તો સાફ જોઇને વ્રજેશ્વર ધીરે ધીરે દેવી-ની પાસે આવી પહોંચ્યો.

દેવી બોલી: અહિં આવ્યા તે સારૂં થયું. તમારી સાથે વાત કર્યા વિના આજે નહિ ચાલી શકે. તમે પ્રાણ ઉગારવા ફરમાવ્યું હતું તેથીજ મેં મારા પ્રાણ ઉગાર્યા છે. દેવી મરી ગઈ, હવે દેવી ચૌધરાણી જીવતી નથી. પરંતુ પ્રફુલ્લ તો હજુયે છે. તે રહે કે દેવીની સાથેજ ચાલી જાય?

વ્રજેશ્વરે પ્રેમપૂર્વક પ્રફુલ્લને ચુંબન કર્યું. તે કહેવા લાગ્યો: તું મારે ઘેર ચાલ. મારા અંધારા ઘરમાં અજવાળું થશે. તું નહિ આવે, તો હું પણ નહિ જાઉં.

પ્રફુલ્લ: હું ઘેર આવું તો સસરાજી શું કહેશે?

વ્રજ: એનું જોખમ મારે માથે. તું પહેલાં તારી સખી-ઓને વિદાય કરી દે. આપણે પછીથી જઇશું.

પાલખી અને ભોઇઓ થોડી વારમાં આવી પહોંચ્યાં. હરવલ્લભ પણ સ્નાન સન્ધ્યા પતાવીને પનાઇ ઉપર આવી પહોંચ્યો. નિશિએ તેને માટે દુધ, દહીં, માખણ, પાકી કેરી તેમજ પાકાં કેળાં વગેરે ફળફળાદિક તૈયાર કરી રાખ્યાં હતાં. ખુબ હઠ કરીને એને જમવા બેસાડયો. તે બોલી: આપ રહ્યા અમારા સંબંધી, નાસ્તો પાણી કર્યા વગર આપનાથી જવાયજ નહિ.

હરવલ્લભ નાસ્તો લેવા નહિ બેસતાં બોલી ઉઠયો: વ્રજેશ્વર કયાં છે? કાલે રાત્રે એકાએક બહાર ચાલ્યો ગયો હતો, ત્યારનો હજી દેખાતો નથી.

નિશિ: એ તો મારા બનેવી થવાના છે, એમની ચિન્તા કરો નહિ. એ અહિંઆજ છે. આપ નાસ્તો કરો. હુમણાં બોલાવી લાવું છું. આપ એમને જ એ વાત પૂછજો.

હરવલ્લભ નાસ્તો કરવાને બેઠો. નિશિ વ્રજેશ્વરને બોલાવી લાવી. વ્રજેશ્વરને અંદરના ઓરડામાંથી બહાર નીકળતો જોઇને બંને છોભીલાં પડી ગયાં. હરવલ્લભને એમ લાગ્યું કે મારા ચાંદ સરખા દીકરાને જોઇને આ ડાકુની દીકરી એના ઉપર વારી ગઇ છે.

હરવલ્લભે વ્રજેશ્વરને કહ્યું: બેટા, તું અહિં કેમ આવ્યો તે હજુ સુધી મને સમજાતું નથી. વારૂ, એ વાત પછી થઇ રહેશે. અત્યારે હું એક પ્રતિજ્ઞાથી બંધાયો છું, તારે એ

પાળવી પડશે. આ લોકોના કુળમાં આપણે લગ્ન કરી શકીએ છીએ. આને એક કુંવારી બેન છે. પાત્ર મળતું નથી, તેથી તેના કુળની આબરૂ જવા બેઠી છે. કુલીનના કુળની રક્ષા કુલીનજ કરે. તું ફરીથી લગ્ન કરે એવી મારી તેમજ તારી માતાની ખાસ ઇચ્છા છે. મોટી વહુના મરણથી આપણે બધાં દુઃખી દુઃખી થઈ ગયાં છીએ; તેમજ પ્રતિજ્ઞા વડે હું જ્યારે બંધાઇ ગયો છું, ત્યારે આની બહેનની સાથે તારે પરણવુંજ જોઇએ. હું તને ખાસ આગ્રહ કરું છું.

વ્રજેશ્વરે જવાબમાં કહ્યુંઃ જેવી આજ્ઞા.

નિશિને હસવું તો ઘણું આવ્યું, પરંતુ તેનાથી હસાયું નહિ.

હરવલ્લભ બોલ્યોઃ મારા ભોઇ પાલખી લઇ આવી ગયા છે, હું સહુથી પહેલો જઇને વહુભાતની વ્યવસ્થા કરૂં છું. વિધિ પ્રમાણે લગ્ન કરીને વહુને લઇને તું ઘેર આવજે.

વ્રઃ જેવી આજ્ઞા.

હરઃ વિશેષ શું કહું ? તું કાંઇ અણસમજુ નથી. કુલ શીલ, જાતિ, મર્યાદા એ સર્વની ખાતરી કરીને પછી લગ્ન કરજે. પછી અવાજ જરા ધીમો કરીને તે બોલ્યોઃ અને આપણા ઘરનો રીત પહેરામણીનો રિવાજ તો તું જાણે છે ને ?

વ્રઃ જેવી આજ્ઞા.

નાસ્તો લઇને હરવલ્લભ વિદાય થયો. વ્રજ અને નિશિએ એના પગની ધુળ માથે ચઢાવી. પાલખીમાં બેસીને દુર્ગાનું નામ લીધું, ત્યારે હરવલ્લભના જીવમાં જીવ આવ્યો. તે

પાછો વિચારમાળાના મણકા ફેરવવા લાગ્યો: છોકરો આખરે પેલી ડાકણ લુટારણના હાથમાં રહ્યો-હશે. ચાલો, કાંઇ હરકત નહિ. છોકરો પોતાનું હિત સમજે છે. ચાંદમુખા ચહેરાની હંમેશાં ફતેહજ થાય છે.

હરવલ્લભ ગયા પછી વ્રજે નિશિને પૂછયું: વળી પાછા દાવપેચ? તારી નાની બહેન વળી કોણ છે?

નિશિ: તમે નથી ઓળખતા? એનું નામ પ્રફુલ્લ છે.

વ્રજ: વાહવાહ! હવે સમજ્યો. પિતાને આ બાબતમાં શી રીતે પટાવી લીધા?

નિશિ: બૈરાં પાસે હીકમતનો ભંડાર હોય છે. નાની બહેનને સાસુજી થવું નથી. નહિ તો એક વાર ફરી પરણવા એમને સમજાવી લેવા એમાં તે શું મોટું?

તે સાંભળીને દિવા છછણી પડી: મેર મૂઈ, આવું બોલતાં લાજી મરતીયે નથી! પુરૂષોની સાથે આવા નફ્ફટ-વેડા શોભે?

નિશિ: અહિં પુરૂષ વળી કોણ છે? વ્રજેશ્વર? કાલેજ જોયું ને, કે કોણ પુરૂષ છે ને કોણ સ્ત્રી છે?

વ્રજ: આજે પણ જોશો. તું સ્ત્રી છે, સ્ત્રીની પેઠે તેં તારી બુદ્ધિ વાપરીને કામ લીધું છે, પણ કામ કાંઇ સારૂં થયું નહિ.

નિશિ: એમ કેમ?

વ્રજેશ્વર: બાપની સાથે દાવપેચ? બાપની આંખમાં ધૂળ નાંખી, જુઠાં સાચાં કરી સ્ત્રીને ઘેર લાવવી? બાપનેજ દગો

દઇશ, ત્યારે દુનિયામાં બીજા કોને દગો દેતાં આચકો ખાઇશ ?

નિશિ શાન્ત થઇ ગઇ. તેને લાગ્યું કે વ્રજેશ્વર ખરેખરો મર્દ છે. માત્ર લાઠી વાપર્યાથી મર્દ બની શકાતું નથી, એ વાત નિશિના ધ્યાનમાં ઠસી. તે બોલી: હવે ઉપાય શો ?

વ્રજ: ઉપાય છે. પ્રફુલ્લને લઇને ઘેર જાઉં. ત્યાં જઇને પિતા આગળ સઘળી વાતનો ખુલાસો કરીશ—કાંઇ પણ છુપાવીશ નહિ.

નિ: એમ કર્યાથી તમારા બાપ દેવી ચૌધરાણીને ઘરમાં ઘાલશે ?

દેવીએ કહ્યું: દેવી ચૌધરાણી કોણ છે ! દેવી ચૌધરાણી તો મરી ગઇ. હવે આ પૃથ્વી પર એનું નામ લેવું નહિ. પ્રફુલ્લની વાત કરો.

નિ: પ્રફુલ્લને પોતાને ઘેર આવવા દેશે ?

વ: હું તો કહી ચુકયોજ છું કે એની જવાબદારી મારે માથે.

પ્રફુલ્લ સંતુષ્ટ થઇ. તેને લાગ્યું કે વ્રજેશ્વરમાં ભાર સહન કરવાની શક્તિ ન હત, તો એ તેમ કરવાનું સાહસ કરત નહિ.



## પ્રકરણ ૧૧

પછી ભૂતનાથ જવાની તૈયારી ચાલુ થઈ. રંગરાજને ત્યાંથીજ વિદાય કરવાની વાત નક્કી થઈ. વ્રજેશ્વરના દરવાનોએ તેની લાઠીનો એક દિવસ સ્વાદ ચાખ્યો હતો; તેથી એને જોતાંજ તેઓ ઝટ ઓળખી શકતા. રંગરાજને બોલાવીને સઘળી હકીકત સમજાવવામાં આવી. નિશિએ તેમજ ખુદ પ્રફુલ્લે પણ સમજ પાડી. રંગરાજ રોતો રોતો કહેવા લાગ્યોઃ મા! તમે અમારો ત્યાગ કરીને ચાલ્યાં જશો, એ વાતની અમને કદી ખબર ન હતી. સઘળાંએ મળીને રંગરાજને શાન્ત પાડ્યો. દેવીગઢમાં પ્રફુલ્લનાં જે ઘરબાર અને દોલત હતાં તે બધુંય રંગરાજને બક્ષિસ કરી દેતાં દેવીએ કહ્યુંઃ તમે ત્યાંજ જઈને રહેજો, દેવતાને નૈવેદ્ય ધરાવીને પ્રસાદ આરોગજો. હવે લાઠી કદી ધારણ કરશો નહિ. તમે પરોપકાર કહો છો, તે વસ્તુતઃ પરપીડન છે. લાઠી વડે પરોપકાર થતો નથી. દુષ્ટોને રાજા સજા નહિ કરી શકે, તો ઈશ્વર કરશે. તમે ને હું શી વિસાતમાં? શિષ્ટોનું સંરક્ષણ કરવાનું વ્રત લ્યો, પરંતુ દુષ્ટોને સજા કરવાનું ઈશ્વરને સોંપી દો. ભવાની ઠાકુરને પણ મારા તરફથી આ બધી બાબતનો ખુલાસો કરી દેજો. એમને મારા કોટિ કોટિ પ્રણામ કહેજો.

રંગરાજ રૂદન કરતો કરતો ચાલ્યો ગયો. દિવા અને નિશિ ભૂતનાથના ઘાટ સુધી જોડે આવ્યાં. એજ પનાઇમાં બેસીને તે પાછી ફરવાની હતી અને દેવીગઢ જઇને રહેવાની હતી. ત્યાં તેણે હરિનામ જપીને પ્રભુનો પ્રસાદ લેવો એમ ઠર્યું. દેવીનો સઘળો રાજશાહી માલ પનાઇ પરજ હતો. રોકડ નાણું પણ અઢળક હતું. દેવીએ એ બધુંય દિવા અને નિશિને આપી દેતાં કહ્યું: આ સઘળું વેચી સાટીને એમાંથી જે કાંઇ દ્રવ્ય ઉપજે, તેનો ખપ પ્રમાણે ખર્ચ કરજો; બાકીનું ગરીબોને દાન કરી દેજો. એમાંથી મારે કશુંયે જોઇતું નથી. એમ કહીને પોતાનાં અણમોલાં વસ્ત્રાલંકાર તેણે નિશિ અને દિવાને આપી દીધાં.

નિશિએ કહ્યું: મા ! વગર ઘરેણે સાસરે જશો ?

વ્રજેશ્વરને દેખાડીને પ્રફુલ્લે કહ્યું: સ્ત્રીઓને કાજે એજ અલંકાર સહુથી શ્રેષ્ઠ છે. બ્હેન! બીજા અલંકારોનું હવે શું પ્રયોજન ?

નિશિ બોલી: તમે પહેલવહેલાજ સાસરે જાઓ છો; આજે હું તમને કાંઈ ભેટ આપીને આશીર્વાદ આપીશ. ના પાડશો નહિ. મારી એ અન્તિમ અભિલાષાને સફલ થવા દેજો.

એમ કહીને નિશિએ કેટલાંક મહામૂલ્યનાં રત્નાલંકાર પ્રફુલ્લને પહેરાવ્યાં. રાજાની પટરાણી પાસે નિશિ રહેતી હતી, ત્યારે રાણી પાસેથી એને એ અલંકાર મળ્યા હતા. દેવીએ એને નવાં નવાં ઘરેણાં આપેલાં હોવાથી નિશિ એ

પહેરતી નહિ. અત્યારે દેવીને અલંકાર વિનાની જોઇને, તેણે એજ ઘરેણાં દેવીને પહેરાવી દીધાં. પછી કાંઇ કામ બાકી નહિ રહેવાથી ત્રણેય રોવા લાગ્યાં. નિશિએ તો અલંકાર પહેરાવતી વખતે જ શરૂઆત કરી દીધી હતી, હવે દિવાએ એના સૂરમાં સૂર મેળવી દીધો. દિવાના સૂરે નિશિને મ્હાત કરી દીધી. પ્રફુલ્લ રડી—ન રડે એમ બનેજ કેમ? ત્રણેને અરસપરસ આન્તરિક પ્રેમ હતો; પરંતુ પ્રફુલ્લનું હૃદય આનંદથી ઉભરાતું હતું, તેથી તે ગળગળી થઇ ગઇ હતી. નિશિએ જોયું કે પ્રફુલ્લનું મન આનંદ—અધીર થઇ ગયું છે. નિશિ પણ એના સુખે સુખી થઇ—તેનું રૂદન ધીમું પડવા લાગ્યું. પણ એ બાબતમાં દિવા ઠાકુરાણીએ કશી કસર રહેવા દીધી નહિ.

યોગ્ય વેળાએ પનાઈ ભૂતનાથના ઘાટ પર આવી પહોંચી. ત્યાં દિવા અને નિશિનાં પગની ધૂળ લઇને પ્રફુલ્લે એ બન્નેની રજા માંગી. બન્ને રોતી રોતી એ પનાઇમાં બેસીને દેવીગઢ પાછી ફરી. માછી તેમજ બરકન્ડાજોને પગાર ચુકવી દેવામાં આવ્યો. પનાઇ રાખવી એ હવે દુરસ્ત ન હતું, કેમકે બધે તેની જાણ થઇ ગઈ હતી. પ્રફુલ્લે પનાઇ રહેવા દેવાની મના કીધી હતી. નિશિએ તેના ટુકડે ટુકડા કરાવી નાંખ્યા, તે બળતણ તરીકે ખપ લાગ્યા. એજ લાકડાંની બક્ષિસ કરીને વાંચક નિશિની વિદાયગીરી લે, એ અયોગ્ય નહિ ગણાય.

૫

## પ્રકરણ ૧૨

પ્રફુલ્લની પનાઈ ભૂતનાથના ઘાટ પર આવતાં વારને સારાયે ગામમાં જાણ થઈ ગઇ કે વ્રજેશ્વર નવી બાયડી પરણી લાવ્યો છે, અને વહુ ઘણી મોટી છે. તેથી નાનાં મોટાં આંધળાં લૂલાં વગેરે જેઓ જ્યાં હતાં ત્યાંથી વહુને જોવાને તૂટી પડ્યાં. જેઓ રસોઈ બનાવી રહી હતી, તેઓ તપેલાં ફેંકીને દોડવા મંડી; માછલી સમારી રહી હતી, તેઓ માછલીની ટોપલીને ઉંધી વાળીને દોડી. ન્હાવા ધોવામાં ગુંથાઈ હતી, તે સ્ત્રીઓ ભીનાં કપડાંભેર દોડી. જેઓ વઢવાડ કરી રહી હતી, તેમણે શત્રુ પક્ષની સાથે એકાએક સલાહ કરી દીધી. જે પોતાનાં બાળકને ઝપેટી રહી હતી, તે તેમને કેડમાં ઘાલીને વહુને જોવાને દોડી—બાળક માર ખાતું બચી ગયું. કોઇના સ્વામી ખાવા બેઠા છે, દાળ શાક પીરસાયાં છે, માછલીનો સેરવો પીરસાયો નથી. એજ સમયે વહુની પધરામણીની ખબર મળી. થઈ રહ્યું. વરને બિચારાને માછલીનો સેરવો મળ્યો નહિ. એ પ્રસંગે એક ઘરડી બાઈ પોતાની પૌત્રીને કાલાવાલા કરી રહી હતી કે હાથ ઝાલીને મને નહિ તેડી જાય, તો મારાથી કેવી રીતે ઘાટ પર જવાશે? પરંતુ વહુ આવ્યાની બૂમરાણ

થતાં વારને ઘરડી દાદીને પડતી મૂકીને પેલી છોકરી વહુ જોવાને દોડી ગઇ. દાદી પણ જેમ તેમ કરીને આખરે ત્યાં પહોંચી. માએ ખુબ ઝાંસા તસ્કા દીધા, ત્યારે એક યુવતિ કસમ ખાતી હતી કે હું કદી ઘર બહાર નીકળવાનીજ નથી. એજ સમયે વહુ આવ્યાની તેને ખબર પડી: બસ, સોગન છૂ થઇ ગયા, અને યુવતિ વહુને સાસરે દોડી ગઇ. મા પુત્રને વીલો મૂકીને દોડી, પુત્ર માતાની પાછળ રોતો રોતો જવા લાગ્યો. જેઠ બેઠા છે, પરંતુ નાની વહુએ તેની આમન્યા રાખી નહિ, ઘુમટો તાણીને તેની સામે થઇને પસાર થઇ. દોડાદોડ કરવામાં યુવતિઓનાં વસ્ત્ર સરી જવા લાગ્યાં, પરંતુ તે સમાલવાની પણ એમને ફુરસદ નથી. હુલકું મચી રહ્યું છે. લજ્જા પણ લજ્જાની મારી પલાયન કરી ગઇ છે.

વરકન્યા આવીને માંચડા પર ઉભા રહ્યાં. વરમાતા ઓવારણા લઇ રહી છે. વહુનું મ્હોં નીરખવાને લોકોની તૂટાતૂટ થાય છે, પરંતુ વહુ પોતાની વહુ તરીકેની લજ્જાને વિસારે પાડતી નથી—તેણે દોઢ હાથનો ઘુમટો તાણી દીધો છે, જેથી કોઇજ પોતાનું મ્હોં જોવા પામે નહિ. ઓવારણાં લેતાં લેતાં સાસુએ એક વાર ઘુંઘટ ખસેડીને વહુનું મ્હોં જોઈ લીધું. પણ તે એવી તો ચોંકી ઉઠી કે તેનાથી બીજું કાંઇજ બોલાયું નહિ. માત્ર આટલુંજ કહ્યું, “વહુ સારી છે.” તેની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં હતાં. ઓવારણાં લેવાઇ રહ્યા બાદ, વહુને ઘરની અંદર લઈ જઇને સાસુએ ભેગી થયેલી પડોશણોને કહ્યું: બહેનો ! મારો પુત્ર અને એની વહુ ઘણે

આઘેથી આવ્યાં છે, તેથી એ બન્ને ભુખતરસથી અકળાય છે. હવે મારે એમના ખાવાપીવાનો બંદોબસ્ત કરવો જોઈએ. વહુ તો હવે ઘેર આવી છે, રોજ તમારા જોવામાં આવશે. અત્યારે સહુ પોતપોતાને ઘેરે જાઓ અને ખાઓ પીઓ.

જમીનદારણનો આવો હુકમ સાંભળી, નારાજ થઇ પડોશણો પોતાને ઘેર ચાલી ગઈ. વાંક તો સાસુનો હતો, છતાં નિન્દા સહુથી વધારે વહુનીજ બીચારીની થવા લાગી કેમ ન થાય ? કોઈએ પેટ ભરીને મ્હોં જોવા ન પામી. વહુની ઉમ્મર ઘણી મોટી હોવાના સબબે ચકચાર થવા લાગી. બધીજ સ્ત્રીઓ બકવાટ કરવા લાગી, "જવા દો, કુલીનોને ઘેર એવાજ ભવાડા થાય છે." એ પ્રસંગે જેણે કુલીનોને ઘેર ઘરડી વહુ જોઇ હતી, તેણે પોતાના જાણીતા કિસ્સા ઉપાડયા. ગોવિન્દ મુકરજીએ પંચાવન વર્ષની સ્ત્રીની સાથે લગ્ન કીધાં હતાં, હરિ ચેટરજી સત્તર વર્ષની એક બાળાને પોતાને ઘેર લઇ આવ્યા હતા, મનુ બેનરજીએ એક ડોસીને છેલ્લા આચકા આવતા હતા, તે વખતે તેની સાથે લગ્ન કીધાં હતાં. મીઠું મરચું ઉમેરીને એ સર્વ વાતો થવા લાગી. એ પ્રમાણે વાતો કરીને ગામ આખરે ઠંડુ પડયું.

હુલકું આખરે શાન્ત પડયું. ગૃહિણીએ વ્રજેશ્વરને એકાંતમાં બોલાવ્યો. વ્રજે આવીને પૂછ્યું: શું છે મા ?

ગૃહિણી: બેટા ! આ નવી વહુ કયાંથી લઇ આવ્યો ?

વ્રજ: મા, મેં નવાં લગ્ન કીધાં નથી.

ગૃ: બેટા, આ ગુમાવેલી મિલકત તને ફરી શી રીતે મળી ?–ગૃહિણીની આંખમાંથી ચોધાર આંસુ વહેતાં હતાં.

વ્રજ: મા, વિધાતાએ દયા કરીને મને એ સંપત્તિ પાછી મેળવી આપી છે. મા, તું પિતાજીને અત્યારે કાંઇ કહીશ નહિ. હું એકાંત જોઇને એમને સઘળી વાતની સમજ પાડીશ.

ગૃ: બેટા! તારે કાંઇ નહિ કહેવું પડે, હું જ એમનો મિજાજ ઠેકાણે લાવીશ. વહુભાતની રીત તો એકવાર થવા દે, પછી વાત. જરાયે ચિંતા કરીશ નહિ. હમણાં કોઇનેજ કાંઇ વાત કરતો નહિ.

વ્રજેશ્વર રાજી રાજી થયો. આ કઠણ કામનો બોજો તેની માતાએ ઉપાડી લીધો. વ્રજેશ્વરની મહેનત બચી ગઇ. તેણે કોઇને કશી વાત કરી નહિ.

વહુભાતની રીત નિર્વિઘ્ને પૂરી થઇ. ખાસ ધામધૂમ કરવામાં નહોતી આવી. માત્ર થોડાંક અડીનાં સગાંને જમવા તેડીને હરવલ્લભે પાકસ્પર્શનો માંગલિક વિધિ સમાપ્ત કર્યો.

ત્યારબાદ લાગ શોધીને ગૃહિણીએ પેલી વાત હરવલ્લભની આગળ છેડી. તે બોલી: આ કાંઇ નવાં લગ્ન નથી–એ તો પેલી મોટી વહુજ છે.

સુતેલા વાઘને એકાએક બંદુકની ગોળી વાગી હોય તેમ હરવલ્લભ ઓચીંતો ચોંકી ઉઠયો. હેં! એ મોટી વહુજ છે? કોણે કહ્યું?

ગૃ: મેં ઓળખી કાઢી, અને વ્રજે પણ મને કહ્યું છે.

હર: એ તો દસ વર્ષ થયાં મરણ પામી છે.

ગૃ: મરેલું માણસ કદી પાછું આવે ખરૂં?

હર: ત્યારે આટલા દિવસ એ ક્યાં—કોની પાસે—હતી?

ગૃ: એ વાત હજી વ્રજને પૂછી નથી. પૂછવાની પણ નથી. એ એને જ્યારે ઘેર લઇ આવ્યો છે, ત્યારે કાંઇ બરાબર ખાતરી કર્યા વગર તો લાવ્યો નહિજ હોય!

હર: હું પૂછીશ.

ગૃ: નકામી શી માથાઝીંક! એ સંબંધી કશું બોલશો નહિ. તમે એક વાર એવી વાત કહી હતી, તે મારા છોકરાને ભયંકર થઇ પડી હતી. મારે તો એકનો એક છોકરો છે. મ્હારૂં માથું ખાજો, પણ એને કશું કહેશો નહિ. તમે જો એને કાંઈ કહેશો, તો ગળે ફાંસો ઘાલીને હું જીવ આપીશ.

હરવલ્લભ વીલો પડી ગયો. તેનાથી બીજું કાંઇ બોલાયું નહિ. તેમ છતાં પોતાની આબરૂ જાળવવા આટલુંજ કહ્યું: પણ લોકોમાં તો નવા લગ્નની વાતજ ફેલાય એમ કરજે.

તે બોલી: એમજ થશે.

પછી વ્રજેશ્વરને એ ખુશ ખબરની વધામણી આપતાં એણે કહ્યું: યોગ્ય સમય સાધી મેં એમને બધી વાત કરી છે, એ હવે તને કાંઈ કહેશે નહિ. ને વાત વધારે ચોળવામાં સાર નથી.

વ્રજે પ્રસન્ન ચિત્તથી એ સમાચાર પ્રફુલ્લને જણાવ્યા.

અલબત્ત ગૃહિણીએ પોતનો ગૃહિણીધર્મ ઘણી બાહોશી ભરેલી રીતે બજાવ્યો. જે ઘરમાં ગૃહિણી પોતાની ફરજ આવી દીર્ઘ દૃષ્ટિ વાપરીને બજાવે છે, તેનો પરિવાર હંમેશાં સુખીજ થાય છે. નાવિકને સુકાન બરાબર પકડતાં આવડતું હોય તો પછી નાવને ભય શો ?



## પ્રકરણ ૧૩

પ્રફુલ્લને સાગરને મળવાનું મન થયું. વ્રજેશ્વરનો ઇશારો મળતાં ગૃહિણીએ સાગરને બોલાવી મંગાવી. ત્રણેય વહુ-ઓને ભેગી કરવાની ગૃહિણીને ખાસ હોંસ હતી.

સાગરને તેડવા જે માણસ ગયો હતો, તેને મોંઢે સાગ-રના સાંભળવામાં આવ્યું કે, વ્રજેશ્વર એક બીજી બાયડી પરણી લાવ્યો છે—ને તે બાયડી ઘરડી ખખ છે ! સાગરને ઘણાંજ કમકમાં આવ્યાં. છટ્ ! ઘરડી બાયડી ! તે ગુસ્સે પણ થઇ. હું ! પાછાં લગ્ન કર્યાં ? ત્યારે અમે બૈરી છીએ કે બન્દૂકડી ? વિધાતાએ મને ગરીબ ઘેર કેમ નહિ પરણાવી ? નિત્ય પતિની પાસેજ રહેવાનું મળત, અને ફરી પરણવાનો તેને અભખરો પણ કદી થાત નહિ.

એમ ધુંઆફુંઆ થતી તે સાસરે આવી. આવતાં વારને સહુથી પહેલી નયનવહુની પાસે ગઇ. નયનવહુ સાગરને મન આંખના કણું સમાન હતી. નયનવહુ પણ એને એવીજ ગણતી. પરંતુ આજે બન્નેનાં દિલ એક થઇ ગયાં છે, કેમકે બન્નેને માથે એક સરખી આફત આવી પડી છે. તેથી સાગર પોતાની રાજી ખુશીથી સૌથી પહેલી નયનવહુની પાસે દોડી.

સાપને હાંડીમાં પૂરી રાખવા છતાં તે જેમ ફુંફાડા મારે છે, તેજ પ્રમાણે પ્રફુલ્લ અગ્યા બાદ નયનતારા પણ ધમપછાડ કરી રહી હતી. માત્ર એકજ વાર વ્રજેશ્વરનો મેળાપ એને થયો હતો, પરંતુ એણે જે ગાળોનો વરસાદ વરસાવ્યો, તેનાથી તે એવો તો ત્રાસી ગયો હતો કે ફરીથી નયનની પાસે આવવાની તેની હામ રહી નહિ. પ્રફુલ્લ તેને મળવાને ગઇ હતી, તેની બાપડીની પણ એજ દશા થઇ. પતિ અને લોકોની વાત તો દૂર રહી, પરંતુ પાડપડોશણ પણ નયનની પાસે કદી આવી શકતાં નહિ. નયનને કેટલાંક ઝગધાં થયાં હતાં; તેમની આફત પણ જેવી તેવી નહતી. કેટલીયે વાર એ બાઇના હાથે તેમને પુષ્પાંજલિ થતી અને તેમના ભોગ ફરી વળતા. આજે એજ દેવીજીનાં મન્દિરમાં સાગરે પહેલવહેલાં જઇને એમનાં દર્શન કીધાં. સાગરને જોતાં વારને નયન બોલી ઉઠીઃ આવો, આવો! તમે શું કામ બાકી રહી જાઓ? બીજા કોણ ભાગીદાર હવે થવાનાં છે?

સાગર: કેમ, સાંભળ્યું છે ને કે એમણે ફરીથી બીજું લગ્ન કર્યું છે !

નયન: દૈવ જાણે લગ્ન કર્યાં છે કે નિકા પઢ્યા છે ?

સાગર: બ્રાહ્મણની છોકરીને નિકા તો હોયજ શાની ?

નયન: તે બ્રાહ્મણ છે કે શૂદ્ર છે કે મુસલમાન છે તે ઓછીજ હું જોવા ગઇ છું ?

સાગર: મ્હોં સમાલીને વાત કરો, પોતાની જાત છોડીને પરાઇ કોમમાં દોડવાનું સાહસ કોઇ કરે નહિ.

નયન: જેણે આવડી મોટી બાયડી ઘેર આણી હોય, તેને જાતનો વિચાર રહેજ શી રીતે ?

સાગર: ઉમ્મરે કેવડી હશે ? આપણી સમોવડી હશે ખરી ?

નયન: આપણા બન્નેથી બમણી મોટી.

સાગર: વાળ ધોળા થઇ ગયા છે ?

નયન: વાળ ઘરડા થયા વિના રાત દિવસ ઘુમટો તાણીને બેસી રહે ?

સાગર: દાંત પડી ગયા છે ?

નયન: જેના વાળ ધોળા થઈ જાય, તેના દાંત પડી ગયા વિના રહે ખરા ?

સાગર: તમે શું એમ કહેવા માંગોછો કે આપણા પતિ કરતાં યે ઉમ્મરે મોટી છે ?

નયન: તું શું સાંભળો રહી છે ?

સાગર: એવું હોય ખરૂં ?

નૈયનઃ કુલીનને ઘેર બધુંજ હોઇ શકે.

સાગરઃ દેખાવે કેવી છે ?

નયનઃ રૂપ રૂપના અંબાર જેવી ! જોઇ લ્યો જાણે ગાલ ફુલેલી ગોવિન્દની મા.

સાગરઃ જે પરણી લાવ્યા છે, તેમને તમે કશી વાત કરી નહિ ?

નયનઃ એમનાં દર્શન મને કયાંથી થાય ? મારી નજરે પડે તો તો નકકી સાવરણી લઇને ફરીજ વળું.

સાગરઃ વારૂ, ત્યારે. એકવાર એ મધુરી મૂરતને જોઇ આવું.

નયનઃ જા જા, જીંદગીનું સાર્થક કરી લે.

તપાસ કરતાં કરતાં, સાગરે નવી શોકને સરોવરને કિનારે પકડી પાડી. પ્રફુલ્લ તે જગાએ વાસણ માંજી રહી હતી. સાગરે પાછળથી જઇને પૂછયુંઃ કેમ ! તમેજ અમારાં નવાં શોક ને ?

કોણ છે ? સાગર ! તું આવી પહોંચી કે ?—એમ કહી નવી વહુએ મુંડ ફેરવીને તેની સામે જોયું. જોતાં વારને સાગરની અજાયબીનો પાર રહ્યો નહિ. આશ્ચર્યચકિત થઈ તે બોલી ઉઠીઃ આ કોણ ? દેવી રાણી ?

પ્રફુલ્લે પ્રત્યુત્તર વાળ્યોઃ ચૂપ ! દેવી મરી ગઈ.

સાઃ અને પ્રફુલ્લ ?

પ્રઃ તે પણ મરી ગઇ.

સાઃ ત્યારે તમે કોણ છો ?

પ્ર: હું નવી વહુ છું.

સા: એ કેમ કરીને થઇ શક્યાં તે વિગતવાર સમજાવો.

પ્ર: બધી વાતનો ખુલાસો કરવા યોગ્ય આ સ્થાન નથી. મને એક ઓરડો મળ્યો છે ત્યાં જઈને બધી વાત કરીશું.

પછી ઘેર જઇ ઓરડાનાં બારણાં વાસી દઇ, બંનેયે એકાંતમાં વાતો કરવા માંડી.

પ્રફુલ્લે સાગરને સઘળા વાતોનો ખુલાસો કર્યો. તે સાંભળીને સાગરે પૂછવા માંડ્યું: હવે સંસારમાં ચિત્ત ચોંટશે? રૂપેરી સિંહાસન પર બેસી હીરાનો મુકુટ પહેરી રાણીપણું કર્યા બાદ વાસણ માંજવાં અને વાસીદાં વાળવાં ગમશે ખરાં? યોગશાસ્ત્રની ચર્ચા કરનારને બુઢ્ઢી દાદીમાની વાતોમાં રસ પડશે? બે હજાર માણસ પર જેણે હકુમત ચલાવી હતી. તેને ગંગાને કાશી સાથે રકઝક કરવાનું રૂચશે ખરૂં!

પ્ર: રૂચશે એવી ખાતરી હોવાથીજ અહીં આવી છું. સ્ત્રીનો ધર્મજ એ છે. રાજતંત્ર એ કાંઇ સ્ત્રીજાતિનો ધર્મ નથી. આ ગૃહસ્થધર્મજ સર્વથી કઠણ ધર્મ છે. સરખામણીમાં યોગ પણ એના જેવો કઠણ નથી. જુઓને કેટલાયે નિરક્ષર સ્વાર્થી અને અજ્ઞાની લોકોની સાથે આપણે વટ સાચવવો પડે છે. એમાં પણ કોઇને યે કોઇ પ્રકારે કષ્ટ ન પહોંચે, સઘળાને સંતોષ થાય એવી યોજના કરવી પડેછે. એના કરતાં સંન્યાસ ધર્મ વધારે કઠણ છે?

સા: ત્યારે હું થોડા દિવસ તમારી ચેલી બનીને રહીશ.

સાગર તથા પ્રફુલ્લ જ્યારે આમ વાર્તાલાપ કરી રહ્યાં હતાં

ત્યારે વ્રજેશ્વર ઘરડાં દાદીમાની પાસે બેસીને ભોજન કરતો હતો. દાદીમાએ એકાએક પૂછ્યું: વ્રજ! હવે હું કેવુંક રાંધું છું? વ્રજને દશ વર્ષ પહેલાંની વાત યાદ આવી. વાત નમૂનેદાર હોવાથી બન્નેયને સાંભરતી હતી. તેણે જવાબ દીધો: ઘણુંજ સરસ!

દાદીમા: અત્યારે દૂધ કેવું લાગે છે? બગડ્યું તો નથીને?

વ્રજેશ્વર: ઘણું ઉમદા દૂધ છે.

દાદીમા: વ્રજ! દશ વરસ થઇ જવા છતાં તેં હજી મને ગંગાલાભ કરાવ્યો નહિ?

વ્રજ: હું ભૂલી ગયો હતો.

દાદીમા: તેં ગંગાલાભ કરાવ્યો નહિ તેથી તું પણ શૂદ્ર થઇ ગયો.

વ્રજ: ના માજી! એવી વાત ન કરો.

દાદીમા: તારાથી બની શકે એમ હોય, તો મને ગંગાલાભ કરાવ—બીજી કાંઈ વાત મારે તને કહેવી નથી, પણ ભાઈ એટલું સંભાળજે કે કોઈ રખેને મારો રેંટીયો તોડી ન નાંખે.



## પ્રકરણ ૧૪

થોડાક માસ પછી સાગરના જોવામાં આવ્યું કે પ્રફુલ્લે પોતાનું બોલવું પાળ્યું. તેણે કુટુંબના સઘળા માણસોને સુખી કર્યા. સાસુજી પ્રફુલ્લના ઉપર એટલાં રાજી રાજી રહે કે ઘરના કામકાજનો સઘળો કારભાર તેને સોંપી દઈ, પોતે તો ફક્ત સાગરનાં બાળકોને કેડમાં ઘાલીને ફર્યા કરે. ધીરે ધીરે સસરાને પણ પ્રફુલ્લના ગુણીયલપણાની ખાતરી થઇ. છેવટે એવી સ્થિતિ આવી પહોંચી કે જે કામ પ્રફુલ્લે કર્યું ન હોય, તે એમને અકારૂં લાગતું. સાસુ સસરા પ્રફુલ્લની સલાહ લીધા વિના કોઇજ બાબતમાં પગલું ભરતા નહિ; એના અભિપ્રાય અને સમજશક્તિ પ્રત્યે એમને એટલી બધી સન્માનભરી આસ્થા ચોંટી ગઇ હતી. દાદીમાએ પણ રસોઇ-ની સર્વ વ્યવસ્થા પ્રફુલ્લનેજ સોંપી દીધી હતી. તેમને હવે રસોઇ બનાવવાના ત્રાસમાંથી મુક્તિ મળી છે. ત્રણેય વહુઓ તે બનાવે છે. પરંતુ બે ત્રણ વાનાં પ્રફુલ્લને હાથે જે દિવસે થયાં ન હોય, તે દિવસે રસોઇ કોઇને ભાવતી નહિ. જેને પ્રફુલ્લને હાથે રસોઇ પીરસાતી નહિ, તે અડધું ભુખ્યું રહી જતું. આખરે નયનવહુ પણ વશ થઇ ગઈ—હવે તે પ્રફુલ્લની સાથે ધમરોળ મચાવતી નથી. બલકે, તેની એટલી શેહ

અને દહેશત એને લાગતી કે બીજા કોઈની સાથે વેચાતી લડાઇ વહોરી લેવાનું સાહસ એ કરતી નહિ. પ્રફુલ્લને પૂછયા વિના તે પાણી સરખું પીતી નહિ—તેને એવો સ્પષ્ટ અનુભવ થયો કે મારાં બાળબચ્ચાંની જેટલી કાળજીભરી સંભાળ પ્રફુલ્લ રાખેછે, તેટલી તો ખુદ મારાથી પણ રખાતી નથી, તેથી પોતાના બાળબચ્ચાંને પ્રફુલ્લને સોંપી દઇ તે નચિંત થઇ ગઇ. સાગર પણ ઘણા દિવસ પ્રફુલ્લના વગર પીએર રહી શકી નહિ—ઝટ પાછી ચાલી આવી. પ્રફુલ્લની પાસે રહેવામાં તેના જીવને જેટલી કળ વળતી હતી, તેટલું બીજે કયાંય ચહેન પડતું નહિ.

બીજા બધાને મન આ અત્યંત અજાયબીની વાત હતી, પરંતુ પ્રફુલ્લને પોતાને તેમ નહતું. કેમકે તેણે નિષ્કામ ધર્મનો અભ્યાસ કર્યો હતો. ગૃહસ્થાશ્રમી થયા છતાં તે યથાર્થ સંન્યાસિની બની હતી. તેને કોઇ પ્રકારની કામના નહતી—કેવળ નિષ્કામ સેવાધર્મ તે બજાવતી અને કર્તવ્ય-પરાયણ થઇ રહેતી. કામના એટલેજ પોતાનું સ્વાર્થ સુખ. નિષ્કામ કર્મ હંમેશાં પરાયાના સુખને કાજે મથન કરવામાંજ સમાએલું છે. પ્રફુલ્લને ખરૂં જોતાં પારસમણિ કહી શકાય. એથી એ જેને સ્પર્શતી, તે સોના સમાન થઇ જતું. ભવાની ઠાકુરનું એ તેજદાર હથિયાર હતી—સંસારના બંધનોને એણે સહેજ તોડી નાંખ્યાં હતાં. એવા અદ્વિતીય મહામહોપાધ્યાયની શિષ્યા હોવા ઉપરાંત પોતે પણ પરમ પણ્ડિતા હતી; એવું હતું છતાંયે એને મૂળાક્ષરોનું જ્ઞાન

હતું કે નહિ તે પણ કોઇના જાણવામાં આવ્યું નહિ. ઘરના કામકાજમાં વિદ્યાનો પ્રકાશ કરવાનું પ્રયોજન રહેતું નથી. વિદુષી બાઇ સંસારનાં કામકાજ સારી રીતે બજાવી શકે એ વાત ખરી છે, પરંતુ વિદ્યાને પ્રકાશિત કરવાનું એ સ્થાન નથી. જે સ્થાન વિદ્યા પ્રકાશ કરવા યોગ્ય ન હોય, ત્યાં જેની વિદ્યા પ્રકાશ પામેછે, તે મૂર્ખજ ગણાય. જેની વિદ્યા પ્રકાશતી નથી, તેજ ખરી પણ્ડિતા છે. પ્રફુલ્લ પોતાની પંડિતાઇ પ્રકટાવવા જે વિવાદ કરતી, તે માત્ર એક વ્રજેશ્વરની સાથેજ. તે કહેતી: હું એકલીજ કાંઇ તમારી સ્ત્રી નથી. તમે જેવા મારા છો, તેવાજ સાગર અને નયન વહુના પણ છો. મેં એકલીએજ કાંઈ તમારી જોડે સુખ માણવાનો ઇજારો લીધો નથી. સ્ત્રીઓને પતિ એજ પરમ દૈવત છે—તો પછી એ મારી શોકોને કેમ તમારી પૂજા કરવાની તક નહિ મળવી જોઇએ? આ સઘળી દલીલ વ્રજેશ્વર નિષ્ઠાશૂન્ય બની જઇ સાંભળી શકતો નહિ. એનું હૃદય કેવળ પ્રફુલ્લમય બની જતું. પ્રફુલ્લ કહેતી: તમે જેટલા ઉમળકાભેર મને ચાહોછો એટલાજ ઉમળકાભેર એ લોકોને જો નહિ ચાહો તો તમારા ઉપર મારો પૂરેપૂરો પ્યાર બંધાશે નહિ. તેઓ જે છે, તેજ હું છું. પરંતુ વ્રજેશ્વર એ સમજી શકતો નહિ.

પ્રફુલ્લના બુદ્ધિચાતુર્ય અને સદ્‌વિવેચનાના પ્રભાવને લીધે ઘરનો તમામ કારભાર એના હાથમાં આવી ગયો. જમીનદારીનું કામ બહારનું હતું ખરૂં, પરંતુ જ્યાં કાંઇક વિચારવા યોગ્ય પ્રશ્ન ઉભો થતો, ત્યાં હરવલ્લભ બીજા કોઇની

સલાહ લેવાને બદલે તેનેજ પૂછતો. તેની સલાહ મુજબ વર્તવાથી. ઐશ્વર્ય અને લક્ષ્મી વધવા લાગ્યાં. આખરે યોગ્ય સમયે સર્વ સુખોથી વીંટળાઇ વળી હરવલ્લભ પરલોક સીધાવ્યા.

સઘળી માલમિલ્કત વ્રજેશ્વરને મળી. પ્રફુલ્લના ગુણોને લીધે વ્રજને અનેક નવી નવી જમીન, જાગીર અને અઢળક રોકડ નાણું હાથ લાગ્યું. ત્યારે પ્રફુલ્લે કહ્યું: મારૂં પચાસ હજાર રૂપીયાવાળું દેવું પતાવી દો.

વ્રજ: કેમ, રૂપીઆને તારે શું કરવા છે?

પ્ર: મારે કાંઈ કરવું નથી, પરંતુ એ રૂપીયા મારા નથી, શ્રીકૃષ્ણના છે—દીનદુ:ખીયારાંના છે. દીનદુ:ખીયારાંને જ એ આપવાના છે.

વ્રજ: કેવી રીતે ?

પ્ર: પચાસહજાર રૂપીયા વડે એક ધર્મશાળા ખોલો.

વ્રજેશ્વરે તે પ્રમાણેજ કર્યું. ધર્મશાળામાં અન્નપૂર્ણાની એક મૂર્તિ સ્થાપવામાં આવી અને એ ધર્મશાળાનું નામ "દેવી નિવાસ" રખાયું.

સમય આવ્યે પુત્ર પૌત્રાદિકથી ઢંકાઇ પ્રફુલ્લ સ્વર્ગવાસી થઈ. દેશભરના લોકો મુક્તકંઠે કહેવા લાગ્યા કે આજે અમે માતા વિનાના થઇ ગયા છીએ. રંગરાજ, દિવા અને નિશિ દેવીગઢમાં શ્રીકૃષ્ણચંદ્રના પ્રસાદ પર જીવનનિર્વાહ કરી પરલોકને વિષે પહોંચી ગયાં. ભવાની ઠાકુરના નસીબમાં એ નહોતું. રાજ્યતંત્રની લગામ અંગ્રેજોના હાથમાં આવી.

રાજ્યનો કારભાર સુવ્યવસ્થિત રીતે ચાલવા લાગ્યો. તેથી ભવાની ઠાકુરનું કામ પૂરૂં થયું. દુષ્ટોને સજા કરવાનું કામ રાજ્ય કરવા લાગ્યું. ભવાની ઠાકુરે પોતાનો ધંધો તજી દીધો.

પછી ભવાની ઠાકુરને એમ લાગ્યું કે, હવે મારે પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ. એમ ધારીને રાજીખુશીથી ભવાની-ઠાકુર અંગ્રેજોને હાથ પકડાઇ ગયો, પોતે સઘળીજ લૂંટફાટ કરવાનો ગુન્હો કબૂલ કર્યો અને પોતાને શિક્ષા કરવાની વિનંતિ કીધી. અંગ્રેજોએ એને જન્મભર કાળાપાણીએ જવા ફરમાવ્યું.

ઓ, પ્રફુલ્લ, આવ! એક વાર સંસારમાં પાછી ખડી થઇ જા—અમે તને જોઈ શકીએ. એક વાર આ સમાજની સામે ઉભી રહીને કહે તો ખરી કે—“હું નવી નથી, હું પુરાણી છું. હું તો સૂત્ર રૂપે છું. કેટલીયે વાર હું આવી, છતાં તમે મને વિસરી ગયા છો. તેથીજ પાછી આવી છું—

**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।**
**धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ।”**

